# લોખંડી ખાખનાં ફૂલ-૨

જયભિખ્ખુ



સદ્ભાવ પ્રકાશન
રતનપોળ-અમદાવાદ-૩૮૦ ૦૦૧

અર્પણ

સાહિત્યના સ્નેહમાંથી હૃદય મળ્યાં
હૃદય મળતાં એકમેકમાં ગૂંથાઈ ગયાં

એવા
મમતાભર્યા પ્રિય સ્વજન

કે. લાલ

(કાંતિલાલ ગિરધરલાલ વોરા)
અને
તેમના પરિવારને

—જયભિખ્ખુ—

## આરંભે

આર્ય કાલકના જીવનમાં એક વાત પદે પદે દેખાય છે. કર્તવ્યપાલન માટે સતત આગ્રહ. કર્તવ્યની વેદી પર શહીદ થઈ જવું એમને માટે સહેલું છે, પણ કર્તવ્યની જરા પણ ઉપેક્ષા થતી હોય તો એ એમને માટે અસહ્ય બની જાય છે. કર્તવ્યહીનતાનો ભાર એ વેઠી ન શકતા. એટલે જ્યારે પણ અંતરમાંથી કર્તવ્યનો સાદ ઊઠતો ત્યારે કોઈની પણ સહાયની આશા કે અપેક્ષા રાખ્યા સિવાય તેઓ ચાલી નીકળતા.

એ જ કર્તવ્યભાનથી પ્રેરાઈને તેઓ ગર્દભિલ્લ જેવા માંત્રિક, તાંત્રિક અને શક્તિના પુંજ સમા રાજવીની સામે થયા.

ન કોઈ સાથી, ન કોઈ સંગી! પોતાનાં પોતાનાં નહિ ને ધર્મપાલકોને ધર્મની ખેવના નહિ! આવા રેઢિયાળ યુગમાં ધર્મ પ્રત્યેની આટલી કડક કર્તવ્યભાવના ખરેખર ધન્યવચન માગી લે છે. આર્ય કાલકના જીવનનું મૂલ્યાંકન એ રીતે થવું ઘટે.

સાધુ માટે રાજનીતિમાં પડવાનો નિષેધ છે: પણ ધર્મરક્ષા માટે કોઈક સાધુપુરુષને ક્યારેક રાજનીતિના અગ્નિ પર ચાલવું અનિવાર્ય બની જાય છે: આ ઘટના એ વાતની સાખ પૂરે છે.

—જયભિખ્ખુ—

## ...જયભિખ્ખુની નવલકથાઓ...

૧
ભાગ્યવિધાતા
૨
કામવિજેતા
૩
ભગવાન ઋષભદેવ
૪
ચક્રવર્તી ભરતદેવ
૫
રાજવિદ્રોહ
૬
પ્રેમભક્ત કવિ જયદેવ
૭
વિક્રમાદિત્ય હેમુ
૮
ભાગ્યનિર્માણ
૯
દિલ્હીશ્વર
૧૦
પ્રેમનું મંદિર
૧૧–૧૨
પ્રેમાવતાર ભા. ૧–૨
૧૩–૧૪
લોખંડી ખાખનાં ફૂલ ભા. ૧–૨
૧૫
નરકેસરી
૧૬
સંસાર સેતુ
૧૭–૧૮
શત્રુ કે અજાતશત્રુ ભા. ૧–૨
૧૯
બૂરો દેવળ
૨૦
દાસી જનમજનમની

| અનુક્રમ | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|

# ૩૨

## સપ્તભૂમિકા પ્રાસાદ

ઉજ્જૈનીના ઊંચા રાજમહાલય પર ચંદ્ર પોતાની કૌમુદી ઢોળી રહ્યો હતો, પણ એના અંતરભાગમાં અમાવાસ્યાના અંધારાં ઘૂંટાતાં હતાં.

રાજા દર્પણસેનના સપ્તભૂમિકા પ્રાસાદને આજે દીપકોથી ઝળાંહળાં કરવામાં આવ્યો હતો. એના ખંડેખંડ નવી નવી રીતે શણગારવામાં આવ્યા હતા. આ પ્રાસાદ એક નાની નગરી જેવો વિશાળ હતો. કેટલાય માળ, કેટલાય આવાસ, ને કેટકેટલીય ભૂલ-ભુલામણીઓ ત્યાં હતી, તે કોઈ જાણતું ન હતું. એની ચોતરફની અતિવિશાળ ભૂમિમાં વિહારો, ઉપવનો, કુંજો, ગિરિનિર્ઝરો ઊભાં કરવામાં આવ્યાં હતાં.

અહીંના ઇતિહાસની કેટલીય ઘટનાઓ એવી હતી કે જે ન લખવી કે ન સંભારવી જ સારી. જગત જો એ જાણે તો એ કંપી જ ઊઠે. આ રાજપ્રાસાદની ભૂલભુલામણીઓમાં નગરની છકેલી યૌવનાઓને આમંત્રવામાં આવતી, એમને સુંદર વસ્ત્રોથી અલંકૃત કરવામા આવતી, ગરિષ્ઠ ખાદ્ય અને માદક પેયથી તૃપ્ત કરવામાં આવતી. અને પછી ત્યાં નિર્દ્વંદ્વ રતિક્રીડાની સંતાકૂકડીના ખેલ ખેલાતા.

પુરુષમાં ત્યાં માત્ર રાજા દર્પણસેન રહેતા. આ ભૂલભુલામણીમાં પ્રવેશેલી સ્ત્રી સામાન્ય રીતે સ્વયં બહાર નીકળી શકતી નહિ. મહારાજ દર્પણસેન એ વખતે સૌના રાહગીર બનતા, દરેક કુસુમકળીને સ્પર્શતા, ઇચ્છા થાય તો સૂંઘતા, સૂંઘીને બહાર જવા દેતા.

પ્રભુના સ્પર્શમાં જેમ દોષ ન લાગે, એમ મંત્રસિદ્ધ રાજવીના સ્પર્શને ત્યાં હીન લેખવામાં ન આવતો. કેટલીક કામાતુર સુંદરીઓને આ ગમતું પણ ખરું. કેટલીય વંધ્યાઓને ત્યાં પુત્ર મળતા. કેટલીક સુંદરીઓના સ્વામીઓ વગર શ્રમે શ્રીમંત થઈ જતા. ચમત્કારિક આ પ્રાસાદ મનાતો.

ભૂલભુલામણીમાં રાજાને ગમી જતી શ્રેષ્ઠ સુંદરી પછી કદી બહાર નીકળવા પામતી નહિ. એને સાતમા ભૂગૃહના સૌંદર્યખંડમાં દોરી જવામાં આવતી. ત્યાં આવા અનેક સૌંદર્યખંડો સજ્જ કરેલા રહેતા.

આ સૌંદર્યખંડોમાં રાજાની રક્ષિતાઓ રહેતી. દેશદેશથી આણેલી અનેક સુંદરીઓ એમાં વસતી. દરેક ખંડ થોડા દહાડા ખૂબ ચમકતો, એની ખૂબ જાહોજલાલી દેખાતી, અપૂર્વ રંગરાગ ત્યાં જામતા. એટલી વારમાં તો વળી નવો સૌંદર્યખંડ ઊઘડતો. અને ત્યાં નવ દીવડા ઝળહળ થતા. જૂના દીવા ગુલ થતા અનેજૂના સૌન્દર્યખંડની સુંદરીનું શું થતું તે કોઈ જાણી શકતું નહીં.

એકની બરબાદી ઉપર બીજાની આબાદી શરૂ થતી.

આ સપ્તભૂમિકા પ્રાસાદને તળિયે ક્ષિપ્રા નદીના એક વહેણને વાળવામાં આવ્યું હતું. આ વહેણમાં કેટલીય વાર હાડપિંજરો વહેતાં જોવાતાં.

આ આવાસોમાં એક આવાસ એવો હતો, કે જેના દીવા જ્યારથી ઝગ્યા ત્યારથી આજ સુધી ઝગતા રહ્યા હતા. જે જાહોજ-

જલાલી પહેલે દિવસે પ્રગટી, એ જ જાહોજલાલી આજે પણ ચાલુ હતી. એ ખંડ રાજા દર્પણસેનની ભગિની દેવી અંબુજાનો હતો.

છેલ્લા દિવસોમાં એ ખંડથી દૂર એક નવો ખંડ શણગારાઈ રહ્યો હતો. નવા ચોકીદારો અને નવી કુશળ દાસીઓ ત્યાં ગોઠવાઈ રહ્યાં હતા.

ચતુર અંબુજાનું લક્ષ એ તરફ હતું જ. સામાન્ય રીતે એ માનતી કે સમર્થ માનવીને દોષ લાગતો નથી. રાજા જો વિલાસ ન માણે તો બીજું કોણ માણે ?

અંબુજા પોતે જ ભાઈના વિલાસને ઉત્તેજન આપતી એકવાર પોતે જ તેનો ભોગ થઈ પડી હતી; ન જાણે પોતે કેમ ખેંચાઈ ગઈ, એની એને સમજ પડી નહોતી. આ વખતે એને ભારતની સ્ત્રીઓના પવિત્રતા વિષેના, શરમ, સંકોચ કે મર્યાદાપાલનનાં કેટલાક સિદ્ધાંતોના મહત્ત્વની સમજ પડી. જેમ ફૂલોવાળાં વૃક્ષોનાં ઉદ્યાનને વાડની જરૂર પડે છે, એમ જીવનમાં પણ એ હવે કેટલીક વાડોને–મર્યાદાઓને માનતી થઈ હતી.

રાજા દર્પણસેને બહેનના લજ્જિત મનને બહેલાવવા આર્ય કાલક સાથે લગ્ન કરાવી આપવાનો કોલ આપ્યો. પણ આર્ય સિદ્ધાંતો પર વિશેષ વિચારણા કરનારી અંબુજાએ એ વાતને સ્વયં અમાન્ય રાખી. રાજકારણમાં ભાવનાનો પણ યથેચ્છ ઉપયોગ છે. એ વાતનો રાજકારણી રીતે ઉપયોગ કરવા રાજા દર્પણે સુનયના નામની વિષ-કન્યા મોકલી એક નવું કાવતરું રચ્યું. એ કાવતરું કાલકના વજ્ર-કવચ જેવા સંયમ પાસે નિષ્ફળ ગયું.

મર્યાદામાં અને સંયમમાં માનનાર કાલકે સુનયનાને જરાય નમતું ન તોળ્યું; ઊલટું સુનયના કાલકના હાથે નીતિમર્યાદાના છાબડામાં તોળાઈ ગઈ. આ બધી વાતોએ દર્પણસેનના મગજને ભમાવી નાંખ્યું. એણે કહ્યું :

'અંબુજા ! પુરુષ એ પુરુષ, સ્ત્રી એ સ્ત્રી. પુરુષ સદા ભોક્તા સ્ત્રી સદા ભોગ્યા.'

અંબુજાને આ સામે કંઈ કહેવાનું નહોતું. એ એની રીત મુજબ એટલો સુધારો મૂકતી, કે હંમેશાં પુરુષ જ ભોક્તા અને સ્ત્રી ભોગ્યા એ વાત ખોટી છે. કોઈવાર પુરુષ ભોગ્ય અને સ્ત્રી ભોક્તા એવું પણ બને : છતાં પાછળથી એ કહેતી કે, આપણા ખૂનમાંથી મંદોદરી પાકે, સીતા ન પાકે. સીતા માટે તો આર્યાવર્તની પ્રણાલિકામાં ઉછરેલા જીવ જોઈએ.

'હવે સીતા અને સરસ્વતી બંધીય જોઈ ! અજવાળી તોય રાત.' દર્પણ તુચ્છકારથી બોલતો.

'દર્પણ ! નજર સામે બંને દષ્ટાંતો છે, છતાં ભૂલી કાં ગયો ? આપણે બંને ભાઈ બહેન અને સરસ્વતી અને કાલક પણ ભાઈ બહેન, છતાં બે વચ્ચે કેટલો ફેર ? તું અને હું પવિત્રતાનો ગર્વ કરી શકીશું ? અને એ બે જણાં કેટલી સરળતાથી પવિત્રતાનો દાવો કરી શકશે ?'

'હવે જોઈ એ બધી પવિત્રતા અને અપવિત્રતા ! મનને પ્રસન્ન કરે તે પવિત્રતા. આ તો કેટલાક ચોખલિયા લોકોએ વાડાબંધી કરી છે. આ પોતાનું, આ પારકું. હું એવા ભેદોમા નથી માનતો. વસુંધરાનાં બધાં લોકો એ આપણાં સ્વજનો. સ્વજનમાં માત્ર મા, બહેન કે દીકરી જ નહિ–પત્ની પણ હોય છે. મહાગુરુ મહામત્રનો આશ્રમ ભૂલી ગઈ ?' દર્પણસેન કહેતો.

'એ આશ્રમે જ આપણું સત્યાનાશ વાળ્યું. એણે જ આધ્યાત્મિકતાથી તારી શ્રદ્ધા ટાળી અને તને ભૌતિક બળોમાં શ્રદ્ધા રાખતો કર્યો.' અંબુજા લાંબો નિશ્વાસ મૂકતી બોલી:

'એવું ન બોલ આજે દર્પણસેન જે કંઈ છે, એ મહાગુરુના આશ્રમને આભારી છે, સમરાંગણ કે સ્ત્રી પરત્વે હું કદી

નમાલો નીવડચો નથી. તું મારી પાસેથી જાણી લે કે આટલી ભોગ્યાઓમાં થોડા વખતમાં એકનો વધારો થશે, અને તે પણ જેનાં તું વખાણ કરે છે એ!'

'કોણ?'

'સરસ્વતીઃ આર્ય કાલકની બહેન.' દર્પણે શાંતિથી કહ્યું.

'ઓહ દર્પણ! આ તું શું બોલે છે?' અંબુજા ગભરાઈ ઊઠી.

'કશુંય નહિ. નોંધી રાખ કે આ રાજ્યના ઉત્તરાધિકારીને એ જન્મ આપશે.' દર્પણ હસતો હસતો બોલ્યો.

'ઓ ભાઈ! એ તો તપસ્વિની સાધ્વી છે.'

'સાધ્વી થઈ એટલે શું સ્ત્રી મટી ગઈ?' દર્પણે ઉચ્છૃંખલ જવાબ આપ્યો.

'ભાઈ! એમાં તો એક સાધ્વીનું અપમાન થશે, કાલક કોપાયમાન થશે, ધરા આ ધ્રૂજી ઊઠશે!' અંબુજા ડરતી હોય તેમ બોલી.

'તારો ભાઈ ધરાને કાબૂમાં કરી શકે એવો છે!'

'ધર્મ પર તેં તરાપ મારી ગણાશે. ગજબ થયો ગણાશે.' અંબુજાએ ભાઈને આ કૃત્યથી વારવા માટે સમજાવવા માંડચો. 'ધર્મ તને માફ કરશે નહિ.'

'અરે! અત્યારે તો ધર્મ પોતે જ વેરવિખેર થયો છે. કાલક પ્રત્યે ઘણા ધર્માચાર્યો તિરસ્કાર દાખવે છે.' રાજા દર્પણસેને કહ્યું, 'તેઓ આ સમાચારથી ખુશ થશે; કહેશે કે એ જ લાગનો હતો.'

'સરસ્વતી કંઈ મારાથી વધુ સુંદર નથી.' અંબુજાએ ભાઈનું મન ફેરવવા નવી દલીલ અજમાવી.

'નવું પુષ્પ થોડું અસુંદર હોય તોય એમાં નવીનતાની મજા છે, અને સરસ્વતી કંઈ ઓછી રૂપવતી પણ નથી. તું મારા માટે એને જ યોગ્ય લેખતી હતી, એ હું ભૂલી ગયો નથી, હો !'

'ભાઈ ! એ વાત જુદી હતી, આ જુદી છે આ કામ ન કર. કાલક ભારે તીખો છે.'

'એની તીખાશ એને મારશે ! એ તીખો થશે તો એની સાધુતા નિંદાશે. એ સાધુપણું રાખશે, તો સરસ્વતી મારી થશે. બંને રીતે મારે તો બેય હાથમાં લાડુ જેવું છે !' દર્પણસેન ખૂબ હસ્યો.

'ભાઈ ! સરસ્વતી પવિત્ર છે; સીતા જેવી છે.'

'પણ એના રામ ક્યાં છે ? સીતાને તો રામ હતા. અંબુજા ! ભારતીય લોકો પરણેલી સ્ત્રીને રંજાડવામાં પાપ માને છે અને આ તો કુંવારી છે. વળી ક્ષત્રિયકન્યા છે. એમ માન કે હું એનું હરણ કરીને ગંધર્વ લગ્ન માટે લાવું છું.' રાજા દર્પણે કહ્યું.

અંબુજા એની યુક્તિઓને પહોંચી શકતી નહોતી. દર્પણ આગળ બોલ્યો.

'સ્ત્રીનું અસ્તિત્વ જ આનંદ-વિલાસ માટે છે. એને જે અધિકાર આપીએ છીએ તે એક છળ માત્ર છે. સ્ત્રી સુવર્ણપાત્રમાં ભરેલા મધુરસ જેવી છે. સુવર્ણ કદી મલિન થતું નથી, મધુરસ કદી ફિક્કો પડતો નથી.'

'દર્પણ ! હું તને દલીલથી કદી હરાવી શકીશ નહિ. પણ આ માર્ગે ન જા. સાધ્વીને સતાવ ના ! ધર્મને છ છેડ મા ! કાલક દૃઢ નિશ્ચયવાળો છે. એ પોતાની સાધ્વી ભગિની માટે આકાશ-પાતાળ એક કરશે' અંબુજા બોલતી નહોતી, જાણે પગમાં પડીને રડતી હતી.

'ડર મા, અંજુના ! રાજા દર્પણને હરાવનાર હવે તો જન્મે ત્યારે ! કદાચ એમ માની લે કે મારી સેના ફરી જાય, મારા મંત્રીઓ દગો કરે, મારા સ્વજનો સાથ ન આપે, પણ હું એકલો શત્રુના દર્પને હરી શકું તેવો છું. હું ગર્દભી વિદ્યાનો સ્વામી છું. જાણે છે, સાગરનું જેવું મહાન બળ હોય છે, તેવી તેની ક્ષુધા પણ ભારે મોટી હોય છે ! એ ક્ષુધાને તૃપ્ત કરવા ન જાણે કેટલીય સરિતાઓ ખારી બની નામશેષ બની જાય છે. સરિતાની એમાં આનાકાની ન હોય. એ તો એકબીજાનું સરજત જ એવું છે. સરિતાએ સાગરસ્વામીને ભેટવું. સાગરસ્વામીએ સ્નેહથી એને સત્કારવી.' દર્પણસેને વિદ્વત્તાનો ભંડાર ખુલ્લો મૂક્યો હતો.

અંજુના કંઈ બોલી ન શકી. એ શૂન્યમનસ્ક બની ગઈ.

દર્પણસેન સૌંદર્યખંડની સજાવટ માટે યોગ્ય સૂચનાઓ આપી અંજુનાની તરફ એક મદભરી નજર નાખતો ચાલ્યો ગયો.

અંજુના વિચારી રહી: ફરી દર્પણ આવે ત્યારે એને નવી રીતે સમજાવીશ. સરસ્વતીના નામ સાથે એને કાળપડઘા સંભળાતા હતા. ને કાલક ! નીતિનો ચુસ્ત મહા પુરુષ ! મહાગુરુ જેવા મહા-મથના આશ્રમમાંથી જે મોત માથે લઈને ભાગ્યો હતો, એ આ કેમ જીરવી શકશે ? એ દર્પણ જેવા પહાડ સાથે જરૂર ટકરાશે. દર્પણ પાસે ગર્દભી વિદ્યા છે; અને એના બળ પર એ નાચે છે, પણ સંસારમાં શેરને માથે સવાશેર હમેશાં હોય છે. આખરે સત્યનો જય અને પાપનો ક્ષય થાય છે. સાધ્વીને સતાવવાનું પાપ મોટું છે. રાવણ પણ ક્યાં ઓછો વિદ્યાવાન હતો ?

અંજુના હજી આ વિચારમાં બેઠી હતી, એટલામાં ભૂલભુલા-મણીના રસ્તેથી બે કદાવર માણસો એક સ્ત્રીને ઊંચકીને આવ્યા. તેઓ સીધા સૌંદર્યખંડમાં પહોંચ્યા. ત્યાં તમામ વ્યવસ્થા હતી. એક સુંદર પલંગમાં એ સ્ત્રીને સુવાડી દીધી.

અંબુજાનું લક્ષ એ તરફ ખેંચાયું. એ ત્યાં ગઈ.

અહીં કોઈને કોઈ વાતનો ડર નહોતો. સેવકોએ કહ્યું: 'પેલા અવળચંડા સાધુ કાલકની આ બહેન છે. અનાઘ્રાત પુષ્પ છે. મહારાજ આજની રાત અહીં ગાળશે !'

અંબુજા આવા શબ્દો ઘણીવાર સાંભળતી. અનેક કમભાગી સુંદરીઓને જોતી, 'હશે,' કહીને આંખ આડા કાન કરતી, પણ આજ તો આ શબ્દો એને અંગારા જેવા અસહ્ય લાગ્યા.

એ સરસ્વતી પાસે ગઈ. હજી એ બેભાન હતી. માર્ગમાં છૂટવા ખૂબ ધમપછાડા કરવાથી એ શ્રમિત થઈ ગઈ હોય, એમ લાગતું હતું.

અંબુજા ઘણે દિવસે સરસ્વતીને જોતી હતી. એને ક્ષણવાર આશ્રમના દિવસો યાદ આવ્યા. પોતાના ટૂંકડિયા સોનેરી વાળની કાલક ગૂંચો કાઢતો ને બંને જળમાં પોતાના પડછાયા જોઈ હસતાં, એ યાદ આવ્યું.

કેવા સુંદર દિવસો ! ફરી ન જ આવ્યા !

અંબુજાને લાગ્યું કે ફરી મસ્તીભરી કિશોર અવસ્થામાં પ્રવેશી જાઉં ! આ હૈયાબળાપાવાળું યૌવન ફગાવી દઉં !

'સરસ્વતી ! ઓ સરસ્વતી બહેન !' અંબુજાએ મીઠા સાદે સરસ્વતીને ઢંઢોળી.

સરસ્વતી હજીય બેહોશ હતી. અંબુજા એની દેહયષ્ટિ પર નજર ફેરવી રહી એના મસ્તક પરનો સુંદર કેશકલાપ ગૂંથવાના દર્પણના મનોરથો મનના મનમાં જ રહ્યા હતા. એ કેશકલાપ આજે નામશેષ બન્યો હતો. મસ્તક સાવ કેશવિહોણું હતું.

એના સુંદર ચરણ, જેની પાસે પદ્મની શોભા પણ ઝાંખી પડે, એમાં ઊંડા વાઢિયા પડ્યા હતા. એની કાયા કરમાઈ ગઈ.

હતી; માત્ર ધર્મતેજની એક રેખા એના મુખમંડળ પર ચમકી રહી હતી.

અંજુનાના અંતરમાં ભારે સંતાપ જાગ્યો. સંસારમાં આટલી સૌંદર્યવતી સ્ત્રીઓ હોવા છતાં, આ સાધ્વી પર તરાપ ! ન ભૂતો ન ભવિષ્યતિ !

અને અંજુના મનોમન નિર્ણય કરી બેઠી. એ વિલાસી હતી, બહુ ઊંડાણમાં ઊતરવામાં માનનારી નહોતી, છતાં સરસ્વતી પર એને વહાલ છૂટયું. એણે સરસ્વતીને સાચવીને સુવાડી. એના વિવર્ણ મુખ પરથી રજ લૂછી. એના ધગધગતા કપાળ ઉપર લાગણીભર્યો હાથ ફેરવ્યો.

સાંજ પડતાં સરસ્વતી કંઈક સ્વસ્થ બની; છતાં હજી પથારીમાંથી બેઠી થઈ શકે તેમ નહોતી.

સંધ્યાકાળે દાસીઓ સ્નાનજળ લઈને આવી. વસ્ત્ર આવ્યા. અલંકાર આવ્યા. વિલેપન આવ્યાં. હારતોરા અને ઈત્ર આવ્યાં.

અંજુનાએ દાસીઓને કહ્યું: 'અરે ! આ બધી સૌંદર્યસામગ્રીથી મને શણગારો !'

દાસીઓ કંઈક અચકાઈ, પણ એય અંજુનાના કડક મિજાજને પિછાણતી હતી.

ધીરે ધીરે બધો શણગાર અંજુનાની કાયા ઉપર ગોઠવાઈ ગયો. અંજુના નવેલી નાર બની ગઈ. એનું રૂપ ધારકાઢેલી તલવાર જેવું ચમકી રહ્યું.

હવે સરસ્વતી ધીમે ધીમે ભાનમાં આવી રહી હતી. ભાનમાં આવતાં જ એ ચીસ પાડીને બેઠી થઈ ગઈ. અંજુનાએ એને પકડી લીધી; ગોદમાં લઈ લીધી.

બેએક પળોમાં સરસ્વતી પૂરા ભાનમાં આવી ગઈ. એ બોલી:

'ઓહ બહેન અંજુજા! દર્પણ આખર જાત પર ગયો. ધર્માશ્રિત મારા પર ઘા કર્યો. તું જોજે, આજે ચકલી બાજ સાથે લડશે.'

'બહેન, ચિંતા ન કર. હું તારી મદદમાં છું.' અંજુજાએ કહ્યું.

'તું મારી મદદમાં? સાચું કહે છે!'

'હા.' અંજુજાએ એની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું.

'ન માનું! વાઘની બોડમાં અહિંસક પ્રાણી ક્યાંથી હોય? મહાગુરુના શપથથી કહે છે!'

'સરસ્વતી! મહાગુરુના શપથથી કહું છું.'

'મારામાં નવું બળ આવે છે, બહેન! તું મદદ કરે તો બાજને બાંધી લઈએ, પાંખ કાપી લઈએ.' સરસ્વતી બોલી.

'પણ આ બાજ તો પાંખ કપાયે બમણો લડે એવો છે. લડીશું આપણે. હારજીત મહાગુરુને હાથ. પણ બહેન સરસ્વતી! તને ટૂંકાણમાં કહી દઉં, મને તારી બહેન માનજે. તારું શીલ સલામત રાખવા મારો પ્રાણ પણ આપી દઈશ. વિલાસી જીવન જીવીને લોકલજ્જાથી આ સપ્તભૂમિકા પ્રાસાદમાં ભરાઈ રહીને કંટાળી ગઈ છું. તારા માટે કંઈ યત્ન કરીશ, તો મને જીવનમાં કંઈક શાંતિ લાધશે.'

સરસ્વતી છળેલી કો સ્ત્રીની જેમ અંજુજા સામે જોઈ રહી.

## ૩

## સ્ત્રી જે છે તે નથી

રાત ભેંકાર હતી. આકાશની ધવલ કૌમુદીએ જાણે પૃથ્વીના શબ પર ધોળી ચાદર ઓઢાડી હતી.

સપ્તભૂમિકા પ્રાસાદમાં દીવા ઝાકમઝોળ બળતા હતા, તોય રાત ભેંકાર લાગતી હતી. દીવા બુઝાયેલી ચિતાના અંગારા જેવા તગતગતા હતા.

પ્રાસાદનો પથ્થરેપથ્થર આજે અહીંનાં રહેનારાંઓને પોતાના દેહને દાબતો જણાતો હતો. ઘણી સુંદરીઓ અહીં આવી હતી, અને ઘણીનાં શીલ અહીં લૂંટાયાં હતાં, પણ કોઈ રાત આવી ભારે ઊગી નહોતી. ઘરમાં સાપ બેઠો હોય, ને ઘર જેમ ભારે લાગે, તેમ બધું ભારે ભારે લાગતું હતું. એમણે દેહને તો હંમેશાં પારકાની મરજી પર હલાવ્યો– ચલાવ્યો હતો, દિલ પણ એમનું એ વેળા કંઈ બોલ્યું ચાલ્યું નહોતું, પણ આજ એમનું દિલ ડંખી રહ્યું હતું : તેઓ એકબીજાને કહેતાં હતાં :

'એક સાધ્વી સાથે આ જુલમ! અધર્મ આપણને ખાઈ જશે. ખરેખર આપણું આવી બન્યું છે. શેરના માથે સવાશેર જરૂર જાગશે.'

મધુરી નામની દાસી પોતાના પરિચિત દાસ દેવને કહેતી : ‘પણ ભાઈ, આજે તો શેરને માથે સવાશેર સંસારમાં ક્યાંય દેખાતો નથી.’

‘દેખાશે. કુદરત આવાં પાપ કરનારને છોડતી નથી. કંઈ નહિ બને, તો એકવાર આ આખો પ્રાસાદ જ બેસી જશે. પથરે પથરો આપણને જીવતાં જ પાતાળમાં ચાંપી દેશે.’

મધુરી બોલી: ‘દેવ! એક પુરાણી એમ કહેતા હતા કે અતિ મોટું પુણ્ય કે અતિ મોટું પાપ રસાયનની જેમ તરત માણસને ફળે છે. પણ આપણા રાજા માટે પાપ–પુણ્ય બંને સરખાં બન્યાં છે. એને કોઈ પહોંચે તેમ દેખાતું નથી. બાકી મને તો આ પથરાઓ આપણને દાટી દે, આપણે દબાઈ જઈએ, ચંપાઈ જઈએ, એ બહુ ગમે છે—ન જાણે કેમ !’

દાસ અને દાસી આવી ચર્ચા ઝીણે સ્વરે કરી રહ્યાં હતાં, ત્યાં રાજાના આગમનના સમાચાર લઈને કેટલાક દાસ દોડતા આવ્યા. તેઓએ રાજાના આગમનની વધામણી ખાધી.

અંધારી રાતમાં આગનો ભડકો દેખાય તેમ રાજા દર્પણસેન દ્વાર પર દેખાયો. એની કદાવર કાયા આખા પ્રાસાદને ભરી દેતી હતી. એનું પ્રત્યેક પગલું પ્રાસાદને ધમધમાવી રહ્યું હતું, ને નિરાંતે ઊંઘતા મેના–પોપટને પણ ઊંઘમાંથી ફફડાવીને જગાડી રહ્યું હતું.

દર્પણનો દેહ પ્રચંડ હતો. એનું માથુ ખૂબ મોટું હતું. હાથ ખૂબ લાંબા ને સ્થૂલ હતા. નાક ખૂબ મોટું હતું. અને એનાં બેય નસકોરાં મારકણા સાંઢની જેમ ફૂલેલાં હતાં.

મંત્ર–તંત્રની સતત્ સાધનાથી એના અવાજમાં ભયપ્રેરક નીડરતા ભરી હતી. શરીરબળમાં ને મંત્રબળમાં અપૂર્વ શ્રદ્ધા હોવાથી એનું હાસ્ય બેપરવા હતું.

નિત્ય પ્રભાતે માળી રાજબાગમાં જાય અને ફૂલ ચૂંટી લાવે, એટલી સ્વસ્થતાથી ને સહેલાઈથી દેશ-નગરની અપૂર્વ સુંદરીઓ અહીં કળે કે બળે લાવવામાં આવતી ને આ રાજમાળી એને એટલી સરળતાથી જ સૂંઘતો અને ફગાવી દેતો !

સ્ત્રી એ વિધાતાએ રચેલું બેનમૂન ફૂલ છે. ફૂલ તો કાલે કરમાઈ જવાનું છે; સ્ત્રીની જુવાની કાલે ચાલી જવાની છે; એનો તો ઉપભોગ કરી લીધો સારો—આ માન્યતા દર્પણસેનની હતી.

છતાં ન્યાય ખાતર એટલું કહેવું પડશે કે રાજા દર્પણસેન જેવો દાની રાજા બીજો નહોતો. સુવર્ણની એ કંઈ કિંમત ન લેખતો. એના દાનથી ચાલતા ધર્માશ્રમોનો તોટો નહોતો. એની ઉદાર મદદથી ચાલતાં સદાવ્રતોનું અન્ન અનેક સાધુ-સંન્યાસીઓના પેટમાં જતું. તેઓ તેના કામાચારની નિંદા કરતાં પહેલાં અનેક ગળણે પાણી ગળતાં

દર્પણના દાનથી સર્જાયેલાં મંદિરો, વાવ, કૂવા ને તળાવોનો પાર નહોતો. પોતાની પત્ની કે પુત્રીના ગુમ થયાના ખબર મળ્યા પછી પતિ કે માબાપને બીજો વિચાર કરવાનો કે બીજે શોધ કરવાની ન રહેતી. સપ્તભૂમિકા પ્રાસાદના પહેરગીરને સુવર્ણની ભેટ ચઢતી કે તરત પત્તો મળી જતો. પહેરગીર કહેતો, 'ભાઈ ! દુઃખનું ઓસડ દહાડા !'

પતિ કે પિતા થોડા દિવસ રાહ જોતા તો એમની પત્ની કે પુત્રી સુખરૂપ એમના ઘેર પહોંચી જતી : સાથે આ ભવ સુખે નિર્ગમન કરી શકાય તેટલું સુવર્ણ, મણિ કે રત્નનું ભાથું લઈ આવતી. લોકો કહેતા કે ગરબડ ન કરી તો ઘીના ઠામમાં ઘી પડી ગયું. છાલો વીંછી ચઢાવવાનો કંઈ અર્થ !

કેટલાક પિતા કે પતિ ચોખલિયા નીકળતા, તો એ હેરાન

થતા, ને સુંદરી જીવનભર કારાગાર વેઠતી; કાં તો એને ક્ષિપ્રામાં આપઘાત કરવો પડતો.

સંસારની જે શોભા સમો લેખાતો, કવિઓ જેના ઇંદ્રપુરીના નામે ગુણગાન ગાતા, એ સપ્તભૂમિકા પ્રાસાદ ખરેખર સંસારની ગંદકીનું મોટામાં મોટું ધામ હતું.

આ ગંદકીના મહાધામનો અધિદેવ દર્પણ હતો. અત્યારે એણે તાજું સ્નાન કર્યું હતું. મદ્યનો આસ્વાદ આજે છોડ્યો હતો, કારણ કે એ જાણતો હતો કે સાધ્વી સ્ત્રીને રીઝવવાની રીત અનોખી હોય છે.

રાજાએ આખા દેહ પર સુગંધી તેલ લગાડ્યું હતું. એક રેશમી અધોવસ્ત્ર પહેરી, ઉપર સોનાનો મોટો રત્ને જડ્યો કંદોરો પહેર્યો હતો.

વિશાળ છાતી પર ઝીણું પારદર્શક અંગરખું પહેર્યું હતું ને ઉપર ઉત્તરીય નાખ્યું હતું. મોટી ભોગળ જેવા એના બે હાથ હાથીની સૂંઢની જેમ ઝૂલતા હતા.

હાથ પર મુદ્રિકા અને બાવડા પર બાજુબંધ હતા. મસ્તક પર આછા વાળ હતા ને એના પર હીરાજડિત મંડિલ મૂકેલું હતું. કાનમાં સુંદર કર્ણફૂલ હતાં.

રાજાએ પ્રવેશ કર્યો કે એક દાસી પોતાના લાંબા કાળા વાળ માર્ગમાં બિછાવીને નતમસ્તક થઈ રહી.

રાજાએ એ કેશ પર મોજડી સહિત પગ મૂક્યા. તરત નત-મસ્તક થયેલી દાસીએ પોતાના બે હાથ પ્રસારી મોજડી કાઢી લીધી. રાજા મોજડી ઉતારીને આગળ વધ્યો.

તરત એથીય વધુ સ્વરૂપવાન દાસી હાથમાં થાળ લઈને આવી.

થાળ સુવર્ણનો હતો ને એટલો ચકચકિત હતો કે દાસીના દેહનો એમાં પડછાયો પડતો હતો.

આમ તો રાજા આજ ખુશમિજાજમાં હતો; પણ ઝીણવટથી નીરખનારને એ સચિંત પણ લાગતો. એની નજર દૂર દૂર રહેલા ખંડ પર હતી. ખંડમાં સંપૂર્ણ શાંતિ હતી, અને ખૂબ શણગારેલી સ્ત્રી અંદર આટા મારતી હતી.

રાજાને જરા હસવું આવી ગયું : 'રે સરસ્વતી ! ક્યાં ગયું તારું સાધ્વીપણું ? સ્ત્રીનો તમામ રંગ કાચો ! જરા પાણી પડ્યું કે આખું પોત રંગ બેરંગ ! અલંકાર, આભૂષણ, વસ્ત્રવિલેપન મળ્યાં કે કાચંડાના રંગની જેમ પળવારમાં બદલાઈ ગઈ સમજો !

રાજા ઉત્સાહમાં આગળ વધ્યો.

એક દાસી આવી એના હાથમાં એક થાળ હતો. થાળમાં એક મોદક અને મંત્રપૂત પાણી હતું.

પાણી ગર્દભી વિદ્યાની નિત્યોપાસના પછીનું ચરણામૃત હતું. મોદક વાજિકરણનો હતો. એ મોદકમાં એવી શક્તિ હતી, કે એક પુરુષ અનેક સ્ત્રીઓ સાથે રતિક્રીડા કરી શકે. રાજા મોદક મોંમાં મૂકી, ચરણામૃત પી આગળ વધ્યો. વાઘ જેવો રાજા પણ પ્રત્યેક કાર્યના પ્રારંભમાં આ વિધિ સાચવવાનું ન ચૂકતો. બહુ બળવાન માણસો વધુ પડતા વહેમી જોવાયા છે.

રાજા આગળ વધ્યો અને ખંડના બારણે પહોંચ્યો કે ખંડના દીવાઓ એક પછી એક રામ થવા લાગ્યા..

રાજાએ પૂછ્યું : 'દીવાઓ કેમ બુઝાય છે ?'

રાજાની ખાસ માનીતી દાસી મધુરી ત્યાં ઊભી હતી. એણે મનમાં કહ્યું, 'રે રાજા ! કાળા નાગના શ્વાસોચ્છવાસથી તો ગમે તેવા

અત્તરના દીવા પણ બુઝાય છે,' પણ પ્રગટ રીતે બોલી; 'આગંતુક સુંદરીની એવી ઇચ્છા છે.'

'શું તેના કહેવાથી દીવા બુઝાયા છે?' રાજાને ઉત્સુકતા જાગી.

'હાજી. તેઓએ કહ્યું કે એક સાધ્વીને દીવાની પણ શરમ લાગે.'

'વાહ રે સાધ્વી! અરે, સાધ્વી હોય કે મહાસાધ્વી હોય, સ્ત્રીનું મન જ બહુ પરિવર્તનશીલ છે!' રાજાએ હસતાં હસતાં કહ્યું ને પૂછ્યું, 'મધુરી! ક્યાં છે નવાં રાણી?'

રાજાના નિર્લજ્જ વર્તાવને રોજ ખમી રાખનારી, દુનિયામાં દેવ થઈને પૂજાતા અને અંતઃપુરમાં કામી ગર્દભથી પણ ઊતરતું જીવન જીવતા રાજાઓની કુત્સિત કામચેષ્ટાઓને સદા સહન કરનારી તુચ્છાતિતુચ્છદાસી આજ આટલા વાર્તાલાપથી પણ મનમાં ને મનમાં ખિન્ન થઈ રહી. એ બબડી: 'વિધાતા શા માટે આવા રાક્ષસોને પૃથ્વીને પાટલે મનમાં ને મનમાં પેદા કરતી હશે?'

મધુરી આ વિચારોમાં પળવાર ગૂંચવાઈ ગઈ, એટલે રાજાના પ્રશ્નનો તરત જવાબ ન આપી શકી.

રાજાએ ફરી પ્રશ્ન કર્યો, 'મધુરી! ક્યાં છે નવાં રાણી? સાંભળ્યું નહીં? કયા વિચારમાં પડી છે?'

મધુરી સાવધ થઈ ગઈ, બોલી, 'મહારાજ, વિચાર અત્યારે બીજો કેવો? નવાં રાણીનો જ વિચાર. મહારાજ! નવાં રાણી માટે ચોટલો લાવવો પડશે ને? બોડાં રાણી આપને ગમશે?'

રાજા આનંદમાં હતો. આટલી જલદી કોઈ સુંદરી પોતાને સ્વીકારવા માટે રાજી થઈ નહોતી. અનેક ચકલીઓ અહીં આવી

હતી, પણ એમણે બાજને ઝટ નમતું નહોતું તોળ્યું. રાજા વિચારી રહ્યો.

સંસારમાં કેટલાક જીવ ડાહ્યા હોય છે. શક્ય અને અશક્યનો વિવેક કરી લે છે: ને જે એકને એક બે-જેવી વાત હોય, એનો સામનો કરતા નથી. સરસ્વતી ખરેખર વિદુષી લાગે છે, સાથે વિવેકી પણ છે.

રાજા દર્પણના દિલમાં પળવાર એમ થઈ આવ્યું કે આવી રાણી હોત તો, આ અનેકની ઝંખના એકમાં જ વિરામ પામત. પણ એ સુંદરીને સાચું ન સૂઝ્યુ ને વૈરાગીઓના પંજામાં સપડાઈ ગઈ! અને એને પણ શો દોષ દેવો? બધાં કામ કાલકનાં જ! એ મૂંડાએ...

દર્પણના દિલે વળી પ્રશ્ન કર્યો: 'તો હજીય મોડું શું થયું છે? સરસ્વતીને પામીને તારી સુંદરીઓની શોધને સમાપ્ત કરજે.'

તરત જ અંદર સૂતેલી બળવાન કામનાએ પડકાર કર્યો: 'તું કંઈ થાક્યો–માંદો ગૃહસ્થ નથી. તું તો રાજા છે, રાજા! સૂર્ય એક હોય પણ એને કમલિની કેટલી હોય? એકને જોઈને બેસી રહેવાનું તારા માટે ન હોય. તારે તો બધીને પ્રફુલ્લાવવાની હોય.'

દર્પણ આ વિચારમાં દાસી મધુરીને જવાબ આપવામાં મોડો પડ્યો. ચતુર દાસીએ તકનો લાભ લીધો.

'મહારાજ! મારા પ્રશ્નનો જવાબ કાં ન દીધો? શું નવી રાણીના વિચારમાં ખોવાઈ ગયા? હું પૂછું છું કે 'મસ્તકે મૂંડાયેલી રાણી આપને ગમશે?'

'જરૂર ગમશે. નવાં નવાં ફૂલ સૂંઘનાર તારા રાજાને હજીય તેં ન ઓળખ્યો, મધુરી? હું તો ગોળથી 'કામ લેનારો છું. લાડવો હોય કે ગળપાપડી. એની મને ચિંતા નથી.'

'તો પધારો મહારાજ!' મધુરીએ સુંદર ભાવભંગી કરતાં મહારાજને આગળ વધવા કહ્યું.

ખંડના દીવાઓ એક પછી એક બુઝાતા જતા હતા.

રાજાએ અંદર પ્રવેશ કરતાં કહ્યું, 'તારાં રાણીને અહીં ભોજનખંડમાં નિમંત્ર !'

'મહારાજ ! એ અહીં નહિ આવે.' મધુરીએ કહ્યું.

'શું મને જોઈને એની ભૂખ ભાંગી ગઈ?' રાજા દર્પણસેન અધિક મોજમાં આવી ગયો.

'હા મહારાજ! આપનાં દર્શનથી એ તૃપ્ત થઈ ગયાં છે.' મધુરી બોલી.

'અત્યારે આપણા મંત્રીઓને અને મહાજનોને તેડાં મોકલવાં જોઈએ તેઓ મને વારંવાર કહે છે, કે આપનામાં નવ્વાણુ ગુણ સારા છે, પણ એક અવગુણ ભારે છે. દાની છો, જ્ઞાની છો, શૂર-વીર છો, પણ સ્ત્રી બાબતમાં જરા વધુ પડતા વેગવાળા છો. નિર્દોષ સ્ત્રીઓની આંતરડી ન બાળવી, બલ્કે ઠારવી. આજ તેઓને બોલાવી-ને મારે બતાવવું હતું કે સ્ત્રી જે છે તે નથી અને જે નથી તે છે!'

પછી રાજાએ પૂછ્યું, 'તો રાણીની ભેટ ક્યાં થશે?'

'સીધા શયનખંડમાં; એમણે આપને ત્યાં જ નિમંત્ર્યા છે.'

'અરે ! પણ એટલી બધી ઉતાવળ શી? જરા હાસ-પરિહાસ વિનોદ–વિલાસ, જરા આનંદ–પ્રમોદ...જરા...

'મહારાજ..! અત્યારે નવાં રાણીની ઇચ્છાને માન આપવું જરૂરી છે.' મધુરી બોલી.

'સારું', મને શયનખંડ તરફ દોરી જા!'

મધુરીએ રાજાને શયનગૃહ તરફ દોર્યો.

દીવાઓ જે થોડા થોડા જલતા હતા, એય હવે તો ધીરે ધીરે બુઝાવા લાગ્યા હતા શયનખંડના દરવાજે રાજા આવી પહોંચ્યો.

'તો રજા લઉં મહારાજ!' મધુરી મીઠાશથી બોલીને પાછી ફરી.

શયનખંડમાં અંધારું હતું. નવી રાણીની ઇચ્છા અંધારામાં મુલાકાત કરવાની હતી. રાજા એકદમ અંદર ધસી ગયો. ફડાક કરતું દ્વાર ઉઘડ્યું ને ફટાક લઈ ને બંધ થઈ ગયું.

મધુરી થોડી આગળ વધી, ને ઊભી રહી. ત્યાં કોઈ કણસતું હોય એવો અવાજ આવ્યો!

એ પાછી ફરી, ત્યાં તો બારણાને જબરો પાદપ્રહાર થયો. બારણું કડડભૂસ કરતું નીચે પડ્યું.

જાણે પહેલો જ પરચો વસમો થઈ પડ્યો હોય એમ રાજા બેબાકળો બહાર ધસી આવ્યો. એના આખા ડિલે ખંજવાળ આવતી હતી, અને જ્યાં જ્યાં ખંજવાળતો ત્યાં ત્યાં ભારે દાહ ઊઠતો હતો.

'રે મધુરી! આ શું? મારી તલવાર લાવ.'

માધુરી તલવાર લેવા દોડી ગઈ.

# ૩૪

## મ્યાનનાં મૂલ વધ્યાં

મધુરી દોડીને તલવાર લઈ આવી રાજાએ દોડીને તલવાર હાથમાં લીધી, પણ એ તો માત્ર મ્યાન જ નીકળ્યું. રાજાએ મધુરીને ધક્કો માર્યો અને એ દોડ્યો.

'તલવાર ! તલવાર !' એ બૂમ પાડી રહ્યો.

ગર્દભી વિદ્યાના સ્વામીના અવાજથી આખો પ્રાસાદ કંપી રહ્યો. જાણે દાસ-દાસીઓ મોત માથે આવીને ખડું હોય એમ બેબાકળાં નાસભાગ કરવા લાગ્યાં.

રાજા એક સેવક પાસેથી તલવાર લઈને પાછો ફર્યો, અને શયનખંડમાં આવીને તરત જ પલંગ પર ઝીંકી. પણ એ ઘા ખાલી ગયો.

પલંગ પર કોઈ નહોતું. પણ પલંગની બાજુમાં એક નવસ્ત્રી નારી ખડી હતી રાજાએ એને જોઈ, આશ્ચર્યથી બોલ્યો :

'ઓહ દગો ! સુનયના તું ? વિષકન્યા ? મને ખંજવાળ કેમ આવે છે, તે હવે હું સમજ્યો. શું મારા પર જ પ્રયોગ ? મને જ મારવો હતો ? રે રંડા ! મારી બિલ્લી અને મને મ્યાઉં !'

સુનયના પોતાના દેહને હાથથી ઢાંકતી બોલી : 'રાજા ! તારે તલવારની ક્યાં જરૂર છે ? તારે મન તો મ્યાનનાં મૂલ ઘણાં છે. હું મ્યાન છું, દેહ છું; આત્મા નથી મારું વિષ બીજાને હણી શકે, પણ તારા જેવા મંત્ર-તંત્ર વાદીને ખત્મ ન કરી શકે, ફક્ત ખંજવાળ જ ઉપજાવે.'

રાજા તલવાર લઈને આગળ ધસ્યો. 'ઓ દુષ્ટ ! પતિતા ! પાપિષ્ટા ! મારી છરી અને મારું ગળું !'

'ખાડો ખોદે તે પડે. મારા કરતાં તું રજમાત્ર ઊંચો નથી. ફક્ત તારી પાસે પરભવની પૂંજી વધારે છે એટલું જ. મારી પાસે આ ભવ કે પરભવ એમાંથી એકે ભવની પૂંજી નથી' સુનયના બોલી એ જાણે ભયથી પર થઈ ગઈ હતી.

'ચાંડાલિની ! તારા મોઢામાં ભવ-પરભવની વાત ? રે કાગડી નક્કી તું કાલક જેવા કાગડાના પડખાં પંપાળી આવી છે !' રાજાએ કહ્યું. એના ક્રોધનો પારો ઊંચો જતો હતો. પણ સુનયનાની નિર્ભયતા પાસે વારંવાર ઊતરી જતો હતો.

'કાગ તો તું છે કે હું ? તને વિષ્ટાનાં જ સ્વપ્ન આવે. ખબરદાર, કાલક જેવા હંસ માટે કંઈ બોલ્યો છે તો ! એ મારો ગુરુ છે ! સુનયના બે માથાની થઈને બોલી રહી

'વાહ ગુરુ ! વાહ ચેલી !' દર્પણ આગળ વધી ગયો, ને સુનયનાને નીચે પછાડીને એના ઉપર એણે તલવારનો ઘા કર્યો : 'લે દુષ્ટ ! મર કમોતે !'

'હું સ્ત્રી નથી, સ્ત્રીનું પ્રેત છું. મરવામાં જ મારું સુખ છે, ઓ દર્પણ ! હવે તો જરા સમજ, ભૂંડા !' સુનયના આટલું બોલતાં બોલતાં, તલવારના ઘામાંથી અતિ લોહી વહી જતાં. બેભાન બની ગઈ.

વિષકન્યાના જખમને પાટો પણ ન બંધાય; બાંધનાર જીવથી જાય. સુનયના કરુણ કમોતથી ધીરે ધીરે મરવાની. રાજકારણમાં અને રાજમહેલમાં તો આવી અગણિત હત્યાઓ થતી હોય છે; એમાં એક વધારો! એકાદ દુર્ભાગી જીવના મોતની અહીં કોડીની પણ કિંમત નહોતી! આ તો મોરનાં રૂપાળાં પીંછાં છે. ભલે ખરી જાય મોર સલામત તો પીંછાં અનેક!

સુનયનાને તલવારનો એક ઘા કરીને રાજા આગળ વધ્યો. એણે બૂમ પાડી: 'ક્યાં છે સરસ્વતી? એનાં વસ્ત્ર ઉતારી લઈને એને શયનખંડમાં હાજર કરો!'

રાજા દર્પણની વાઘ જેવી ત્રાડના મહેલમાં પડછંદા જાગ્યા. દાસદાસીઓ ધ્રૂજી ગયાં, પણ કોઈ આગળ ન વધ્યું. પથ્થરનાં પૂતળાંની જેમ બધાં પોતપોતાને સ્થાને ઊભાં રહ્યાં.

રાજાએ ફરીથી જોરથી ગર્જના કરી: 'સરસ્વતીને હાજર કરો!'

ગર્દભી વિદ્યાના સ્વામીની આ બૂમથી ઊંચે લટકાવેલાં હાંડી–ઝુમ્મર ખડખડ કરતાં નીચે તૂટી પડ્યાં. રાજા એક ઝુમ્મર નીચે દબાતો દબાતો બચી ગયો. એ આઘો ખસતાં બોલ્યો: 'મારી બિલ્લી અને મને જ મ્યાઉં! મારાં દાસદાસી અને મારી આજ્ઞા–બહાર!'

રાજાને પોતાના જ અંતઃપુરમાં આજ નવો અનુભવ થતો હતો. જગત જેના બળથી કંપતું હતું, એની જ આજ્ઞાનો અનાદર અંતઃપુરની સુકોમળ સ્ત્રીઓથી થતો હતો.

દર્પણને આચાર્ય કાલકના શબ્દો યાદ આવ્યા: 'માણસની કમજોરી, કારુણ્ય ને ચાતુરી શયનગૃહમાં જેમ જણાય છે, એમ રાજાના અંતઃપુરમાં પણ પરખાય છે. જેનું શયનગૃહ શેતાનનો આવાસ નથી, એ ઘર ધર્મરાજનું મંદિર છે. સંસારનાં પુણ્યશાળી સત્ત્વ ત્યાં દેહ ધરવા આવે છે!'

અંતઃપુર ! રે ! આ વિશ્વાસઘાતી અંતઃપુરનો આજ સર્વનાશ કરીશ સરસ્વતી પાતાળમાં છુપાયેલી હશે તો એને ત્યાંથી શોધી કાઢીશ. મારું તો જે થશે તે, પણ એને તો નષ્ટભ્રષ્ટ કરીને જ જંપીશ.

દર્પણ આગળ વધ્યો. અંદરના ખંડમાં પ્રવેશ્યો. ત્યાં સરસ્વતી નહોતી. ત્યાંથી આગળ વધ્યો. બીજા ખંડમાં એ ઘૂમી વળ્યો. સરસ્વતીનું નામોનિશાન ન દેખાયું !

ફક્ત એ ખંડમાં કેટલીક સ્ત્રીઓનાં પથ્થરનાં નગ્ન પૂતળાં હતાં. રાજાએ એ મનોરમ અંગો પર તલવારના ઘા કર્યા. પથ્થર સાથે લોઢું અફળાયું. તણખા ઝર્યા. એ તણખાના આછા ઝબકારમાં એક ઘૂંઘટ કાઢેલી સ્ત્રી અંદરના ખંડમાં દેખાઈ એણે સુંદર વસ્ત્ર સજ્યાં હતાં; મોહક અલંકારો ધારણ કર્યા હતા.

રાજાએ તલવાર ફેંકી દીધી. રે, શસ્ત્ર શું ? એને પોતાને પોતાનું અપમાન લાગ્યું. એના જેવાને વળી તલવારની શી જરૂર ? સરસ્વતી જરા પણ બળ બતાવે, તો કમળના ફૂલને ચૂંથી નાખતાં કેટલી વાર !

રાજા અંદરના ખંડમાં દોડ્યો. પેલી ઘૂંઘટપટવાળી સ્ત્રી બીજા ખંડમાં સરી ગઈ.

રાજા ત્યાં દોડ્યો એણે સ્ત્રીને કબજે કરવા હાથ લંબાવ્યા. સુંદરી સરીને ત્રીજા ખંડનાં ચાલી ગઈ.

રાજો ખસિયાણો પડી ગયો, છતાં એ આંધળા ઝનૂનથી દોડ્યો. આખરે સ્ત્રીને પકડી લીધી; પકડીને એનો ઘૂંઘટ ખેંચી લીધો.

સ્ત્રી ખુલ્લા મોંએ ઊભી રહી.

રાજા ફરી ખસિયાણો પડી ગયો : 'કોણ અવન્તિની વારવનિતા અલકા ? રે રંડા ! તું અહીં ક્યાંથી ? સુકાયેલું વાસી ફૂલ, અને દેવના ચરણની ઝંખના ? છટ્ ! '

'હા, હું અલકા. કાલક મુનિની શિષ્યા. રાજા, આ હઠ છોડી દે. આગ સાથે રમત ન રમ ' અવન્તિની ગણિકા બોલી. અલકા આજે ગુરુઋણ અદા કરવા આવી હતી. કાલકે એને કહ્યું હતું કે અલકા ! તું ધર્મને તાબે થા, સંસાર તારા તાબામાં છે, હું તારા તાબામાં છું.

દર્પણનું અભેદ્ય અંતઃપુર આમ આજે એકાએક કાણું માલુમ પડ્યું.

'અરે અગ્નિ તો હું છું. તમે સ્ત્રીઓએ આજ મારી સામે બળવો કર્યો છે કે શું ?' રાજા દર્પણ બોલ્યો.

આજ સુધીમાં એણે અનેક સ્ત્રીઓને શીલભંગ કરી હતી, પણ ક્યારેય એને આવો અનુભવ નહોતો થયો: બલ્કે ઊંધા જ અનુભવો થયા હતા.

રાજા દર્પણની શય્યાભાગિની થનાર સ્ત્રી પોતાને મહાભાગ્યશાળી ગણતી. દર્પણનાં વૈભવ, વિલાસ ને વીરતાનો તો દુનિયામાં ડંકો દેવાતો હતો, ને અહીં આજે એની ખોખરી હાડલી બોલતી હતી ! અને તે સ્ત્રીઓના હાથે !

રાજાએ આગળ વધીએ ગણિકાને ઊંચકી, ને એને નીચે પછાડવા જતો હતો, ત્યાં એ બોલી : 'રાજા ! તારે ક્ષુધા શમાવવાથી સંબંધ હોય તો હું એ માટે જ આવી છું. જોઈ લે મારું રૂપ. સરસ્વતી મારા પગની પાનીને પણ ન પહોંચે !'

રાજા વધારે ક્રુદ્ધ થયો, અને તેણે પથ્થરની દીવાલ સાથે ગણિકાને જોરથી પછાડી અને બોલ્યો :

'રે રંડા ! તું શું જાણે ? રાજા દર્પણસેનને બત્રીસાં પકવાન્ન જમ્યા પછી સદાવ્રતનો સૂકો રોટલો ખાવાના ભાવ થયા છે.'

પછી રાજા દર્પણસેન આગળ વધ્યો. એને વિશાળ સપ્તભૂમિકા પ્રાસાદ આજે અકારો લાગ્યો. આટઆટલા ખંડઉપખંડ

ન હોત તો એની સાથે આવી ભુલભુલામણીની રમત તો કોઈ ન રમત ! અત્યારે તો એ ક્યારનો પોતાના જીવનનું એક અધૂરું અરમાન પૂરું કરીને પાછો વળી ગયો હોત.

ખરી રીતે દર્પણ હવે જૂનો અતિકામી અને અતિવિલાસી દર્પણ નહોતો રહ્યો; પણ સરસ્વતીની બાબતમાં બે વાત હતી, એક તો પ્રતિહિંસાની તૃપ્તિ અને બીજું કાલકના જૂઠા ધર્મને પડકાર.

રાજા આગળ વધ્યો. નવા ખંડમાં પ્રવેશ્યો. રોજ બીજાને ભુલભુલામણીમાં ભૂલા પાડતો રાજા, આજે વગર ભુલભુલામણીએ પોતે જ ભૂલો પડતો જતો હતો !

નવા ખંડમાં વળી એક શૃંગારસજ્જ સ્ત્રીને એણે જોઈ એને થયું કે આજ સરસ્વતી ! પણ એને તરત યાદ આવ્યું, કે હું કેમ વીસરી ગયો કે સરસ્વતી સાધ્વી છે, ને એને માથે મૂડો છે. કેવો મૂરખ હું છું ! પળવાર પહેલાની જ વાત વિસારે પડી ગઈ !

રાજા ફરીવાર છોભીલો પડી ગયો. કાલકના શબ્દો યાદ આવ્યા. 'અપૂર્વ અંધ છે કામી ! રાત-દિવસ તે જોતો નથી !' આજનો અનુભવ એને જાત ઉપર જ ચીડ ઉપજાવતો હતો. યુદ્ધમાં એ કદી આટલો પાછો પડ્યો નહોતો, રાજકાજમાં એને કોઈએ આટલો પરેશાન કર્યો નહોતો, ને આજ ત્રણ ટકાની સ્ત્રીઓ એને બનાવી રહી હતી !

રાજા આગળ ન વધ્યો. હવે એ ખરેખર ચિડાઈ ગયો હતો એણે કમર પરથી કટારી કાઢી, અને એ સ્ત્રીની છાતી પર તાકતા બોલ્યો: 'કોણ છે તું, એ કહે, નહિ તો આ કટારી તારું કાળજું વીંધી નાખશે.'

છતાં સ્ત્રી શાંત ઊભી રહી. કટારી કરતાં કામિની બળવાન ભાસી, એણે કંઈ જવાબ ન વાળ્યો.

જવાબ ન મળતાં રાજાને ભયંકર ઝનૂન વ્યાપ્યું. એણે એ સ્ત્રીને ખતમ કરવા કટારી ફેંકી.

સ્ત્રીએ આગળ વધીને છટાપૂર્વક ફૂલનો કંદૂક ગ્રહે તેમ કટારી પોતાના કરમાં ગ્રહી લીધી.

રાજા આગળ વધ્યો. એ સ્ત્રી પણ સામે આવી. એણે મોં પરથી ઘૂંઘટ હટાવી લીધો.

'ઓહ, કોણ અંબુજા?' રાજા બે ડગલાં પાછો હઠ્યો. એને લાગ્યું કે આજે કોઈ અપશુકન એને થયા હોવા જોઈએ. લાખેણો માણસ કોડીનો થઈ ગયો!'

'અંબુજા!' રાજાએ ગુસ્સામાં કહ્યું : 'મૂર્ખ!'

'દર્પણ!' અંબુજાએ સામે એટલી જ તીવ્રતાથી જવાબ વાળ્યો પશુ!'

'ઓહ! અંબુજા! આ તારું ષડ્યંત્ર! સુનયના, અલકા બધાં તારી ગોઠવેલી શેતરંજનાં પ્યાદાં! રે છોકરી, કાલક તરફ તારો છૂપો પ્રેમ મારી સામે ષડ્યંત્ર તો નથી રચી રહ્યો ને? સ્ત્રી કોની થઈ છે, તે આજે થશે?' રાજાએ આખી પરિસ્થિતિનો તાગ કાઢ્યો હોય તેમ કહ્યું.

'કાલક તરફનો છૂપો પ્રેમ નહિ, પણ શીલ અને સત્ય તરફનો માગે આદ મને આ કરવા પ્રેરી રહ્યો છે.'

'તારું શીલ હું જાણું છું. દેહ મને આપ્યો, અને દિલ કાલકને આપ્યું.' દર્પણે બહેનને ઢીલી પાડી દે, એમ કહેવા માંડ્યું. એ વચનના ઘા કરવામાં પણ વીર હતો.

'દર્પણ! તું અંધ થયો છે, નહિ તો મારી અર્પણની ભાવનાની કદર કરી શક્યો હોત. હલકામાં હલકો દાસ જ દિલ અને અને દેહને જુદાં જુદાં વહેંચી શકે છે. બાકી ખરી રીતે તો જ્યાં

દિલ અપાય ત્યાં જ દેહ અપાય તું જાણે છે કે મેં તને–ભાઈને મારો ભરથાર કર્યો ! કેટલું પાપ આચર્યું ! આ બધું કોની ખાતર, જાણે છે? કેવળ તારી જ ખાતર. તને ખુશ કરવા ખાતર !. સમજ્યો ? કાગને ઉડાવવા મેં હીરો ફગાવ્યો. અને નગુરા ! તને તેની કિંમત નથી.' અંબુજાના શબ્દોમાં ક્રોધ અને અનુકંપા બંને ભર્યાં હતા.

'પાપ અને પુણ્ય એ તો ઢાલી વાતો છે ! સમર્થને પાપ છબતું જ નથી. અગ્નિને આભડછેટ અડે છે?' દર્પણે વાત વાળી લીધી.

'વ્યર્થ ગુમાન ન રાખ, દર્પણ ! કંઈક સમજ. કંઈક વિચાર !' અંબુજા પ્રાર્થના કરતી હોય તેમ બોલી.

'મને સરસ્વતી બતાવ' રાજાએ કહ્યું.

'સરસ્વતીને જોઈને તું શું કરીશ ?' અંબુજાએ પૂછ્યું

'એને મારી શય્યાભાગિની બનાવીશ.' રાજાએ કહ્યું.

'ઓ નિર્લજ્જ ! દેવમંદિરમાં ગાયની હત્યા કરીશ ?'

'હું મંદિર, દેવ અને ગાય કશામાં માનતો નથી; પાપ અને પુણ્યમાં માનતો નથી. પવિત્ર અને અપવિત્રમાં હું સમજતો નથી. વસ્તુ વાપરવાથી પવિત્ર કે અપવિત્ર થતી હોય તેમ સ્વીકારતો નથી. કાલક કહેતો કે વસ્તુ નહિ, વૃત્તિનો વિચાર કર. વૃત્તિથી વસ્તુ પવિત્ર કે અપવિત્ર બને છે.' રાજાએ વાત ઉડાવતાં કહ્યું.

'ગધેડાને મોંએ કેસરનો ચારો નાખ્યો હોય, તો કેવી વિડંબના થાય, એનું તું ઉદાહરણ છે. કાલકે કહ્યું કંઈ, દર્પણને દેખાયું કંઈ. વાહ રે મારા બુદ્ધિશાળીભાઈ !' અંબુજા ભાઈને ધર્મોપદેશ આપી રહી.

'ઓ સાધુડી ! મને સરસ્વતી બતાવ !'

'નહીં બતાવું.' અંબુજાએ મક્કમતાથી કહ્યું.

એકાએક પાછળીનું દ્વાર ખૂલ્યું અને એમાંથી એક સ્ત્રી બહાર નીકળી આવી અને વીજળી કડાકો કરે એમ બોલી : 'હું છું સરસ્વતી !'

'રે સરસ્વતી ! અંદર ચાલી જા. મને દર્પણનો સામનો કરવા દે મારા પછી તારો વારો.' અંબુજાએ સરસ્વતીને બહાર આવતી રોકતાં કહ્યું.

'બ્હેન ! વચ્ચેથી તું ખસી જા ! દર્પણનું જોર મારા દેહ પર છે મને પણ દેહ બંધનરૂપ લાગે છે. જપ, તપ ને વ્રતથી હું એને ધીરેધીરે ગાળવા માગતી હતી, આજે હુ એને એક ઝપાટે દૂર કરી દઈશ, સ્મશાનમાં માણુસનાં હાડને કૂતરો ચૂસે છેઃ અહીં મારાં હાડને એ ચૂસશે. આવ, દર્પણ અહીં આવ ! લે, તારે દેહ જોઈએ છે ને ?'

દર્પણ ઘડીભર ઠરી ગયો. સરસ્વતીના મૂંડાયેલા મસ્તકની આજુબાજુ તેજનાં વર્તુલ રચાતાં હતાં.

'આવ ! દર્પણ, આવ ! તારે મારો દેહ જોઈએ છે ને ? તારે એને શય્યાભાગી બનાવવો છે ને ? લે, મારો દેહ તૈયાર છે. આમ આવ !' સરસ્વતી આગળ વધી. માતા જાણે કોઈ છોકરાને રમવા રમકડું આપવા આગ્રહ કરતી હોય, એમ એ આગ્રહ કરી રહી.

દર્પણ તેજવિહીન બની ગયો. એ આગળ વધવા મથતો હતો, પણ જાણે એના પગમાં ખીલા ઠોકાઈ ગયા હતા ! ન એ આગળ વધી શક્યો, ન એ પાછળ હઠી શક્યો. જ્યાં હતો ત્યાં જ

સ્થિર થઈ ગયો, જાણે કોઈએ એના ઉપર સ્તંભનવિદ્યા અજમાવી ન હોય !

સરસ્વતી બે ડગલાં આગળ વધી. એણે પોતાની કમરે રહેલો હીરો કાઢયો. અંબુજાને બતાવતી બોલી : 'આ હીરો ચૂસું એટલી જ વાર છે. પછી આ આત્માને કશી આળપંપાળ નહીં રહે, અને આ દેહ રાજા દર્પણનો બની જશે.'

અંબુજા ગળગળી થઈ ગઈ. એ બોલી, 'બહેન ! દર્પણને માફ કર. બંધુની વાસનાની વેદી પર મારું આખું જીવન મેં બરબાદ કર્યું છે. એને ખાતર હું જીવતી મરેલી થઈને આ સપ્ત-ભૂમિકા પ્રાસાદમાં રહું છું. બહેન, કૃપા કર ! મારે ખાતર...

દર્પણનો દુષ્ટ આત્મા વેરાઈ ગયેલી હિંમત ફરી એકઠી કરી રહ્યો હતો. જે અંતઃપુરને એ મોજશોખનું ધામ સમજતો હતો, એ એને માટે આજે શિક્ષણનું ધામ બની ગયું હતું : અને રમકડાં જેવી અંગનાઓ, જેને પોતે રમાડવાની હોંશ રાખતો, એ એને રમાડી રહી હતી—મહાન દર્પણને, અપ્રતિરથ દર્પણસેનને ! મંત્ર-ધર ગર્દભિલ્લને !

થોડીવારે રાજા સ્વસ્થ થયો. એણે ચીસ જેવા સ્વરે કહ્યું : 'સરસ્વતી ! તારી વલે અંબુજા જેવી કરીશ, ત્યારે જ જંપીશ !'

'અવનિમાં હવે બીજી અંબુજા તને ન મળે, એની ચોકી કરવાનો મેં નિરધાર કર્યો છે. જોઉં છું, તું એને હવે કેવી રીતે વધુ રંજાડી શકે છે ? હું પણ એ જ ભાઈની એવી જ બહેન છું. લોઢા સામે લોઢું છે.' અંબુજાએ પડકાર ફેંકયો.

દર્પણ આગળ વધ્યો; વળી પાછો હટ્યો. આજ ન જાણે, કેમ પણ એની હિંમત ગળિયા બળદ જેવી બની હતી. જરાક આગળ વધી કે પાછી બેસી જાય.

અંબુજાએ દર્પણને આગળ વધતો રોકવા કટારી સંભાળી!

સરસ્વતીએ હીરે હાથમાં ગ્રહ્યો.

## ૩૫

## સ્ત્રીશક્તિનો પરચો

થોડીએક પળો એમને એમ સ્તબ્ધતામાં પસાર થઈ, પછી રાજા દર્પણ સરસ્વતી તરફ આગળ વધ્યો,

'રે સરસ્વતી! તું મારાથી લેશ પણ ડરતી નથી?' રાજા દર્પણે પ્રશ્ન કર્યો. એણે પોતાની શક્તિમાં આજે પહેલી જ વાર અશક્તિનાં દર્શન કર્યાં.

'લેશ પણ નહિ.' સરસ્વતી એને તુચ્છકારતી બોલી: જાણે છે કે મડા પર વીજળી ન પડે. હું તો ક્યારની મરી ચૂકી છું. તું મારો અંતિમ સંસ્કાર કર; એની જ હું રાહ જોઉં છું!'

'રે દુષ્ટા! હું તને નષ્ટભ્રષ્ટ કરી નાખીશ મને ઓળખે છે?' દર્પણે વળી કદમ ઉઠાવ્યા.

અંબુજા એનો માર્ગ રોકીને ઊભી રહી, અને વીનવવા લાગી 'ભાઈ! સંસારમાં કોઈને ન સાંપડે એવી શક્તિ તને સાંપડી છે. એ શક્તિનો સદુપયોગ કર. કૂવો પોતાનું પાણી પોતે ન પીવે, ધરતી પોતાનું ધાન્ય પોતે ન આરોગે, વાડ ચીભડાં ન ખાય.'

'દૂર થા, ઓ વ્યભિચારિણી!' દર્પણે અંબુજાનો તિરસ્કાર કર્યો.

'દર્પણ! તેં સાચું કહ્યું. વ્યભિચારી દર્પણની ભોગિની અંબુજા વ્યભિચારિણી જ કહેવાય. પણ એટલું યાદ રાખ કે મારા જીવતાં તું સરસ્વતીને સ્પર્શ પણ કરી શકીશ નહિ, બીજી કોઈ શીલવાન સ્ત્રીને વ્યભિચારિણી બનાવી શકીશ નહિ, અમે બેઠો બળવો કરવાનો નિર્ધાર કર્યો છે.' અંબુજા હવે ખરેખરી ઉશ્કેરાઈ ગઈ. હતી.

'કરીશ, કરીશ અને કરીશ! મને રોકનાર તું કોણ?' દર્પણ એકદમ આગળ વધ્યો.

'તને રોકનાર સ્ત્રીશક્તિ છે. અંતઃપુરની હજાર ચકલીઓએ એક બાજને ઘેરવાનો નિર્ણય કરી લીધો છે.'

'તો હું આખો સપ્તભૂમિકા પ્રાસાદ જલાવીને ખાખ કરી નાખીશ!' દર્પણ ડરામણી આપી રહ્યો.

'કરી નાખ દર્પણ! તો સંસારમાંથી પાપનો એટલો ભાર ઓછો થશે. અમે તો મોજથી બળીશું, પણ અમારી સાથે એ લહાવો લૂંટવા તું આવીશ ને?' અંબુજાએ કહ્યું.

અંબુજા આજે ખૂબ આવેશમાં હતી. હમેશાં ભાઈની પાપી પીઠને પંપાળનારી આજ ભાઈના વિરોધમાં ખડી હતી. ધીરે ધીરે એનું સુકોમળ રૂપ પલટાતું હતું. આંખમાં વાઘણનું ખુન્નસ, હોઠ પર નાગણની તીક્ષ્ણતા ને હાથમાં ગરુડની ઝપટ જાગતી હતી. એણે કટારી મૂઠીમાં સખ્ત કરી, અને આગળ વધી.

સરસ્વતી એકદમ વચ્ચે આવી ઊભી અને બોલી : 'બહેન! જો તું વચ્ચે પડે તો મારા સમ. એક વાર એને મારી પાસે આવવા દે. સ્ત્રીશક્તિ જે દિવસે જાગી, એ દિવસે અસુર–શક્તિ ભાગી સમજજે. મહિષાસુરને હણનારી મહિષાસુરમર્દિની આપણે છીએ.'

'સરસ્વતી! તું દેહ ફેંકી દેવા તૈયાર થઈ છે, પણ હું તને એમ કરવા દેવાની નથી, કાલકની થાપણ કાલકને પાછી સોંપવી

છે. મારા ભાઈને ગમે તે ભોગે આજ સમજાવ્યે જ છૂટકો છે.' અંબુજા દૃઢ નિશ્ચય સાથે બોલી.

હજી આ વાતચીત ચાલે છે, ત્યાં દર્પણે ઝપટ મારી. અંબુજાના હાથમાંની કટારી ખૂંચવી ને દૂર ફેંકી દીધી. અને એને જોરથી જમીન ઉપર પછાડી.

અંબુજાના કપાળમાંથી લોહી વહેવા લાગ્યું.

સરસ્વતી અત્યાર સુધી દૂર ઊભી હતી. એને થયું કે મારે અંબુજાની મદદે જવું જોઈએ; એ આગળ વધી.

પણ તરત જ અંબુજાએ એને ચેતવી દીધી:

દર્પણનો આ પ્રપંચ છે. તું મારી મદદે આવે અને એ તકનો લાભ લઈ ને તને પકડી લે!'

જાળ બિછાવીને શિકારી, પંખીના આગમનની શાંતિથી રાહ જુવે, એમ રાજા ઊભો હતો. અંબુજાની મદદે સરસ્વતી આવવાની અને પછી પોતે એને હાથ કરી લેશે એ એની ધારણા હતી. અને સ્ત્રી એકવાર હાથ પડી પછી છૂટવાની એની તાકાત નથી. પણ અંબુજાએ એની ધારણાને ધૂળમાં મેળવી દીધી.

દર્પણસેન કંઈક વિચારમાં પડી ગયો.

પણ ત્યાં તો સરસ્વતીના મસ્તકમાંથી ધુમાડાના ગોટા નીકળવા લાગ્યા. એ ગોટા પ્રાસાદની દીવાલ પર પથરાઈ ગયા: ને વાદળમાંથી સૂરજ ડોકાય, એમ કોઈ ભયંકર બે આંખો બહાર તરી આવી.

આંખો પણ કેવી? અગ્નિની ભડભડતી જ્વાળા જ જોઈ લો!

એ આંખોમાંથી થોડીવારમાં છીંકોટો સંભળાયો. દર્પણ જોઈ રહ્યો.

થોડીવારમાં આંખમાં એક રીંછ દેખાયું. રીંછની પાછળ મદારી આવ્યો. અરે, આ તો મહાગુરુ મહામઘનું પ્રતીક! મહાગુરુ ભક્તોની પાસે આ રીતે જ પ્રગટ થાય છે.'

દર્પણ હાથ જોડી રહ્યો, બોલ્યો : 'ગુરુદેવ ! આવે વખતે કેમ ? શિષ્યને શરમાવવા માગો છો ?'

સામેથી કંઈ જવાબ ન મળ્યો. ફક્ત રીંછ કૂદી કૂદીને એના નહોર બતાવી રહ્યું.

થોડીવારમાં તો રીંછ મદારી પર ત્રાટક્યું. એના તીક્ષ્ણ નહોર એના માલિકને મારવા લાગ્યું.

'રે ગુરુદેવ ! હું આ શું જોઉં છું ? આપની શક્તિ આપને હેરાન કરે છે કે હું ?' દર્પણ નમ્રભાવે બોલ્યો.

ફરી રીંછના છીંકોટા આવ્યા.

એક વિકરાળ ચહેરો આંખોની આજુબાજુ ઉપસી આવ્યો. થોડીવારે પહોળા હોઠ ખૂલ્યા. એમાંથી લાંબી જીભ નીકળી. એક ભયંકર અવાજ ગાજ્યો : 'શું મારી શક્તિ મને જ ખાશે ?'

'ના ગુરુદેવ !' દર્પણ મોં દાબીને બોલ્યો.

'તો મારો શિષ્ય થઈને તું મને ખાવા માગે છે ?' અવાજ ગર્જ્યો.

'કેવી રીતે પ્રભુ ?' દર્પણ શિષ્યની અદાથી પ્રશ્ન કરી રહ્યો.

'મેં સરસ્વતીને નિર્ભયતાનું વરદાન આપ્યું છે.' અવાજ ગાજ્યો.

'પણ એણે તો આપના અનુષ્ઠાનને અડધે છોડયું હતું ! એ તો આપની ગુનેગાર છે. આપે આપની વિદ્યા આ ગુનેગારો પાસેથી પાછી ખેંચી લીધેલી.' દર્પણ ગુરુને પાછળની વાત યાદ કરાવી રહ્યો.

'હું જાણું છું. મારી વિદ્યા માટે મને કાલકે વચન આપેલું. કે 'હું કદી નહિ વાપરું' અને એણે એ વિદ્યા નથી વાપરી. મારી વિદ્યાનો એકમાત્ર વારસ મેં તને બનાવ્યો છે.' અવાજે ગંભીર રીતે કહ્યું.

હવે રીંછ અને મદારી અદશ્ય થયાં હતાં, કેવળ આંખોમાં આગના ભડકા ઝગતા હતા.

'તો પછી આપ મને શું કહેવા માગો છો ?' દર્પણ પૂછી રહ્યો.

'સરસ્વતીને નિર્ભય બનાવ. અહીંથી સત્વર પાછો ફરી જા.'

'શું હું એને મુક્ત કરું ? તો તો જગતમાં મારી હાંસી થાય. મારા જ કર્મચારીઓ મને ખોટો ઠરાવે. મેં તેમને કહ્યું છે, કે સરસ્વતી મારા પર મોહીને અહીં આવી છે.'

દર્પણે શિષ્યભાવે ખુલાસો માગ્યો.

'હું માત્ર એને નિર્ભય બનાવવા માટે કહું છું. બીજી વાત કરતો નથી.' અવાજ બોલ્યો.

'ગુરુદેવ ! આપના તો ધ્યાનમાં જ હશે કે કાલક આપનાથી રિસાઈને ચાલ્યો ગયો છે.' સરસ્વતીએ વચ્ચે પ્રશ્ન કર્યો. એ કોઈ જગદંબાની છટાથી ઊભી હતી.

'જાણું છું.'

'ગુરુદેવ ! એ પાગલ થઈ ગયો હતો, એ જાણો છો ?'

'દરેક મહાશક્તિ પરાજયમાં પાગલ બને છે.'

'એટલું પૂછું છું કે એ ક્યાં હશે ? જ્યાં હશે ત્યાં સુખી તો હશે ને ?'

'વધુ તો નહિ કહું. સુખી અને દુઃખી બંને હશે.'

'ગુરુદેવ અંબુજાને સ્વસ્થ કરો.'

'સ્વસ્થ જ છે. અંબુજા તો મારી લાડકવાયી પુત્રી છે. આનંદભૈરવી છે. મારા ધર્મનો સ્તંભ છે. સો દર્પણ પણ એને કંઈ કરી શકે નહિ.'

સરસ્વતીએ જોયું તો અંબુજા સ્વસ્થ હતી. લોહી વહેતું બંધ થઈ ગયું હતું. સરસ્વતી અને અંબુજા બન્ને ગુરુદેવનાં નેત્રોને નમી રહ્યાં.

થોડીવારે બંનેએ નમેલાં મસ્તક ઊંચા કર્યાં ત્યારે ન ત્યાં ગુરુદેવનું મોં હતું, ન ત્યાં દર્પણ હતો.

માત્ર પાછળ વહેતી ક્ષિપ્રાની જલધારા મીઠો મધુરો અવાજ કરતી હતી.

'બહેન ! હીરો દૂર કરી દે ! મને ડર છે, કે કોઈવાર તું દુઃસાહસ કરી બેસીશ ! બહેન ! તમારું સાધુનું વ્રત તો અપરિગ્રહનું. તો પછી તારી પાસે આ હીરો આવ્યો ક્યાંથી ?' અંબુજાએ પ્રશ્ન કર્યો.

'વહાલી અંબુજા ! ઉજ્જૈનીમાં અમે આવ્યાં, ત્યારથી મને અપશુકન થયા કરતા હતા. જમણું અંગ વારંવાર ફરકતું. રાત્રે સૂતી હોઉં ત્યારે કાનમાં રુદનના ભણકારા સંભળાતા. મેં ભાઈને બે–ચાર વાર વાત કરી. એણે કહ્યું, તને દર્પણને જોઈને મહાભય ગુરુનો આશ્રમ અને છેલ્લી ભૈરવીચક્રની વિધિ યાદ આવતી લાગે છે. બાકી સાધુને ભય કેવો ને વાત કેવી ? રાજા રાજાને હરાવી શકે, મારી શકે, સંહારી શકે, પણ રાજાની તાકાત નથી કે સાધુ સામે આંગળી ચીંધી શકે. સાધુ તો સંસારની અમુલખ દોલત !'

'સાધુ તો સંસારની અમુલખ દોલત ! સરસ કહ્યું બહેન !' વચ્ચે અંબુજાએ કહ્યું. એના શબ્દોમાં આર્ય કાલક તરફ છુપાયેલું હેત ડોકિયાં કરી રહ્યું હતું : 'પણ બહેન, આ ધર્મની હરીફાઈ-ઓએ ઘાણ કાઢયો મારું ચાલે તો ધર્મમાત્રને મિટાવી દઉં.'

'બહેન ! ધર્મ–અધર્મ ભેગા થઈ ગયા છે—દૂધ અને પાણી ભળી જાય તેમ. પણ એ માટે જરા તાવડે તપાવીએ તો અધર્મની કસોટી થઈ જાય.'

અંબુજાએ મૂળ વાતનો દોર પકડતાં કહ્યું 'પણ બહેન, પેલી હીરાની વાત તો બાકી જ રહી !'

'ભાઈ કાલકે વાત કરી એથી મન કંઈક આશ્વાસન પામ્યું: પણ વળી એક વાર રાજા દર્પણ ઘોડો ખેલાવતો મારા વાસસ્થાન

પાસેથી નીકળ્યો. હું સાધ્વી હતી. શત્રુને મિત્ર ગણવાનો મારો ધર્મ હતો. મારા ધર્માચાર પ્રમાણે હું હંમેશાં નીચું જોઈને વાત કરતી, પણ એ દિવસે અચાનક મારી આંખો ઊંચી થઈ. મેં દર્પણ સામે જોયું. એની નજર વાંચી. મને એમાં ડર લાગ્યો. કલ્યાણમલ્લ પાસે ખડો હતો. મેં એને વાત કરી. એણે કહ્યું, રાજા શક્તિનો પૂજક છે. સ્ત્રીનો શિયળભંગ એનો શોખ છે. એનું કંઈ કહેવાય નહિ. ચેતતાં રહેજો! મેં કહ્યું, મને તો કશો ડર નથી, પણ આ દેહને જરૂર ડર છે. માટે જરૂર પડે દેહને ટાળી શકાય તેવી વસ્તુ મને આપો! એણે મને આ વિષમિશ્રિત હીરો આપ્યો. પેટમાં ગયો કે આંતરડાના કટકે કટકા. ત્યારથી હું હીરો સાથે રાખું છું.'

'ક્યાં રાખતાં?'

મારા ગળામાં. જો, આ ખાનું રહ્યું.' સરસ્વતીએ મોં ફાડીને હીરો રાખી શકાય તેવો ગળામાં પાડેલો ખાડો બતાવ્યો.

'આ કરામત તું ક્યાંથી શીખી?'

'એક જાદુગર પાસેથી. એ ત્યાં લોઢાના મોટા મોટા ગોળા રાખતો નાનપણમાં એવા પ્રયોગનો મને ખૂબ શોખ હતો. રાજ-મહેલમાં એવા એવા જાદુ કરી હું સહુનું મનોરંજન કરતી.'

દર્પણ હવે બહાર ચાલ્યો ગયો હતો એનો અવાજ પણ સંભળાતો બંધ થયો હતો.

અંબુજા બોલી: 'આજ એવો દાખલો બન્યો હશે કે ભાઈ હવે કોઈ પણ સ્ત્રીને છંછેડવાનું ભૂલી જશે. પણ આ કામમાં આપણને હોંશપૂર્વક મદદ કરનાર સુનયનાને અને અલકાને તો આપણે ભૂલી ગયાં! ચાલો, ચાલો.'

બંને જણાં જ્યાં અલકા પડી હતી, ત્યાં આવ્યાં. અલકાના અવયવો ઠીક ઠીક ઘવાયા હતા. છતાં એના મુખ પર પ્રસન્નતા હતી.

'બહેન, મારે કારણે...' સરસ્વતી બોલી. બોલતાં બોલતાં એની આંખમાં આંસુ આવી ગયાં'

'ના રે! તારે કારણે નહિ. કાલક મારા ગુરુ છે.' અલકા બોલી.

'તારા ગુરુ ?' અંજુના બોલી.

'બહેન, સૌંદર્ય અને સુવર્ણના કેફમાં ચકચૂર મને એ કેફમાંથી જગાડનાર એ મહાજોગી હતા. અરે! મેં સાંભળ્યું છે કે એ મહાજોગીને આ નગરે ભૂંડા હાલે દેશવટો દીધો ! હું બહાર હતી; જો અહીં હોત તો આવું બનવા ન દેત.'

'બહેન ! એ તો આભ ફાટ્યું હતું ત્યાં થીંગડાં આપણાથી ન દેવાત ' સરસ્વતી બોલી.

'સરસ્વતી બહેન। આવાં વિલાસી નગરોમાં ગણિકા રાજા હોય છે. મારી એક હાકલે હજારો મરદો મરવા તૈયાર થાત, પણ ચાલો. મોડે મોડે પણ થોડું ગુરુઋણ અદા કરી શકી, એનો મને આનંદ છે.' અલકા આનંદથી વાત કરતી હતી.

પછી બંનેએ મળીને અલકાને પલંગ પર સુવાડી; એની થોડી સુશ્રૂષા કરી, પછી સુનયનાની ખબર લેવા ગયાં.

સુનયના નિશ્ચેતન પડી હતી. એનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું. દાસી મધુરી ત્યાં હતી.

અંજુનાએ પૂછ્યું, 'સુનયના કેમ મરી ગઈ ? તમે કંઈ ન કર્યું ?'

મધુરી બોલી : 'સુનયનાએ જ અમને રોક્યાં. એ બોલ્યાં કે અંજુનાને કહેજો કે સુનયનાનો ઉદ્ધાર થઈ ગયો ! એ નિહાલ થઈ ગઈ !'

'ઓહ! પતિત છતાં કેવી પવિત્ર ! અરે, આ રાજમહેલોએ જ આવા સારા આત્માઓને પતિત સરજ્યા છે. આ ઊંચા ને રંગીન મહેલો નષ્ટ થવા જોઈએ.'

અંજુજાએ હૃદયનો ઊભરો ઠાલવ્યો. મધુરીએ કહ્યું : 'મહારાજા દર્પણસેન જતા જતા કહેતા ગયા છે કે મધુરી ! આ પ્રાસાદમાંથી એક પણ પ્રાણી બહાર ન જાય, એનું બરાબર ધ્યાન રાખજે. ટૂંક સમયમાં જ એ અગ્નિદેવને હવાલે કરીશ. પછી દેખવું નહિ ને દાઝવું નહિ.'

'આ પ્રાસાદે ભાઈને પ્રથમ વાર પરાજય આપ્યો છે, એટલે હવે તો એનો અગ્નિદાહ જ યોગ્ય લેખાશે.' અંજુજા બોલી.

# ૩૬

## મહાત્મા નકલંક

સાગરનાં અતલ પાણી ક્ષિતિજ સુધી પથરાયેલાં પડ્યાં હતાં. નાની નાની નૌકાઓ સવારના સૂર્યમાં સોનેરી સઢ ડોલાવતી ઝૂમી રહી હતી. લાંબી ખેપનાં વહાણો હમણાં જ લાંગર્યાં હતાં, ને મુસાફરો ઊતરીને હજી નગર તરફ જઈ રહ્યાં હતાં.

સાગરના કાંઠે સાર્થવાહો પોઠો લઈને પડ્યા હતા. એ વહાણના માલિકો સાથે માલની ખેપ વિષે ગડમથલ કરી રહ્યા હતા. કવિઓ અને ચિતારાઓ મુસાફરો પાસેથી દેશદેશની નવી નવી વાતો અને નવા નવા ચહેરા ખોજવામાં મશગૂલ હતા.

દરિયાકાંઠે સહુના જુદા જુદા ડાયરા હતા. એક કવિ કોઈ વહાણવટી પાસેથી દૂર દૂરની લોકવાર્તા મેળવવામાં મશગૂલ હતો, તો ચિતારાઓ નાવિકો સાથે એ દેશની સુંદરીઓની છબીઓના સોદા કરી રહ્યા હતા.

એક દેશના તત્ત્વજ્ઞાનની બીજા દેશના તત્ત્વજ્ઞાન સાથે પણ આ રીતે આપલે થતી. આમ વેપાર સાથે બીજી વાતોના પણ વિનિમય થતાં. આ પ્રવાસોમાં આર્થિક, ધાર્મિક, સાંસ્કૃતિક અને સાહિત્યિક વિનિમય પણ ચાલતા.

સૂર્ય ધીરે ધીરે તપતો જતો હતો.

આ વખતે એક પ્રવાસી, જાણે એને કંઈ કામ કે ઉતાવળ ન હોય એમ, આમથી તેમ દરિયાકાંઠે રખડતો હતો. કોઈ ઊંડી વાતની ખોજમાં હોય તેવો એની મુદ્રા પર ભાવ હતો.

એ ઘડીમાં દરિયાના અનંત પટ પર દૃષ્ટિ વેરતો, ઘડીમાં શૂન્ય આકાશ તરફ નીરખી રહેતો. ઘડીભર જતાં–આવતાં પરદેશી-ઓને નિહાળી રહેતો.

આ વખતે દરિયાકાંઠે એક વિરામસ્થાનમાં બે માણસ બેઠાં હતાં,: એક સ્ત્રી હતી, એક પુરુષ હતો.

બંને લાંબા, ઊંચાં અને પડછંદ હતા. એમનો વર્ણ ગૌર હતો અને નાસિકા ખૂબ તીણી હતી. એ અભારતીય લાગતા હતા. અભારતીયની ભરતી ભારતવર્ષમાં ઠીક ઠીક ચાલુ હતી.

સ્ત્રી સુંદરતાનો નમૂનો હતી. એના છૂટા સુદીર્ઘ કેશ જમીન સુધી પહોંચતા હતા અને નીલગગન જેની ભૂરી આંખો મૃગાક્ષી જેવી મોટી હતી બંનેનો વર્ણ સફેદ હતો. જોતાં જ નજર આકર્ષિ એવા સૌંદર્યના બે નમૂના જેવાં એ સ્ત્રી–પુરુષ હતા.

સ્ત્રી કંઈક અશાંત હતી. એના મુખ પર વેદના તરવરતી હતી; છતાં બંને વહાણની રાહમાં હતા. પોતે જ્યાંનો પ્રવાસ ખેડવા માંગતા હતા, ત્યાંનું વહાણ હજી બંદર પર લાગ્યું નહોતું.

પુરુષનો સુંદર ચહેરો પણ કંઈક ઝંખવાયેલો હતો. આવો સુંદર માણસ ઉત્સાહમાં હોય તો મુખ પર સૌંદર્યની અવધિ દેખાય.

બંદર પર રખડતો પેલો આગંતુક પુરુષ ફરતો ફરતો આ સ્ત્રી–પુરુષ પાસે આવી પહોંચ્યો. એની ચાલવાની રીત બેદરકારીભરી હતી: બોલવાની રીત પણ તેવી જ લાગી. એણે કંઈ પણ ઓળખાણ વગર સીધો જ પ્રશ્ન કર્યો :

'આ બાનુને પેટમાં ગુલ્મ લાગે છે.'

'ગુલ્મ શું ?' પુરુષે ખીચડિયા ભારતી ભાષામાં પ્રશ્ન કર્યો.

'વહાણ પર જેવું પવનનું તોફાન, એવું પેટમાં ગુલ્મનું તોફાન.' પેલા આગંતુકે કહ્યું.

'હા. પેટમાં ખૂબ દર્દ છે.' સ્ત્રીએ પોતાનું સુંદર મુખ કટાણું કરીને કહ્યું.

'જળ છે કે ?' આગંતુકે પ્રશ્ન કર્યો.

'જોઈએ એટલું.' પુરુષ બોલ્યો: ભાંગી પડેલી ઇમારત ખડી થતી હોય તેમ એ ઊભો થઈને સુરાહી લઈ આવ્યો.

સુરાહી સુવર્ણની હતી. પ્યાલું રત્નજડિત હતું.

આગંતુકે પાણી ભરેલું પ્યાલું પોતાના મોં પાસે લઈ જઈ કંઈક મંત્ર ભણ્યો, મંત્ર ભણતાં ભણતાં મોનું થૂંક જળમાં ઊડ્યું. કેવો બેદરકાર ! ભારતીય ગંદા હોય છે ! એણે સ્ત્રીને એ જળ પી જવા કહ્યું. ગજબ કર્યો !

સ્ત્રીનું મન ઘડીભર આનાકાની કરી રહ્યું. આવા રખડેલ માણસનું થૂંક જેમાં પડ્યું હોય, એવું જળ કેમ કરી પિવાય ? પણ પેટમાં વેદનાની કરવતો ચાલતી હતી. પેટ વેરાતું હતું. એણે નાઈલાજે, મોં કટાણું કરીને, પ્યાલું મોંએ માંડ્યું. ધીરે ધીરે એ પાણી પી ગઈ, જાણે વિષપાન કરતી હોય એમ !

પણ આશ્ચર્ય એ વાતનું હતું કે જેને એ પાણી માનતી હતી, એ પાણી નહોતું, ઘી જેવું ચીકણું પેય બની ગયું હતું.

'અરે ! આ તો નવાઈ ! જાદુ, મંતર !'

પ્યાલું પોતાનું, પાણી પોતાનું, માત્ર આ માણસનો હાથ અડતાં ને મોંના બે શબ્દનો સ્પર્શ થતાં અજબ પરિવર્તન થઈ ગયું. અને એથીય અજબ પરિવર્તન તો સ્ત્રીના પેટમાં થયું. ઊઠેલું તોફાન સાવ શમી ગયું. પેટમાં અનહદ શાંતિ પ્રસરી ગઈ.

ચંદ્ર પર આવેલાં વાદળો પસાર થતાં જેમ ચંદ્ર સોળે કળાએ ખીલી ઊઠે એમ આ ચંદ્રમુખી ખીલી ઊઠી. એના મુખ પર ગુલા-

બનો રંગ પ્રસરી ગયો. નાના ગોળ ગાલ ખીલી ઊઠ્યા. સ્ત્રીએ પોતાનો આનંદ કંઈક વિચિત્ર ભાષામાં પુરુષને કહ્યો.

પુરુષ હાથ લાંબો કરીને આગુંતકને મળવા ધસ્યો, પણ આગુંતકે પૂર્ણ સ્વસ્થતા બતાવતાં કહ્યું: 'સ્ત્રી તો સુખી થઈ, પણ પુરુષ અસફળ છે, કાં ?'

પુરુષ થોડો આગળ વધતો પાછો હટી ગયો. એને આ માણસની વાતો એકદમ અજબ જેવી લાગી. તદ્દન અજાણ્યા માણસને પોતે કોણ છે, ક્યાંનો છે, શું કામ આવ્યો છે, એ સફળ છે કે અસફળ— આ બધી વાતની ખબર ક્યાંથી પડે ? નક્કી આ હિંદુસ્તાનનો કોઈ અજબ મહાત્મા હોવો જોઈએ. એણે નમ્રતાથી કહ્યું :

'મહાત્માજી ! વાત સાચી છે. નિરાશ થઈને પાછો ફરું છું. મારી સ્ત્રીને જેમ પેટની વેદના હતી, એમ મને અસફળતાની પીડા છે. આપ કોઈ રીતે એને સમાવી શકશો ?'

'અવશ્ય.'

'મારુ નામ * બૌરૂત છે. હું શકસ્થાનનો રહેવાસી છું. ને આ મારી પત્ની મધા છે. એનાં રૂપ–ગુણથી એ શકસુંદરીઓમાં પ્રખ્યાત છે. હું શકસ્થાનના એક પ્રબળ પણ ખંડિયા રાજાનો એલચી છું. આપનું નામ મહાત્માજી !'

'મારું નામ ભૂલ્યો–ભટક્યો !' આગંતુકે કહ્યું,

'ના, મહાત્માજી ! આપનું સાચું નામ કહો. અહીં પધારો.' સ્ત્રીએ ઊભા થઈ આસન બિછાવ્યું ને માર્ગમાં પોતાના સોનેરી વાળ પાથરી તેના પર ચાલવા વિનંતી કરી.

'હું સ્ત્રીને સ્પર્શતો નથી.' મહાત્માએ કહ્યું.

---

* બૌરૂતનું બીજું નામ શાહે બરજુ પણ બોલાય છે. આ પાછળના સમયમાં થયો, એવી માન્યતા છે: ને 'પંચતંત્ર' ઇરાનમાં આ ઇરાની વિદ્વાન થઈ ગયો.

'શું કહો છો? આપ સ્ત્રીને સ્પર્શ કરતા નથી?' સ્ત્રીને ગજબનું આશ્ચર્ય થયું.

'હા, હું સ્ત્રીને સ્પર્શ કરતો નથી.' મહાત્માએ દૃઢતાથી કહ્યું.

શકસ્થાનનાં ઔરૂત અને મઘાએ પોતાની ભાષામાં ભારતના અજબ–ગજબ મહાત્માઓ વિશે ખૂબ ભાવપૂર્વક લાંબી ચર્ચા કરી.

'મહાત્માજી! આપનું નામ?' ઔરૂતે ફરી પ્રશ્ન કર્યો. એમાં ભાવ હતો, આદર હતો.

'નકલંક!' મહાત્માએ કહ્યું.

'નકલંક નામ અમને બોલવું નહિ ફાવે. અમે તો આપને મહાત્મા કહીશું. વારુ, અમને આપ સાથેની ટૂંકી મુલાકાતમાં ખાતરી થઈ છે કે આપ તો થયેલું બધું જ જાણનારા છો, અને ન થયેલું ભાખનારા પણ છો. છતાં મારી અધૂરી કથા કહું. મેં આપને કહ્યું કે હું શકરાજાનો એલચી છું. મારા શાહનો મને હુકમ હતો કે મારે ભારત જવું, અને ત્યાં ચમત્કારિક સંજીવની રોપ થાય છે, તે શોધી લાવવો. એનાથી માણસ સુખી અને દીર્ઘાયુષી થાય છે.' ઔરૂતે પોતાની વાત વિસ્તારથી કહેવી શરૂ કરી. એ આગળ બોલ્યો :

'મહાત્માજી! મારા શાહના હુકમ પ્રમાણે હું અહીં આવ્યો. દરેક રાજમાં ગયો. બધા રાજાઓને મળ્યો. પણ કોઈ મને એવા સંજીવની રોપની માહિતી આપી ન શક્યો. મને લાગ્યું કે કદાચ કોઈ એ રોપ મને આપવા રાજી ન હોય, એટલે આ પછી હું પહાડો, ખીણો અને કંદરાઓમાં ફર્યો, ઘણા યોગીઓને મળ્યો, ઠીક ઠીક સમય હું આ દેશમાં રોકાયો, પણ મારી મહેનત સફળ ન થઈ. કોઈ મને એ રોપ બતાવી ન શક્યું. હવે હું નિરાશ થઈને પાછો ફરું છું. વિચાર એ થાય છે કે, હું ત્યાં મારા રાજા પાસે શું મોં લઈને દરબારમાં જઈશ? અસફળતા આપઘાતથી ભૂંડી

છે; પણ મધા સાથે છે. એનો પ્રેમ જોઈને આપઘાતનું મન થતું નથી.' ઔરૂત બોલતાં બોલતાં ઢીલો પડી ગયો.

મધા તો મહાત્માને નીરખી જ રહી હતી. પહેલાં જે રખડેલ લાગતો હતો, એ હવે સુંદર ને દૈવી પુરુષ લાગવા માંડચો, મધા ભારે જીવરી હતી. ગમે તેવી પ્રતિમામાં પણ પ્રાણ મૂકી શકે તેવી હોંશિયાર હતી. એને થયું કે આ મહાત્મા પુરુષને નવરાવીએ, જરા વિલેપન લગાડીએ, થોડાં વસ્ત્ર પહેરાવીએ અને કેશસંમાર્જન કરીએ તો ખરેખર, ખૂબ દીપી નીકળે...પુરુષસુંદર એ બની જાય. એને નીરખીએ અને મન ભરાઈ જાય. મધા એ દેશની નારી હતી કે જ્યાંનું સતીત્વ આવી વિચારણામાં દોષ દેખતું નહોતું.

'આપઘાત મહાપાપ છે.' મહાત્મા નકલંક પોતાને લક્ષ્ય કરીને બોલતા હોય તેમ બોલ્યા. એમની વાણીમાં દર્દભાર લાગ્યો. એ થોડીવાર થોભ્યા ને પછી બોલ્યા, 'હું તમને સંજીવની રોપ શોધી આપું તો?'

'તો આપનો સદાકાળ સેવક થઈને રહું.' ઔરૂત બોલ્યો.

'અને હું આપની સેવિકા બની ચરણ ચાંપું.' મધા બોલી.

'અરર! સ્ત્રીના વાળ જેટલા લાંબા, એટલી એની બુદ્ધિ ટૂંકી. મધા! તું ભૂલી ગઈ કે આ મહાત્માજી સ્ત્રીને અડકતા પણ નથી.' ઔરૂતે કહ્યું.

મધા પોતાના લાલ તાંબૂલવર્ણા હોઠ પહોળા કરતી બોલી: 'ભારતના મહાત્માઓને હું જાણું છું. તેઓ સાધારણ સ્ત્રીને કદી સ્પર્શ કરતા નથી, પણ અજબ સુંદર સ્ત્રી હોય તો એને મૂકતા પણ નથી.'

'અરે મધા! તું તો ભારતમાં રહીને ઇતિહાસની જાણકાર થઈ ગઈ! કોણે તને આ વાત કરી?' મહાત્માએ હસતાં હસતાં કહ્યું.

'મહાત્મા ! એના બોલનો તોલ ન કરશો હો. મઘા જરાક વધુ છૂટી છે. ભારે વાતોડી પણ ખરી. બોલવા માંડી એટલે આડું અવળું વેતરી નાખે સંબંધવાળું કે વગર સંબંધનું ગમે તે બોલે. અમારે ત્યાં સ્ત્રીઓ દેહમાં દેખાવડી વધુ, પણ દિમાગની...'

'ઔરત ! મારાં મોટાં માસીએ આવા જ એક વાદવિવાદમાં મારા માસાને છોડી દીધેલા. તું ગરબડ કરીશ તો હું તને પણ છોડી દઈશ.' મઘાએ ઔરત પર રોફ છાંટયો.

'શાન્તં પાપમ્ ! ઔરત ! કલહ એ પણ પ્રેમનું એક લક્ષણ છે. વારુ મઘા ! તારી વાત જરા સ્પષ્ટ કર !' મહાત્માએ બંનેને શાંત પાડતાં કહ્યું.

મઘા સુંદર નેત્રો ફેરવતી, ઔરત તરફ મીઠી મીઠી નજર નાખતી બોલી, 'મહાત્માજી ! આપ જ કહો ને ! દુષ્યન્તપુત્ર ભરત ચક્રવર્તીની માતા કોણ ?'

'શકુન્તલા.' મહાત્મા નકલંકે જવાબ આપ્યો.

'શકુન્તલાની માનું નામ ?'

મઘાના પ્રશ્નનો જવાબ આપતાં મહાત્મા પણ પળવાર ગૂંચવાઈ ગયા.

'મઘા, મહાત્માજી સાથે આવો વ્યવહાર સારો નહિ. તું જરા આમન્યા તો શીખ ! આ ભારત દેશમાં સ્ત્રીઓ કેટલી આમન્યાવાળી અને લજ્જાશીલ હોય છે ! અને શકસુંદરીઓથી તો તોબાહ ! તોબાહ !' ઔરતે મઘાને વચ્ચે માથાકૂટ કરતી જોઈને કહ્યું. એને પોતાની વાત ચર્ચવાની અધીરાઈ આવી હતી.

'ભારતની સ્ત્રીઓ ગમતી હોય તો જા એકાદ પરણી લે, અને મને છૂટી કર ! હિન્દવાણી જીવતાં ઘરના ખૂણે ભરાઈ રહેશે, તારી છબીને ભગવાનની જેમ પૂજશે, ને મરતાં તારી સાથે બળશે.' મઘા બોલી. કોઈની સામે લડવામાં પતિપત્નીને શરમ નહિ, પણ મોજ લાગતી.

'મને છોડીને તારે છૂટા થવું છે ને? નક્કી કોઈક બિચારાને દાઢમાં ઘાલ્યો હશે, પણ તને જીરવવાનું ગજું આ હિંદવાસીઓનું નહિ હો! શકસુંદરીઓ સાથે સ્નેહ કરવાનું કામ વસ્ત્રમાં આગ ઝીલવા જેવું કઠિન છે!' ઔરૂતે કહ્યું.

'હા મઘા! તું જ શકુન્તલાની માનું નામ કહે.' મહાત્મા નકલંકે આ વાદવિવાદમાંથી વરવહુને વારવા કહ્યું.

'મહાત્માજી! એનું નામ મેનકા.'

'શાબાશ મઘા! ખરેખર, તું અજબ સુંદરી છે.' મહાત્મા નકલંકે મઘાને ધન્યવાદ આપ્યા.

'મહાત્માજી, અહીંના ભારતીય લોકો મને મેનકા કહેતા.' મઘાએ વાતનો ખુલાસો કરતાં કહ્યું, મેનકા કોણ છે એ વિષે લોકોને પૂછ્યું. એ લોકોએ મને એની વાત કહી.

'વારુ, તારી વાતો પૂરી કરી લે. પછી મારી વાત આગળ ચાલે' ઔરૂતે થાકીને મઘાને માર્ગ આપ્યો.

'હાં, મહાત્માજી! મને આપ એ કહો કે મેનકાને શકુન્તલા કોનાથી થઈ હતી?' મઘાએ પોતાની વાત આગળ ચલાવી.



'વિશ્વામિત્રથી.' મહાત્માએ જવાબ આપ્યો.

'વિશ્વામિત્ર કોણ હતા!' કોઈ શિક્ષકની અદાથી મઘા પૂછવા લાગી.

'ગાધિ દેશના રાજા.'

'ના, ખોટું.' મઘાએ કહ્યું.

'જો મઘા, પાછી મહાત્માજી સાથે વાદવિવાદે ચઢી? ભારત વિષે તું વધુ જાણે કે મહાત્માજી?' ઔરૂતે મઘાને ઠપકો આપ્યો.

'ના, ના. વિશ્વામિત્ર મહાત્મા હતા, ઋષિ હતા, એવી વાતો મેં સાંભળી છે. ભારે તપસ્વી હતા, સ્ત્રી સામે નજર પણ નહોતા કરતા.' મઘા બોલી.

'ઔરૂત! આવી સ્ત્રી મેળવવા માટે તું ખરેખર ભાગ્યશાળી છે.' મહાત્મા નકુલે કહ્યું.

પછી મઘા તરફ જોઈને મહાત્માએ કહ્યું.

'મઘા! તું સાચી છે. તારો ઇતિહાસ સાચો છે. વિશ્વામિત્ર પહેલાં રાજા હતા, અને પછી ઋષિ થયા. પછી હજારો સ્ત્રીઓ એમને ચળાવવા આવી, પણ ન ચળ્યા, આખરે સ્વર્ગની અપ્સરા મહાસુંદરી મેનકા આવી અને એ ઋષિને ચળાવી ગઈ.'

'વારુ! હવે મારી વાત પૂરી થઈ. ઔરૂત! હવે મહાત્માને તું તારી વાત કરી લે.' મઘાએ કહ્યું.

ઔરૂતે પોતાની વાતનો તંતુ મેળવતાં કહ્યું. 'મહાત્માજી! સંજીવની રોપ મને ખપે છે.'

'હું લાવી દઈશ.' મહાત્માએ સાવ સ્વભાવિકતાથી કહ્યું.

'આપ જાણો છો એ ક્યાં થાય છે?'

'હા.'

'એનાં પાંદડાં, ફળ, મૂળ બધું પારખી શકો છો?'

આ વાત એવી આકસ્મિક રીતે સામે આવી હતી કે ઔરૂતને ઝટ વિશ્વાસ આવતો નહોતો.

'શું ખરેખર લાવી દેશો? વારુ, વારુ. એ રોપ શકસ્થાન સુધી લઈ જતાં કરમાશે નહિ ને!' ઔરૂતે પ્રશ્ન કર્યો-

'ના.'

'મારે એને માટે બીજી કઈ કઈ તૈયારીઓ રાખવી પડશે?'

'કંઈ પણ નહિ.'

'એની બધી સારસંભાળ આપ લઈ શકશો?' ઔરૂતે કહ્યું.

'હા.'

'તો આપ અમારી સાથે આવશો?'

'મારા કામમાં જે મને મદદ કરશે, એની સાથે હું નરકમાં પણ આવીશ' મહાત્માએ કહ્યું.

'અમે મદદ કરીશું. અરે, ઇનામ આપીશું. મહાત્માજી ! આ મધા પણ કુરબાન છે એ શોધ પર ! મધા પણ આપી દઉં.'

મધાને આપી દેવાની વાતથી મધા ગુસ્સે ન થઈ. મહાત્માને લાગ્યું કે આ લોકોના દેશમાં આ પ્રકારની મશ્કરીઓ સ્વાભાવિક હશે. ખૂબ છૂટથી ને નિઃસંકોચ રીતે બંને વર્તતાં હતાં. જાહેરમાં જે વર્તન માટે ભારતીય સ્ત્રી કદી તૈયાર ન થાય એ વર્તન આ બંનેને સાવ સ્વાભાવિક હતું.

'ઐરૂત ! તને ભારે પડતી હોઉં તો મારી મા સોળ વરસની બેઠી છે !'

'અરે ! તું અઢાર વર્ષની ને તારી મા સોળ વર્ષની ?' ઐરૂત રંગમાં આવી ગયો હતો.

'મહાત્માને આપણી વાતો ગમતી નથી, મૂરખ !' મધાએ તોછડાઈથી ઐરૂતને કહ્યું.

ઐરૂત અને મધા એક સાથે બોલી ઊઠયાં : 'આપ અમારા દેશમાં આવજો. આપના જ્ઞાનથી સહુ ચકિત થઈ જશે. અમે આપને મદદ કરવાનો ઈષ્ટદેવની સાક્ષીએ કોલ આપીએ છીએ.'

'મને એક આંગળી આપશો, તો પોંચો પકડી લેવાનો પુરુષાર્થ મારામાં છે. વારુ, કાલે આ સમયે હું સંજીવની રોપ લઈને આવીશ તમે લડી-કરીને તૈયાર રહેજો.' મહાત્મા આટલું કહી વિદાય થયા.

ઐરૂત અને મધા એમને નમી રહ્યાં.

મહાત્માએ દૂર જઈને પાછું વાળીને જોયું તો મધા અને ઐરૂત એક દેહ અને એક પ્રાણ બની ગયાં હતાં.

## ૩૭

## તજ સરખી તીખી, રે ઢોલા !

ઝીંવીઝીંવી કરી, વન ગજવતા અટકચાળાં પંખીઓ જ્યારે સાવ શાન્ત બેઠાં હોય, ત્યારે જોનારને આશ્ચર્ય થાય છે, ને કંઈક અણગમતું લાગ્યા કરે છે.

શકસ્થાનનો એલચી બૌરૂત અને તેની પત્ની મઘાને સાગર-કિનારે વિશ્રાંતિગૃહમાં સાવ શાંત બેઠેલાં જોઈ, એવું જ આશ્ચર્ય અન્ય વટેમાર્ગુઓને થયું અને કંઈક અણગમતું પણ લાગવા માંડયું.

સુવર્ણ રંગનાં આ ઘાટીલાં, પડછંદ નર–નાર એકદમ સહુ કોઈનું લક્ષ ખેંચતાં. અવગુંઠન અને લજ્જા ભારતીય નારીઓનાં આભૂષણો બન્યાં હતાં : પણ અવગુંઠન અને લજ્જાવિહોણી આ નારીજાણે સ્ત્રીસૌંદર્યનો નમૂનો બની હતી.

અભારતીય બૌરૂત ભારતની લજ્જાશીલ નારીઓને વખાણતો ને ભારતીય સૌંદર્યની પ્રશંસા કરતો, જ્યારે ભારતીય લોકો આવી સ્ત્રીઓ માટે ઝંખના કરતા.

છતાં એટલી વાત સ્પષ્ટ હતી કે ભારતીય નારીઓ લજામણીના છોડ જેવી હતી; જરાક પરપુરુષની કઠોર નજર પડી કે એ સિયાવિયા થઈ જતી, ત્યારે રૂપાળી મઘા નિર્ભીક રહેતી. એ હજારો

પુરુષોની નજરોને રમાડતી અને તેમનાં ચિત્તને પોતાનાં દાસ બના, વવાં એને બહુ ગમતાં. એને એ વાતનો શોખ હતો કે પુરુષો પોતાની પાછળ ઘૂમ્યા કરે, પોતાની પ્રશંસા કર્યા કરે, અને પોતે મધપૂડાની મહારાણી જેમ બધા પર વર્ચસ્વ જમાવી રાખે.

સવારનો શીળો સૂર્ય સાગર પર આછી સોનેરી આભા પ્રસારી રહ્યો હતો. પંખીઓ મીઠાં ગાન કરતાં ઊડી રહ્યાં હતાં. વહાણ, મછવા ને મોટાં જહાજો સવારના પવનમાં મંદ મંદ ડોલી રહ્યાં હતાં, વાતાવરણ સાવ શાન્ત હતું.

મધા આજે રોજ કરતા કંઈક વધુ અસ્વસ્થ હતી, અકળાયેલી હતી. વારંવાર ઐરૂતના ખોળામાં સૂઈ જતી હતી. એના પર ચિડાતી. એના ગાલ પર ચૂંટીઓ ખણતી. સામેથી ઐરૂતને મધાનાં આ લાડ મીઠાં લાગતાં.

'પેલો મહાત્મા ન-આવ્યો ?' મધાએ કહ્યું.

'ના, નથી આવ્યો.' ઐરૂતે કહ્યું.

'તને ના કહેતાં શરમ આવતી નથી ? જઈને શોધી લાવ !' મધાએ મહારાણીની અદાથી હુકમ કર્યો

'મારી ક્યાં ના છે ? પણ તને એકલી છોડતા...'

'તે મને શું થઈ જવાનું છે ? મને કોઈ ઊપાડી જશે, એમ તને લાગે છે ?'

'ના, ના તો તું પથારીમાં સૂઈ જા. હું શોધી લાવું.'

ઐરૂતે મધાના રૂપાળા મસ્તકને ઊંચું કરતાં કહ્યું, પણ જેવું એનું મસ્તક ઊંચું કરવા જાય છે, તેવી મધાએ બૂમ મારી :

'અરર ! મને તારે મારી નાખવી છે કે શું ?' અને પોતાનું માથું એના ખોળામાં બરાબર ટેકવી, હાથ એની કમર ફરતી વીંટાળી રોતી રોતી એ બોલી :

'અરર ! દર્દ અપરંપાર છે. નઠોર પુરુષને એની કંઈ ગમ નથી.'

પુરુષ વિશેષ લાચાર બની બોલ્યો : 'રે મઘા ! કહે, તારે કાજે શું કરું ?'

'હું કહું અને તું કરે એમાં મહત્ત્વ શું ? તારી અક્કલથી તને કંઈ નથી સૂઝતું ?'

ઔરૃત બોલ્યો : 'સ્ત્રીના દર્દમાં મારી અક્કલ કેમ ચાલે ? અને આ તારું દર્દ તો એક રીતે...'

પણ ઔરૃતને વચ્ચેથી અટકાવીને મઘાએ રોકકળ કરી મૂકી.

ઔરૃતે ત્યાં બેઠા બેઠા દાસને બોલાવ્યો ને કાલવાલા પેલા ભારતીય યોગીની ખબર કાઢવા કહ્યું.

ત્યાં તો મઘા તાડૂકી ઊઠી : 'બસ ! જા કુત્તા બિલ્લી કો માર ! જાત ઘસવી નથી અને કામ સાધવું છે. અરે ! એ નકલંક સંજીવની રોપ શોધતો ક્યાંક વન-અટવીમાં ભટકતો હશે. આ બિચારો નોકર એને શું શોધી લાવવાનો હતો ? અને વળી એના કહ્યે એ બેપરવા માણસ કંઈ પોતાનું કામ અધૂરું મૂકીને થોડો અહીં આવવાનો હતો ?'

મઘાને શું જવાબ આપવો, એ ઔરૃત કંઈ સમજી ન શક્યો : ત્યાં તો જાણે ઈશ્વરી સહાય આવી હોય તેમ નકલંકનો અવાજ આવ્યો : 'અરે મઘાદેવી ! વગર કહ્યે આવી પહોંચ્યો છું.'

'ઔરૃત ! પુરુષ આનું નામ.' મઘા ખુશ થતી બોલી : 'બિચારો કામ અધૂરું મૂકીને પણ આવ્યો. અને તમે હો તો... ખરેખર, ભારતીય લોકો ભારે પ્રેમી ને પરમાર્થી હોય છે.'

'મહાત્માજી ! કામ અધૂરું છોડીને આવ્યા ને ? અમારો મનસંદેશ પહોંચ્યો ખરો !' મઘા બોલી. એ હજી ઔરૃતના ખોળામાં જ પડી હતી, ને એનાં અંગો પરથી વસ્ત્રો આઘાં પાછાં થયેલાં હતાં.

'ના, દેવી !' નકલંકે અંદર પ્રવેશ કરતાં કહ્યું : 'કામ પણ પૂર્ણ કરીને આવ્યો છું.'

'શું આપ સંજીવનીનો રોપ લાવ્યા ?' ખૈરૂત આશ્ચર્યમાં આગળ ધસી ગયો.

મઘા ખૈરૂતના ખોળામાંથી ઊભી થતી બોલી:

'બળ્યો તારો રોપ ! હું જાણું છું રાજાને એ રોપથી લાંબું જીવવું છે ને ઘણી ખૈરીઓ પરણવી છે: મોજમજાહ કરવી છે. પણ ભલા માણસ ! જિંદગીનો રોપ મળ્યો, પણ જુવાનીના રોપ વગર એ શું કામનો ? વારુ, વારુ યોગીજી ! મારા દર્દની દવા કરો. આ બેઠી તમારી પાસે. મારા શરીરનો વ્યાધિ શોધી કાઢો, નવ માસથી આ વ્યાધિ લાગુ પડ્યો છે.' મઘા પાસે જઈને બેસી ગઈ.

મઘાએ પોતાના હાથથી નકલંકનો હાથ પકડવા ચાહ્યો, ને બીજે હાથે પેટનો ગોળો બતાવવા ઉદરપ્રદેશ ખુલ્લો કર્યો, પણ મહાત્મા બે ડગલાં પાછા હઠી ગયા.

'મઘાદેવી ! હું સ્ત્રીને સ્પર્શતો નથી.'

'તેની હું ક્યાં ના પાડું છું ? તમારો ધર્મ જાણ્યો તમારો ધર્મ તમે પાળો, એમ હું ઇચ્છું છું.' મઘા બોલી. એ મહાત્માની પાસે સરી. એની વેદના વધતી હતી.

'તો મને કેમ ધર્મભ્રષ્ટ કરવા માગો છો ?' મહાત્માએ આઘે ખસતાં કહ્યું.

'હું તમને ધર્મભ્રષ્ટ કરવા માગતી નથી. તમે સ્ત્રીને ન અડો, પણ સ્ત્રી તમને અડે એમાં તમને શો વાંધો ?' મઘા ભોળા ભાવે બોલી.

'મારી વિદ્યા એવી છે, કે સ્ત્રીને હું અડકું કે સ્ત્રી મને અડે તો એ નષ્ટ થઈ જાય. હું અહીં ઊભો તારા પેટની આરપાર જોઈ શકું છું.'

'મારા પેટમાં શું છે, એ તમે બરાબર નિહાળી શકો છો ?'

'હા.'

'શું છે, તે કહો.'

'તારા પેટમાં પુત્ર છે.' નકલંકે કહ્યું.

'શું ગુલ્મ નથી ?'

'ના.'

'બરાબર છે. હું ઘણીવાર ઓરૂતને કહેતી કે મને ગુલ્મ નથી, બીજું કંઈક છે. વારુ, પણ અમારો એ પુત્ર ક્યારે આવશે ?'

'આજે સાંજે.'

'શું આજ સાંજે પુત્ર આવશે ! વાહ વાહ !' મધા આનંદમાં આવી ગઈ અને પછી વળી વ્યાકુળ થની બોલી :

'યોગીજી ! મને વેદના ઘણી છે. એવું તો નહિ થાય કે પુત્ર આવે અને હું મરી જાઉં ?'

'ના, ના, દેવી ! તારું માતા તરીકેનું સૌભાગ્ય લાંબું છે.'

પછી યોગીએ પાણીનું પ્યાલું મંગાવ્યું. ઓરૂત દોડીને પાણી લઈ આવ્યો. યોગીએ પોતાના અધોવસ્ત્રનો એક છેડો એમાં પલાળી, નિચોવીને પાણી પાછું આપ્યું.

મધા ચોખલી હતી : આવું ગંદુ પાણી કદી ન પીએ, પણ એને એકવાર પ્રસંગ પડી ગયો હતો. એ તરત પાણી પી ગઈ.

દુઃખનું વાદળ, વેદનાની વીજળી અને હાયકારાની ગર્જના મધાના દેહપ્રદેશમાંથી એકાએક શાન્ત થઈ ગઈ.

મધા બોલી : 'આહ ! પેટમાં ખૂબ ટાઢક વળી છે ! મને ઊંઘ આવે છે, ઓરૂત ! હું ઊંઘી જાઉં છું : પણ યોગીજીને જવા ન દેતો. એને આપણી સાથે આપણે દેશ લઈ જઈશું.'

'મને પણ લઈ જઈશ ને ?' ઓરૂતે મશ્કરીમાં પૂછ્યું.

'તું તો જનમોજનમનો માથે પડચો છે. તને કંઈ છોડાય ?' મધા આટલું બોલતાં બોલતાં તો ઊંઘી ગઈ. પૂર્ણ કમલ જેવું એનું મોં દ્રષ્ટાના મનને ઘડીભર ખેંચે તેવું રમણીય બન્યું હતું.

ઔરૂત અને મહાત્મા નકલંક ત્યાં પાસે બેઠાં. ઔરૂતને સંજીવની રોપ વિષે જાણવાની ખાસ ઇચ્છા હતી એણે પ્રશ્ન કર્યો: 'શું આપ સંજીવની રોપ લાવ્યા ?'

'હા.'

'ક્યાં છે ? પાછળ કોઈ લઈને આવે છે ?' ઔરૂત બોલ્યો.

'ના. આ રહ્યો મારી પાસે. મહાત્માએ પોતાની પાસે રહેલા પોટલાને ખોલ્યું અને એમાંથી એક તાડપત્રનું પુસ્તક કાઢયું.

એ પુસ્તકના અક્ષરો જુદા હતા, અને શાહી સોનેરી હતી. તાડપત્ર જોતાં ઔરૂતે કહ્યું : અરે, આ તો ગ્રંથ છે: રોપ ક્યાં છે ?'

'આ રોપ જ છે. સંજીવની રોપ છે, જે કદી કરમાય કે સુકાય તેમ તથી. આ ગ્રંથને ચિત્ત દઈને વાંચનાર અને એ પ્રમાણે વર્તનાર જીવનમાં સુખી થાય છે અને દીર્ઘાયુષી થાય છે.' મહાત્માએ કહ્યું.

'યોગી ! તમારી વાતમાં હું સંદેહ લાવતો નથી, પણ મને શંકા છે, કે મારા શાહ આ વાત સ્વીકારશે નહિ. રોપના બદલે પુસ્તક જોઈને, અને આનું નામ સંજીવની રોપ એમ સાંભળીને તેઓ મારા પર મશ્કરી કરવાનું કે ચાલબાજી રમવાનું આળ મૂકશે.'

'હિંદના પહાડોમાં સંજીવની રોપ થાય છે, એ એક રૂપક છે. પ્રથમ તમારા રાજાને એ સમજાવવું પડશે. હિંદના પહાડો એટલે વિદ્વાનો. ઔષધિ એટલે હિતકારી બોધવચનો. અજ્ઞાની પુરુષો એટલે મૃતકો. મૃતકરૂપી અજ્ઞાનીઓને મહાત્માઓ પોતાના બોધવચનો દ્વારા ઉપદેશ આપે છે. અર્થાત્ મૃતક પર જ્ઞાન રૂપી

અમર સંજીવની છાંટી એમને અમર જીવવાળા બનાવે છે. બાકી કોણ જીવ્યું છે?'

'આપ કહો છો તે હું સમજ્યો, પણ હું મારા રાજાને સમજાવી નહિ શકું.' બૌરૂત શિષ્યભાવે બોલ્યો.

'તેમને હું સમજાવીશ. મને પણ આ ભૂમિ ભારે પડી રહી છે. રોગીને હવાફેર જરૂરી છે, એમ વેરથી રોગી થયેલા મારા મનને વાયુપરિવર્તન જોઈએ છે. જરૂર આવીશ.'

'આપની વાતમાં મને શંકા કરવાનો અધિકાર નથી; પણ કૃપા કરીને મને આ રોપનું નામ કહો.'

'આ જીવન-જ્ઞાનનો ગ્રંથ છે અને આત્મોન્નતિ કરનાર છે. અમારે ત્યાં જ્ઞાન જ સંજીવની લેખાય છે. માણસ અમર એનાથી થાય છે. એનું નામ પંચતંત્ર' મહાત્માએ કહ્યું.

'એમાં શું શું આવે છે?'

'એમાં જીવનને વિષે જાણવા જેવી, આચરવા જેવી ઘણી ઘણી વાતો આવે છે. એમાં લોકકથાઓ, નીતિકથાઓ, રાજકથાઓ ને બોધકથાઓ છે. રાજાઓ માટે મિત્રલાભ, સુહૃદ્ભેદ, વિગ્રહ અને સંધિ વિષે ખૂબ વિસ્તારથી લખ્યું છે. એમાં દરેક વાત દૃષ્ટાંત દ્વારા કહી છે, અને શ્લોક દ્વારા એનું સમર્થન કર્યું છે.'

'યોગીજી બધા સ્વસ્થ થાય ત્યારે આપ અમને આ સંજીવની રોપની કથા સંભળાવજો પણ એ પહેલાં આપની પાસે વચન માગું છું કે આપ અમને છોડીને ચાલ્યા નહીં જાઓ! આપ અમારા શાહના દરબારમાં આવજો, આ રોપ વિશે આપે એમને સમજણ આપવી પડશે. આપ સાથે હશો, તો મરવામાં પણ મોજ આવશે.'

'પણ બૌરૂત! હું પણ એક એવી જ શોધમાં નીકળેલો માણસ છું.'

'આપની શોધ હું પૂરી કરીશ.'

'એ શોધ મુશ્કેલ છે.'

'ભલે ગમે તેવી મુશ્કેલ હોય, એને માટે તન, મન અને ધન અર્પણ કરવા પડે તો પણ કરીશ. પછી ?' ખૈરૂતે કહ્યું.

'ખૈરૂત ! હું અધર્મના નાશ માટે મદદ માગવા નીકળ્યો છું, મારે એક રાજાને સદ્બોધ આપવો છે.'

'સદ્બોધ માટે મદદ કેવી ?' ખૈરૂત વાત ન સમજ્યો.

'મારે સૈન્ય જોઈએ, મને શસ્ત્ર જોઈએ. મદદમાં શાહ જોઈએ. એક રાજાએ અધર્માચરણ કર્યું છે, એની શાન ઠેકાણે આણવી છે.'

'રાજ ચીજ જ એવી છે; યોગી રાજા થાય તોપણ તેનાથી અધર્માચરણ થઈ જાય. એને માફ કરો' ખૈરૂતે પોતાની રાજા વિષેની માન્યતા કહી.

'હું જાણું છું. હાથીના પગ નીચે અજાણ્યે કીડી ચંપાઈ જાય, એને જરૂર માફ થાય, પણ આ નરકુંજરે તો હાથે કરીને કીડીને ચાંપવાનો પ્રયોગ કર્યો. હું સમજાવા ગયો તો એણે મારી વાતનો તિરસ્કાર કર્યો. અને ખૈરૂત ! સૌથી વધુ દુઃખ તો મને એ લાગ્યું કે પ્રજામાંથી કોઈએ આ અધર્મ સામે પોકાર પણ ન પાડ્યો.' મહાત્માએ પોતાની વાત પ્રગટ કરતાં કહ્યું.

'ચિંતા નહિ, યોગીજી ! આપ મારા દેશમાં પધારો. મારા શાહના દરબારને શોભાવો. આ સંજીવની રોપથી એમને ખુશ કરો, પછી આપની ઇચ્છિત વસ્તુ હું સિદ્ધ કરી આપીશ.'

'શાબાશ ખૈરૂત ! તો હું તારી સાથે જરૂર આવીશ. મારી પાસે અનેક વિદ્યાઓ છે. યુદ્ધકળા છે, શસ્ત્રકળા છે, વૈદિક વિદ્યા છે, જાદુ છે, ચમત્કાર છે, નિમિત્તજ્ઞાન છે.'

'તો આપને કહી દઉં. મારા દેશના લોકો હાથના ઉદાર, હૈયાના પ્રેમાળ અને પર–સહાયમાં ઉત્સુક છે.'

બંને જણા વાતચીત કરી રહ્યા હતા, ત્યાં મઘા જાગી ગઈ.

સૂરજ ઢળતો થયો હતો. મઘાએ જાગતાં જ બૂમ પાડી, 'મહાત્માજી !'

'શું છે, મઘાદેવી ?'

'આપ ચાલ્યા ગયા તો નથી ને ?' મઘાએ સુંદર પોપચાં ખોલતાં કહ્યું.

'મઘા ! જાણીને આનંદ પામશે કે યોગી આપણી સાથે આપણે દેશ આવવાના છે. તું એમનું આતિથ્ય કરીશને ?'

'જરૂર ઔરૂત ! એ યોગી મને બહુ ગમ્યા છે, પણ મને એક વાત ખટકે છે કે, એ સ્રીને અડતા નથી. એમાં હું સ્રી-જાતિનું અપમાન ભાળું છું.'

'એ ચર્ચા ત્યાં લઈ જઈને કરજે. અને મઘા ! એ સંજીવની રોપ પણ લાવ્યા છે.'

'હેં ! રોપ લાવ્યા છે ? કેવો છે ? મને બતાવો.'

'એ લોકો જ્ઞાનને સંજીવની કહે છે. 'પંચતંત્ર' નામનો ગ્રંથ એ લાવ્યા છે.'

'અરે ! આપણે ત્યાં એ ગ્રંથને કોણ સમજશે ? એનાથી કંઈ અમર થવાય ?'

'અરે ગાંડી ! જ્ઞાનને જ તેઓ અમૃત કહે છે. બાકી આજ સુધી કોઈ દેહથી અમર થયું નથી ને થશે નહિ. આ રોપ લઈને એ પોતે સાથે આવે છે, પછી ચિંતા કેવી ? એ બધાને સમજાવશે. સંજીવની પાશે.'

'ઓહ ! સાંજ પડી કે ? સૂરજ ઢળ્યો કે ? હવે મને પુત્ર આવશે કાં ?'

'હા' મહાત્માએ કહ્યું. ને થોડીવારમાં લેશ પણ પીડા વગર મઘાએ પુત્રને જન્મ આપ્યો.

'હાશ ! ગુલ્મનો રોગ નવ મહિને પૂરેપૂરો મટ્યો' મઘા આસાયેશ અનુભવતી બોલી.

'મઘા ! તું માતા બની'

'હું માતા બની ? તો શું હવે મારી મા જેવી હું ઘરડી બની જઈશ ? યોગીજી ! મારે તો જુવાન રહેવું છે. સ્ત્રી જુવાન હોય ત્યાં સુધી જ એની કિંમત.' મઘાએ કંઈક ચિંતિત સ્વરે કહ્યું.

'તું જુવાન જ રહીશ.' યોગીએ આશીર્વાદ આપ્યા, ને થોડીવારમાં બાલકનું રુદન સંભળાયું.

---

ભારતીય સાહિત્યનો કોઈ પણ ગ્રંથ વિશ્વસાહિત્યનો બન્યો હોય તો તે 'પંચતંત્ર.' ૬૦ ભાષાઓમાં એનો અનુવાદ થયો છે. બસોથી ત્રણસો રૂપાંતરો થયાં છે.

રાજા નોશિરવાને એનું ભાષાંતર કરાવેલું. એના પરદેશી નામો—કલીલ વ દિમ્ન, (કરટક અને દમનક) અનવાર એ સુહેલી, ઈયાર ઈદાનીશ.

'પંચતંત્ર'ની આઠ પરંપરા—તંત્રાખ્યાયિકા, દક્ષિણ ભારતનું પંચતંત્ર. નેપાલી પંચતંત્ર. હિતોપદેશ, કથાસરિત્સાગર-અંતર્ગત પંચતંત્ર, બૃહત્કથા-મંજરી-અંતર્ગત પંચતંત્ર, પશ્ચિમ ભારતીય પંચતંત્ર, પંચાખ્યાન.

પશ્ચિમ ભારતીય જનતંત્ર—પંચતંત્રનો કર્તા જૈન અને તે પણ ગુજરાતનો જૈન હોવા વિષે મને શંકા નથી.

—'પંચતંત્ર'ના પ્રચારમાં જૈનોએ જે ફાળો આપ્યો છે, તે નોંધપાત્ર છે.

—'પંચતંત્ર'નો જૈનો દ્વારા થયેલો પ્રચાર તેમજ જૈન સાધુઓના હાથે થયેલા તેનાં અનેકાનેક અનુવાદાત્મક રૂપાંતરો અને વાચનાઓ છેવટે તો કથા-સાહિત્ય પ્રત્યેની તેઓની અભિમુખતા જ છે.

—'પંચતંત્ર'-સંપાદક : ડૉ. ભોગીલાલ સાંડેસરા.

# ૩૮

## મહાત્માએ કહેલી નીતિવાર્તા

ચાંદની રાત હતી. દરિયામાં જાણે ડોલર ફૂલ પાથર્યાં હતાં. અનંત સાગરમાં જહાજ મંદગતિએ માર્ગ કાપતું હતું.

જહાજના એક હૂંફાળા ખંડમાં શક એલચી ઔરૂત, પોતાની પત્ની મઘા અને સંજીવનીના રોપના બદલે પંચતંત્રનું પુસ્તક લઈને સાથ આપનાર મહાત્મા નકલંક સાથે બેઠો હતો.

મઘાના હાથમાં નવજાત બાળક રમતું હતું. આ બાળક મહાત્મા નકલંકની કૃપાનું ફળ છે,' એમ મઘા માનતી. ગુલ્મના દરદમાંથી આવું સુંદર સર્જન એ ખરેખર મહાત્માનો ચમત્કાર જ હોય.

બાળકનું મોં સવારના સૂર્ય જેવું લાલચોળ હતું, એમાંય એના ગાલ તો માખણ જેવા કોમળ હતા. મઘાએ એ ગાલ ચૂમી લીધા.

મઘા આત્મવિભોર બની ગઈ. મઘાને એ સ્થિતિમાં જોઈ ઔરૂતે બાળકને હાથમાં લીધો ને ચૂમી ભરી.

'મઘા ! આ બાળકને જોઈને તને ભૂલી જઈશ એમ મને લાગે છે !' ઔરૂતે કહ્યું.

'અરે, તું મને શું ભૂલવાનો હતો ? તું મને ભૂલે એ પહેલાં તો હું પોતે જ તને સાવ ભૂલી જઈશ.' મઘાએ કહ્યું.

'તું મને ભૂલીશ, એ નહિ ચાલે.' ભૌરૂતે જરા ગરમ થઈને કહ્યું.

'કેમ ? હું તારી કંઈ દબાયેલી છું ?'

'હા.' બંને ધણીધણિયાણી લડવા તૈયાર થઈ ગયા. એ જોઈને મહાત્માએ જરા હસતાં કહ્યું : 'તો હું ચાલ્યો જાઉં. તમે બે તમારું સંભાળી લેજો.'

અને મહાત્માએ પોથી બગલમાં મારી, હાથમાં દંડ લીધો. મઘા એકદમ ઊભી થઈને દોડી અને બાળક તેમના ચરણમાં મૂકી દીધો. ભૌરૂત તો એ પહેલાં પગમાં પડ્યો હતો.

બન્નેએ મહાત્માને વિજ્ઞપ્તિ કરી; 'આપે અમને કહ્યું હતું કે હું તમને સંજીવનીના રોપ સમા પંચતંત્રની વાત કહીશ કૃપા કરીને એ કહો.' દંપતી ચતુર લાગ્યાં. તેઓએ વાતને બીજે રસ્તે વાળવા કહ્યું.

મહાત્મા નકલંકે સંજીવની રોપ 'પંચતંત્ર'નાં પાનાં ખોલ્યાં અને કથાનો આરંભ કર્યો :

'સાંભળો, મઘાદેવી ! ભૌરૂતદેવ ! પંચતંત્ર નામના ગ્રંથમાં મિત્રભેદ નામનું પહેલું તંત્ર છે. એ પહેલા તંત્રની પહેલી કથા કહું છું :

'દક્ષિણ જનપદમાં એક નગર છે. વર્ધમાન નામે એક વણિક-પુત્ર ત્યાં રહે છે. ધર્મનીતિથી એણે વિપુલ ધન મેળવ્યું છે.

'એકદા વર્ધમાન શેઠે શેઠાણીને કહ્યું, 'શાસ્ત્રમાં કહ્યું છે, કે માણસે ધન કમાવાના હંમેશાં પ્રયાસો કરવા જોઈએ. ધન અને વિદ્યા મેળવતી વખતે મોત માથે નથી, એમ માનવું. ધર્મ આચરતી વખતે મરણ ડગલાં હેઠ છે એમ કલ્પવું. ખોરાકથી જેમ સર્વ ઇન્દ્રિયો કામ કરતી રહે છે તેમ ધનથી સર્વ કાર્ય સંપન્ન થાય છે.

શેઠાણી બોલી; 'પાસે ધન હોવા છતાં ધનપ્રાપ્તિની ચિંતા તમને શોભતી નથી.'

વર્ધમાને કહ્યું, 'લક્ષ્મી ચંચળ છે. નિરંતર વહેતા ઝરણ જેવી છે. ઝરણ વહેતું વહેતું સુકાઈ ન જાય તેની હંમેશાં ચિંતા કરવી જોઈએ. એમાં નવાં ઝરણ વળતાં રહેવાં જોઈએ. તું જાણે છે કે જેની પાસે ધન હોય છે એ પંડિતોમાં પંડિત કહેવાય છે, સગાંઓમાં સ્વજન લેખાય છે. કોઈ કલા, કોઈ વિદ્યા, કોઈ શિલ્પ એવું નથી, જેમાં ધનવાન સંપન્ન ગણાતા ન હોય. અરે શેઠાણી ભદ્રા ! જે વૃદ્ધ થયા હોય છે એ પણ ધનને કારણે તરુણ દેખાય છેઃ ને તરુણ પણ ધનના અભાવથી વૃદ્ધ થયેલા જણાય છે.'

મહાત્મા જરા થોભ્યા.

મઘા બોલીઃ 'વાહ, વાહ ! શું સુંદર વાતો છે ! ધનથી વૃદ્ધ તરુણ લાગે અને ધનવિહીન તરુણ પણ વૃદ્ધ લાગે. નક્કી આપણા રાજાજી આ ગ્રંથ પર ડોલી ઊઠશે.'

'મઘાદેવી ! શાંતિથી સાંભળો. આ ગ્રંથ તો અમૃતનો ખજાનો છે.'

મહાત્માએ કહ્યું ને વાત આગળ ચલાવી. 'ભદ્રા શેઠાણીએ પૂછ્યું : 'કયા પ્રકારથી તમે ધનલાભ કરવા ઇચ્છો છો ?'

વર્ધમાને કહ્યું : 'હે પ્રિયે, મનુષ્યોને ૭ ઉપાયોથી ધન મળે છે. એક ભિક્ષાથી, બીજું રાજાની સેવાથી, ત્રીજું ખેતીથી, ચોથું વિદ્યાકલાથી, પાંચમું ધીરધારથી અને છઠ્ઠું વેપારથી. આ બધામાં વેપારથી થતો ધનલાભ સર્વશ્રેષ્ઠ છે.'

ભદ્રા શેઠાણીએ કહ્યું : 'એ વાત તમે મને વિગતે સમજાવો.'

વર્ધમાન કહે, 'પ્રથમ ઉપાય તે ભિક્ષા. ભિક્ષા એ નીચ કર્મ છે. બીજો ઉપાય રાજાની સેવા. એમાં ભારે જોખમ છે. ખેતી અનાવૃષ્ટિથી કે અતિવૃષ્ટિથી બગડી જાય છે. વિદ્યાકલામાં પેટ ભરાય છે, પણ પેટીઓ ભરાતી નથી. ધીરધારમાં ધન કાઢીને બીજાના

હાથમાં આપવાનું હોય છે. ને પાછું આવવાનો ભરોસો હોતો નથી; એટલે છઠ્ઠો વેપાર જેવો ધન કમાવાનો કોઈ બીજો ઉત્તમ પ્રકાર નથી. હવે વેપાર પણ સાત પ્રકારનો હોય છે.'

'મધા ! સાંભળ્યું કે ! રાજાની સેવામાં ભારે જોખમ રહ્યું છે ! હુ તો વેપારી થઈશ.' ભૌરૂતે કહ્યું.

'જે થવું હોય તે થજે, પણ વચ્ચે ડબડબ ન કર હાં, મહાત્માજી ! આગળ ચલાવો.' મધાએ બાળકને ચૂમી ભરતાં કહ્યું"

મહાત્માએ આગળ વાત ચલાવી :

'ભદ્રા કહે : 'એ સાત પ્રકાર કયા તે મને જણાવો.'

વર્ધમાન કહે : 'પહેલો પ્રકાર સુગંધી પદાર્થ વેચવાનો, બીજો નાણાવટીનો, ત્રીજો મંડળીનો, ચોથો આડતનો, પાંચમો ખોટી કિંમત કહેવાનો, છઠ્ઠો ખોટાં તોલમાપ વાપરવાનો ને સાતમો દેશ-દેશાવરથી માલની આયાત નિકાસનો.

'આમાં પહેલા અને છેલ્લા બે પ્રકાર ઉત્તમ છે, નાણાવટીનું મન કપટમાં રહે છે. એ હંમેશ ઝંખે છે કે પૈસા મૂકી જનાર મૂકીને મરી જાય તો સારું.* મંડળીમાં જેના હાથમાં તેના મોંમાં થાય છે. આડતિયાને વિશ્વાસુ ગ્રાહકને છેતરવામાં પુત્રજન્મ જેવો આનંદ થાય છે. ખોટી કિંમત અને ખોટાં તોલમાપ એ ભીલ વેપારીઓનો નિજધર્મ છે. માત્ર પહેલો પ્રકાર—સુગંધી દ્રવ્યોનો વેપાર એકગણાં દામની સો ગણી કિંમત ઉપજાવી દે છે : ને સાતમો પ્રકાર દેશાવર સાથેનો વેપાર બમણું અથવા તમણું ધન મેળવી આપે છે.

આ પછી વર્ધમાન દેશાવર જવા માટે, શુભ તિથિએ ગુરુ-જનોની આજ્ઞા લઈ, ઉત્તમ રથમાં આરૂઢ થઈને નીકળ્યો. રથમાં

* મંડળીઓ—સહકારી મંડળીઓ. જૂના વખતથી તે આજ સુધી સરખી સ્થિતિ છે. સહકારી મંડળીઓ એંશી ટકા નિષ્ફળ ગઈ છે.

સંજીવક અને નંદ નામના ઉત્તમ બળદો જોડ્યા. આ બળદોને એણે સુંદર રીતે કેળવ્યા હતા.

ચાલતાં ચાલતાં યમુનાના કિનારા પર સંજીવક બળદનો પગ કીચડમાં સરી ગયો અને ભાંગી ગયો. વર્ધમાન ત્રણ દિવસ ત્યાં રોકાયો, પણ સંજીવક કંઈ સાજો થયો નહિ.

આ વખતે સાથેના સલાહકારોએ કહ્યું,

'એક બળદના જીવની ખાતર આ વાઘ–વરુવાળા વનમાં હજાર જીવોનું જોખમ માથે ન લેવું જોઈએ. બુદ્ધિમાન પુરુષે અલ્પ વસ્તુ ખાતર મહત્ વસ્તુનો નાશ કરવો નહિ. અલ્પ વડે બહુનું રક્ષણ કરવું એનું નામ ડહાપણ છે.'

'અજબ ગ્રંથ છે. સાવ નવો વિચાર, અમારે ત્યાં તો બહુ વડે અલ્પનું રક્ષણ થાય છે. સંજીવની રોપ શોધીએ આપણે, એમાં હજારો જીવો હેરાન થાય ને સુખ ભોગવે એકલો રાજા.' મઘા બોલી.

મહાત્માએ મઘાની વાતને એક મંદ સ્મિતથી વધાવી ને બોલ્યા : 'વર્ધમાનને આ સલાહ ઠીક લાગી. એણે કેટલાક માણસોને બળદની રક્ષા માટે મૂક્યા અને આગળ વધ્યો. એકનું પ્રિય તે ઘણીવાર બીજાનું અપ્રિય હોય છે. પાછળ રહેલા લોકોને વનનો વાસ દુષ્કર લાગ્યો. તેઓ બીજે દિવસે ચાલી નીકળ્યા; ને વર્ધમાન શેઠ પાસે પહોંચી ગયા અને બોલ્યા : 'તમારા ગયા બાદ સંજીવક તરત મરણ પામ્યો. આપના પ્રિય વૃષભનો અમે સારી રીતે અગ્નિસંસ્કાર કર્યો.'

વર્ધમાન દુઃખી થયો ને આગળ વધ્યો. આ તરફ વનવગડામાં સંજીવક એકલો રહ્યો. છતાં કહ્યું છે, કે ભલે દુનિયા આખી પ્રાણીમાત્રની દુશ્મન બની રહે, પણ દૈવ જો રક્ષા કરે તો એ પ્રાણી જીવે છે; એનો વાળ વાંકો થતો નથી. જેની સહુ રક્ષા કરે, પણ

દૈવ વિપરીત હોય તો તે નાશ પામે છે. સંજીવકનું પણ એમ બન્યું. એ ધીરે ધીરે યમુના તટે ગયો. ત્યાં લીલાં કોમળ તૃણ ચરવા લાગ્યો. થોડા દિવસમાં તો મહાદેવના પોઠિયા જેવો, મોટી ખૂંધ-વાળો એ મહાબલવાન જીવ બની ગયો. એની ગર્જનાથી જંગલ ગાજવા લાગ્યું.

'એક દહાડો પિંગલક નામનો વનનો રાજા સિંહ ત્યાં પાણી પીવા આવ્યો. તેણે સંજીવકની ગર્જના સાંભળી અને ડર્યો. એ જીવ લઈને જાય ભાગ્યો.

'એ પિંગલક સિંહ ગામ, નગર, પત્તન, અધિષ્ઠાન, ખેટ, ખર્વટ, ઉદ્યાન, અગ્રહાર, કાનન, વન અને ખીણોમાં વસતાં તમામ ચતુષ્પદોનો સ્વામી હતો. એણે પોતાનું ચતુર્મંડલ બોલાવ્યું ને અગત્યની સભા ભરી. આ ચતુર્મંડલમાં સિંહના સ્વજનો, અનુયાયીઓ, મંત્રીઓ અને સેવકો હતા.

આ સમાચાર જાણી બે મંત્રીપુત્રો પણ ત્યાં આવ્યા. એ જાતનાં શિયાળ હતાં. એકનું નામ દમનક અને બીજાનું નામ કરટક હતું.

આ બંનેને કોઈ અપરાધ માટે સિંહે અધિકારભ્રષ્ટ કર્યા હતા. તેઓ તકનો લાભ કઈ રીતે લેવો તેનો વિચાર કરવા લાગ્યા.

દમનકે કરટકને કહ્યું : 'હે ભદ્ર કરટક ! જરા નિહાળ તો ખરો. આખા વનનો સ્વામી પિંગલક સિંહ યમુનાકિનારે જતાં ડરે છે તરસ લાગી છે. સામે પાણી છે, પણ તરસ્યો વડના ઝાડ નીચે બેઠો છે. એનું મોં પડી ગયેલું નથી લાગતું ?'

કરટકે કહ્યું : 'આપણે એની શી પંચાત ? પોતાનું કામ ન હોય એમાં કદી માથું ન મારવું. સિંહે કરેલો શિકાર આપણી પાસે છે ખાઓ, પીઓ અને મોજ કરો ને !'

દમનક બોલ્યો, 'તો આ સંસારમાં તમે બધાં કામ માત્ર પેટ ભરવા જ કરો છો કાં ?'

'નહિ તો બીજું શું ?'

'પેટ તો છાણના કીડા પણ ભરે છે. કરટકભાઈ! મિત્રોને તારવા માટે ને શત્રુને મારવા માટે ડાહ્યા માણસો રાજાનો આશ્રય લે છે'

મહાત્મા આટલી વાત કહીને થોભ્યા. એમણે છેલ્લું વાક્ય બે વાર કહ્યું. મધા ધ્યાનથી સાંભળતી હતી.

મહાત્માએ ઔરતને છેલ્લી પંક્તિઓ ફરી સંભળાવવા કહ્યું: 'મિત્રોને તારવા માટે અને શત્રુઓને મારવા માટે ડાહ્યા માણસો રાજાનો આશ્રય લે છે, બાકી પેટ ભરવા માટે તો પંખીઓ પણ જીવે છે, યાદ રાખો કે વિજ્ઞાન, શૌર્ય, વૈભવ અને આર્યગુણો સાથે પ્રસિદ્ધ થઈને જે એક પળ પણ જીવે છે, જ્ઞાની મહાત્માઓ તેનું જ જીવ્યું પ્રમાણ કહે છે. બાકીના તો બધા માતાનું યૌવન હરનાર કાયરો છે.'

જવાબમાં કરટકે કહ્યું: 'આપણે હમણાં ક્યાં પ્રધાનપદે છીએ ? પછી આવી નાહકની ખટપટથી શું લાભ ? રાજાની આગળ તો વગર બોલાવ્યા જવામાં સાર નથી.'

દમનકે કહ્યું: 'ભાઈ ! તારી મોટી ભૂલ થાય છે. અપ્રધાન હોવા છતાં જે રાજાની સેવા કરે છે તે પ્રધાન થાય છે: અને જે પ્રધાન હોવા છતાં સેવાથી દૂર રહે છે, એ છેવટે પદવિહીન બને છે. રાજાઓ, લતાઓ અને સ્ત્રીઓ, એ ત્રણે જણા હમેશાં જે એમની પાસે હોય એને જ વીંટળાય છે, પછી ભલે તે મૂર્ખ, કુશીલ કે વિદ્યાવિહીન હોય.'

'એટલે કે ડાહ્યાભાઈ ! આપણે રાજાને ભજવા એમ જ ને ?' કરટકે કહ્યું.

દમનકે કહ્યું : 'અવશ્ય, ઘેલાભાઈ ! વિદ્યાવાન, મહેચ્છાવાન, કલાવાન, પરાક્રમી અને સેવાવૃત્તિવાળા માણસ માટે રાજા સિવાય

બીજો સમર્થ આશ્રય નથી. જેઓ બીકથી કે સંકોચથી રાજાના આશ્રયથી દૂર રહે છે, તેઓ મરણપર્યંત ભિક્ષુક જ રહે છે !'

કરટકે શંકા ઉઠાવતાં કહ્યું 'રાજાઓ દુરાત્મા અને દુરારાધ્ય હોય છે, એ જાણો છો ?'

દમનકે કહ્યું : 'આમ કહીને આપણી હીનતા, દીનતા ને જડતા જ તમે પ્રગટ કરો છો. જો વાઘ, સર્પ ને હાથી જેવાં જંગલી જાનવરો પ્રયત્નથી વશ થઈ શકે છે તો રાજા કેમ વશ થઈ શકે નહિ ? જેમ મલયાચલ સિવાય ચંદન નથી એમ રાજસેવા વિના સંપત્તિ નથી.'

કરટકે કહ્યુ: 'તો તારી શી ઇચ્છા છે ?'

દમનકે કહ્યુ : 'આપણો સ્વામી સિંહ ભય પામેલો છે. એનો પરિવાર પણ ભયાકુલ છે. આપણે તેઓની પાસે જઈએ, વિગતે વાત જાણીએ, અને તેઓનો ભય દૂર કરી વિશ્વાસ સંપાદન કરીએ.'

કરટકે કહ્યુ: 'અરે ! એક મહાન સિંહનો ભય આપણે તુચ્છ શિયાળ કેવી રીતે દૂર કરી શકીશું ? શક્તિ કરતાં વધુ ભક્તિનું કામ કરવામાં હંમેશાં જોખમ છે.'

દમનકે કહ્યું : 'જેની પાસે વિજ્ઞાન ને બુદ્ધિ છે, એ સાચો બળવાન છે. આપણે બુદ્ધિ લડાવીએ તો પિંગળક તો શું, એવા સો સિંહને નમાવી શકીએ. કામ કરવાના છ પ્રકાર છે—સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ. આ છ નીતિમાંથી ગમે તે એક નીતિથી યા બે નીતિથી કોઈ પણ કઠિન કામ સિદ્ધ થાય છે તને ચોખ્ખા શબ્દોમાં કહુ છું. રાજસેવા દ્વારા હું પ્રધાનપદ પાછું મેળવવા ચાહું છું.'

મહાત્માએ કથાની વાત સાથે પોતાના કાર્યની વાતનો તંતુ જોડી દેતાં કહ્યું : 'મઘા અને બૈરૂત ! સાંભળો. હું જે કામે નીકળ્યો છું, એ માટે પેલા દમનકની જેમ મારે પણ તમારા શાહને મળવું જરૂરી છે, અને વિશ્વાસ સંપાદન કરવો અગત્યનો છે.

'એવું તે આપને શું કામ છે?' મધાએ પ્રશ્ન કર્યો.

'જખમ ઊંડો છે.' આટલું બોલતાં બોલતાં તો પહાડ જેવા ઊંચા મહાત્મા નાના નબળા વૃક્ષની જેમ નમી ગયા.

'એ જખમ પર હું મલમપટ્ટી કરીશ.' મધાએ કહ્યું.

'મુશ્કેલ છે મધા!' મહાત્માનું મોં આથમતા સૂરજ જેવું લાલચોળ બની ગયું હતું.

'વાત શું છે? કંઈક કહો તો ખરા.' મધા મહાત્માના જખમ જાણવા આતુર થઈ રહી.

'મધા! મારે તારા જેવી એક સુંદર અને હેતાળ બહેન હતી.'

'શું એ બહેન હમણાં નથી? મરી ગઈ?' મધાએ મહાત્માને શોક ભરેલા મુખે બહેનનું નામ લેતા જોઈને કહ્યું.

'એ મરી ગઈ હોત તો શોક જરૂર કરત, પણ આટલો બધો રંજ ન થાત એવું બન્યું છે કે ખાવું ભાવતું નથી ને જીવવું ગમતું નથી.' મહાત્માએ કહ્યું.

'પણ...વાત શું છે?'

'એક બદમાશ રાજા તેને ઉઠાવી ગયો છે.'

'ઓહ! ભોળવીને કે જબરદસ્તીથી?' મધા પૂછી રહી.

'જબરદસ્તીથી, જોરજુલમથી.'

'તો બોલતા કેમ નથી? ચાલો. એ રાજાની આપણે જ ખબર લઈ નાખીએ.' મધાનું લડાયક રક્ત ખળભળી ઊઠ્યું હતું.

ભયંકર વિષાદમાંય મહાત્માને મધાની વાત સાંભળી હસવું આવી ગયું. એ બોલ્યા : 'મધા, એ રાજા તો બહુ જબરો છે. મંત્રવાળો છે. સ્વરવિદ્યાવાળો છે. એની સામે થવું હોય તો સામે એવો જ બીજો રાજા જોઈએ.'

'તે અમારો રાજા છે ને!' મધાએ ભૌરૂત સામે જોઈને આગળ કહ્યું, 'ભૌરૂત! મહાત્માજીને આપણા રાજા પાસે લઈ

જજે. નજરાણામાં સાથે સંજીવનીનો રોપ લઈ જજે. રાજાને મહાત્માજીની પૂરી પિછાણ કરાવજે. અને બને તે મદદ કરજે–કરાવજે. જરૂર પડે તો તું સેનાપતિ બનીને સાથે સંચરજે.'

'અને તું ?...'

'ભલા માણસ, હું કંઈ હાથ જોડીને બેસી નહિ રહું.'

દરિયો વાંભ વાંભ ઉછળીને અને ઘૂ ઘૂ ગર્જના કરીને મઘાની વાતમાં સાક્ષી પુરાવી રહ્યો હતો !

પ્રેમમાં કલહ અને કલહમાં પ્રેમનો રંગ પૂરી એકબીજામાં ઓતપ્રોત બની જનારાં અજબ દંપતી મઘા અને ખેરૂત પર મહાત્માને ખૂબ ભાવ જાગ્યો.

સરસ્વની વિદૂષી હતી અને ભારતીય નારીએ સ્વીકારેલાં જન્મજાત લજ્જારૂપી આભૂપણોમાં માનનારી હતી. વિદ્યામાં, શીલમાં, ગંભીરતામાં કે તેજસ્વીતામાં દેવી સરસ્વતીની કલ્પનાને એ સાકાર કરતી હતી; જ્યારે મઘા રમતિયાળ હતી. એ જ્યારે રમતમાં ન હોય ત્યારે ઝઘડો કરતી હોય. એ જ્યાં જાય ત્યાં બધાને પોતાની તરફ જોતા કરનારી હતી. એ લક્ષ્મીની પ્રતિમૂર્તિ હતી. એવી ચંચળ, એવી ઠસ્સાદાર, એવી જ લજ્જા કે સંકોચ વગરની !

ખેરૂત અને મઘાના અંતરમાં પેલી અધૂરી વાત રમતી હતી. એટલે એમણે અધૂરી વાર્તા આગળ ચલાવવા મહાત્માને વિજ્ઞપ્તિ કરી, અને મહાત્માએ વાત આગળ ચલાવી :–

કરટકને ૭ પ્રકારની નીતિ સમજાવતાં દમનકે કહ્યું :

'પ્રથમ સંધિ એટલે એવા પ્રકારે કાર્ય કરવું કે શત્રુ મિત્ર થઈને રહે. બીજી વિગ્રહ એટલે આપણે એવા પ્રકારે વર્તવું કે શત્રુ પીડા પામે અને આપણને વશ થાય. ત્રીજી યાન એટલે પોતાનું કાર્ય સિદ્ધ કરવા મોટા લાવલશ્કર સાથે કૂચ કરવી તે. ચોથી

આસન એટલે એક સ્થાને શત્રુને મૂંઝવણ થાય તે રીતે બેસવું તે આસન કહેવાય. આ નીતિથી ભલભલો રાજા આખરે મૂંઝાઈ જાય. પાંચમી સંશ્રય એટલે બળવાન રાજાઓને પોતાના પક્ષમાં લઈ લેવા, તેનું નામ સંશ્રય. આનો અર્થ પરાક્રમીનું પડખું સેવવું. છઠ્ઠી રાજનિતી દ્વૈધીભાવ. એટલે સેનાને જુદે જુદે સ્થળે એવી રીતે ગોઠવવી કે જેથી નાની સેના મોટી લાગે. અથવા શત્રુરાજા પ્રત્યે બહારથી તો પ્રેમ બતાવવો અને અંદરથી જુદી રીતે વર્તવું.'

આ છ પ્રકારની રાજનીતિ સાંભળી કરટક બોલ્યો : 'આ નીતિ તો માત્ર યુદ્ધ માટે છે. પણ એનાથી રાજાને કેવી રીતે વશ કરશો ?'

દમનક બોલ્યો : 'રે ! પાંડવો વિરાટનગરમાં છૂપાવેશે પ્રવેશ્યા ત્યારે ધૌમ્ય મુનિએ એમને સેવકધર્મ કહેલો, તે મને બરાબર યાદ છે. સેવકે કેટલીક મર્યાદાઓ પાળવાની હોય છે. એણે દ્યૂત, દારૂ અને દારાથી પરાગમુખ રહેવું ઘટે. તેમજ રાજમાતા, રાણી, યુવરાજ, મુખ્યમંત્રી, પુરોહિત અને પ્રતિહાર પ્રત્યે આદર રાખતા હોઈએ તેવું વર્તન રાખવું જોઈએ. સેવકે યુદ્ધકાળમાં સદા રાજાની આગળ, નગરમાં રાજાની પાછળ, ને રાત્રે મહેલના દ્વાર પર રહેવું. આવા સેવક પર રાજાની પ્રીતિ આપોઆપ વધે છે. વળી અકાળે ન બોલવું. અકાળે જો બૃહસ્પતિ પણ બોલે તો તેનું બોલવું વ્યર્થ થાય છે.'

કરટકે વળી ભયથી કહ્યું: 'હે શૃગાલશ્રેષ્ઠ ! રાજાઓ હંમેશાં ખલ પુરુષોથી ઘેરાયેલા, વિષયમાં લીન અને કષ્ટથી સેવાય એવા હોય છે, રાજકૃપા થોડા એવા અપરાધથી પણ દૂષિત થનારી છે. રાજાની કૃપા દુરારાધ્ય છે.'

દમનકે કહ્યું: 'હે બંધુ તારી વાત સાચી છે, પણ જે વાતમાં જેટલા ટકાનું જોખમ હોય તેટલા ટકાનો લાભ પણ તેમાં હોય

છે. બિનજોખમી ધંધામાં કસ હોતો નથી પરાક્રમી પુરુષો એ માટે જ કહે છે કે સાહસમાં લક્ષ્મીનો વાસ છે.

કરટક ખુશ થતો બોલ્યો : 'રે રાજનીતિજ્ઞ પંડિત! તમારો આવો અભિપ્રાય છે, તો ખુશીથી પ્રસ્થાન કરો! તમને તમારા કાર્યમાં સિદ્ધિ વરો.'

દમનક સારા ચોઘડિયે રવાના થયો.

વનનો રાજા પિંગલક એક વડ નીચે પોતાના પરિવાર સાથે બેઠો હતો. એ ચિંતિત હતો. પરિવારના મુખ પર પણ ચિંતા હતી. આ સમયે પિંગલકે દમનકને આવતો જોયો અને તે બોલ્યો,

'મારો જૂનો મિત્ર મંત્રીપુત્ર દમનક આવતો લાગે છે. એનું સ્વાગત કરો. એ યથાર્થવાદી છે.'

દમનક આવીને સીધો રાજાના ચરણમાં પડયો. રાજાએ પોતાનો જમણો હાથ તેના માથે હાથ મૂકી પૂછ્યું : 'કુશળ છે ને? કેમ ઘણે દિવસે દેખાયો?'

દમનક બોલ્યો : 'કંઈ કાર્ય ન હોવાથી દેખાતો નહોતો, પણ કાર્ય ઉપસ્થિત થતાં હાજર થયો છું. રાજન્! આપ જાણો જ છો કે પોતાની પાસે ભલે ગમે તેવી મોટી તલવાર હોય, પણ દાંત ખોતરવા કે કાન સાફ કરવા તો નાની સળીનો જ ખપ પડે છે.'

રાજા બોલ્યો : 'પણ તારે રાજદરબારમાં હાજર રહેવું ઘટે ને?'

દમનક બોલ્યો, 'મહારાજ! હું યથાર્થવાદી છું. જૂઠું નહીં બોલું. રાજા ધનાઢ્ય હોય, કુલીન હોય, વંશ પરંપરાગત હોય તોપણ જો તે ગુણજ્ઞ ન હોય, તો સેવકો તેને અનુસરતા નથી. સેવકોને અને આભૂષણોને તેના યોગ્ય સ્થાને મૂકો તો જ શોભે. પગનું ઝાંઝર કંઈ કંઠમાં થોડું શોભે?'

રાજા બોલ્યો, 'શાબાશ દમનક! સત્યવાદીમાં તારો જોટો નથી. તમે બંને ભાઈ મારા મંત્રીપુત્રો છો. તમે આવ્યા હોત તો તમને હું ગમે તે સ્થાને નિયોજી દેત!'

દમનક બોલ્યો, 'મહારાજ! સેવકનો ધર્મ તો સેવાનો છે. પણ એ ત્રણ કારણોથી સ્વામીની સેવા છોડે છે. એક તો બીજા સામાન્ય સેવકો સાથે એને સરખાવાતો હોય ત્યારે, બીજું સમાન સેવકોમાં તેનો સમાન સત્કાર થતો ન હોય ત્યારે અને ત્રીજું, એની લાયકાતને યોગ્ય સ્થાને એને યોજાતો ન હોય ત્યારે. સુવર્ણના આભૂષણમાં જડવા લાયક મણિને જો લોઢાના આભૂષણમાં જડવામાં આવે તો તે મણિ કંઈ રડતો નથી, પણ એ શોભતો પણ નથી. એને આ પ્રકારે યોજનારની નિંદા થાય છે. વધારામાં રાજન્! આપે કહ્યું કે ઘણે દિવસે દેખાણો પણ જેને મણિમાં કાચની બુદ્ધિ છે ને કાચમાં મણિનો ભ્રમ છે, એવા વિવેક વગરના રાજા પાસે જવાથી પણ શું અને ન જવાથી પણ શું?'

આટલું બોલી દમનક રાજાની સમીપ ગયો અને નિર્ભય રીતે બોલવા લાગ્યો : 'સેવક વિના રાજા નથી. રાજા વિના સેવક નથી. બંને જણા પરસ્પર આધાર રાખનારા છે. જેમ ચંદ્રથી આકાશ શોભે, અને આકાશથી ચંદ્ર શોભે તેમ વળી મહારાજ! કિરણ વિના સૂર્ય શોભે ખરો? એમ સેવક વિના સ્વામી ન શોભે. એટલું આપ નોંધી રાખો કે સંતુષ્ટ સ્વામી સેવકને ઇનામ આપે છે, પણ સંતુષ્ટ સેવક તો સ્વામીને માટે પ્રાણ આપે છે.'

રાજા આ સાંભળી ખુશ ખુશ થઈ ગયો, અને બોલ્યો : 'દમનક! તને ધન્યવાદ છે. તું ખરેખરો યથાર્થવાદી છે, સત્યવક્તા છે, મહાવિવેકી ને પંડિત છે.'

દમનકને જાણે પ્રશંસા અપ્રિય હોય તેમ મોં કટાણું કરીને એ બોલ્યો :

'મહારાજ! સેવકની પ્રશંસા અગાઉથી ન હોય' કાર્ય સિદ્ધ થયા પછી પ્રશંસા શોભે અત્યારે તો આપનું ઉત્તેજન જ મને ખપે. આપ એકાંતમાં આવો અને આપણે થોડીક વાતો કરીએ.'

રાજા કહે, 'આ બધા મારા અંગત સેવકો અને સ્વજનો છે. એકાંતમાં જવાની આવશ્યકતા નથી.'

દમનકે પૂંછડીનું આસન બનાવી, તેના પર બેસતાં ભારેખમ મુખમુદ્રા કરીને કહ્યું,

'મહારાજ! પ્રિય પણ અપથ્ય વદનારો હું નથી. પાણીથી જેમ બંધ ભેદાઈ જાય છે, દોષ જોવાથી જેમ સ્નેહ ભેદાઈ જાય છે, ઉગ્ર વાણીથી જેમ કાયર ભેદાઈ જાય છે, એમ મહત્ત્વની વાત ગુપ્ત ન રાખવાથી મહત્ત્વની કામગીરી પણ ભેદાઈ જાય છે.'

રાજાએ પ્રશ્ન કર્યો : 'સ્ત્રી, પુત્ર અને સ્વજનોથી પણ ભેદ રાખવો?'

દમનક કહે : 'નીતિશાસ્ત્રના પ્રમાણે તો કેટલીક વાત સ્ત્રીઓથી છુપાવવાની હોય છે કોઈ વાત પુત્રથી છુપાવાય છે, ને સ્ત્રીને કહી શકાય છે કેટલીક વાતો એવી પણ હોય છે કે જે માત્ર મિત્રને જ કહી શકાય છે, ને સ્ત્રી-પુત્રને વિમુખ રાખવાં પડે છે. કોઈ વાત મિત્ર, પુત્ર અને સ્ત્રીને જણાવી શકાય છે, પણ સ્વજનોની આગળ છુપાવવી પડે છે. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે દીર્ઘાયુ થવું હોય ને સુખે જીવવું હોય તો અમુક પાસે જ દુઃખ નિવેદન કરવું, નહિ તો મૌન રાખવું.'

રાજાએ ઉત્સુકતાપૂર્વક પ્રશ્ન કર્યો : 'કયા માણસ પાસે દુઃખ નિવેદન કરવું, તે કહે.'

દમનક કહે : 'એક તો વિશિષ્ટ ગુણવાળા સ્વામી પાસે; બીજા શિષ્ટ ગુણવાન સેવક પાસે; ત્રીજી અનુકૂળ પત્ની પાસે; ચોથી ખુશામત ન કરનાર મિત્રની પાસે પોતાનું કષ્ટ નિવેદન કરી શકાય છે, અને દુઃખનું નિવારણ કરીને સુખી થવાય છે.'

રાજા પિંગલક બોલ્યો : ' રે દમનક ! ખરેખર, તું મારો વિશિષ્ટ ગુણવાન સેવક છે, ચાલ એકાંતમાં બેસીએ.'

રાજા પિંગલક અને મંત્રીપુત્ર દમનક બંને જણા એકાંતમાં ગયા. દમનકે વાતનો આરંભ કરતાં કહ્યું : ' મહારાજ ! આપ ભયમાં હો એવું મને લાગે છેઃ અને ભય, એ તો જીવતું મોત છે.'

રાજાએ પૂછ્યું: 'હું ભયમાં છું. એ તેં કેવી રીતે જાણ્યું ?

દમનક બોલ્યો : 'માણસના મનની વાત અનેક રીતે જાણી શકાય છે. આકૃતિથી, ઇંગિતથી, હાલચાલથી, ભાષણથી, નેત્ર અને મુખના વિકારોથી પણ તે જાણી શકાય છે.'

રાજા ખુશ થઈને બોલ્યો : 'દમનક, તું ખરેખર મહાપ્રજ્ઞા છે તેં મારા મનની સ્થિતિ જાણી લીધી છે, અને આ વાતનો સ્વીકાર હું એકાંત વગર કરત પણ નહીં. તું આ જંગલને ધ્રૂજાવતો કોઈ મહા નાદ સાંભળે છે ?'

દમનક અને રાજા શાન્ત થઈ ગયા. થોડીવારમાં મહાશબ્દ સંભળાયો .વન ગજવતો એ નાદ આવતો હતો.

રાજા બોલ્યો : ' દમનક ! નાદ સાંભળ્યો ને ! આ નાદ સાંભળી મારાં રોમ રોમ કંપી જાય છે. કેવો ભયંકર ગર્જારવ ! એની પાસે મારી ગર્જના તો છછૂંદરના ચૂંચૂં જેવી ભાસે છે.'

દમનકે પ્રશ્ન કર્યો :

'મહારાજ ! એ કોનો નાદ છે ?'

'કોઈ નવતર મહાપ્રાણીનો આ મહાભયકારી નાદ છે.' આટલું બોલતાં સિંહના રૂવાં ઊભાં થઈ ગયાં.

મહાત્મા વાત કરતા થોભ્યા. મથ્રા શાંતિથી બધું સાંભળી રહી હતી. એ ધીરેથી બોલીઃ 'મહાત્મા ! એ અપૂર્વ મહાપ્રાણીનું નામ આપું ? '

' આપ તો ! '

'ખૈરૂત.' મધા ખડખડાટ હસતી બોલી. પણ ખૈરૂત કશુ ન બોલ્યો. એ રસિક જીવને વાર્તામાં વિઘ્ન રુચતું ન હતું.

'ગંભીર થાઓ અને વાર્તાશ્રવણ કરો. આજે હું આ વાર્તા સંપૂર્ણ કરીશ.' અને મહાત્માએ વાત ફરી શરૂ કરી.

હવે રાજા પિંગલક બોલ્યો: રે દમનક! જેવું શબ્દબળ, એવું શૌર્યબળ. મહાશબ્દને અનુરૂપ એવું મહાબળ જરૂર એની પાસે હશે હું સત્વરે આ વન તજી દેવા ચાહું છું. પરાભવ પ્રાણ-ત્યાગ કરતાંયે ખરાબ છે.'

દમનક બોલ્યો, 'રાજન્! શબ્દમાત્રથી ડરવાની જરૂર નથી.. ભેરી, વેણુ, મૃદંગ, પટહ, શંખ વગેરે ભિન્ન ભિન્ન પ્રકારના શબ્દો હોય છે. મોટું ઢોલ વાગે છે તો કેવું ઉત્કટ, પણ અંદર કેવી મોટી પોલ હોય છે.! મહારાજ, વિપત્તિમાં વિષાદ ન જોઈએ, સંગ્રામમાં ભીરુપણું ન જોઈએ. વીર પુરુષો ગમે તેવી આપત્તિમાં ધીરજને ત્યાગતા નથી.'

'પણ બંધુ દમનક!' રાજા બોલ્યો, 'હું કદાચ ધીરજ ધરું પણ આ મારો પરિવાર એક પળ પણ અહીં રહેવા માગતો નથી. એ સત્વરે નાસી છૂટવા ચાહે છે.'

દમનક કહે :'સ્વામી! એ વસ્તુ સ્વાભાવિક છે. સેવકો સ્વામી જેવા જ હોય છે. અશ્વ, શાસ્ત્ર, શસ્ત્ર, વીણા, સેવક અને નારી—એટલાં જેવાં પુરુષને પ્રાપ્ત થાય છે, તેવાં થાય છે. આપ આજ્ઞા આપો. હું ત્યાં જવા અને એ મહાનાદનું સ્વરૂપ જાણી લાવવા તૈયાર છું.'

રાજા કહે : 'શું તું ખરેખર ત્યાં જઈશ? તને ભય નહિ લાગે ભલા?'

દમનક કહે :'સ્વામીને કાજે દુસ્તર સમુદ્રમાં પ્રવેશ કરતાં કે સર્પના મુખમાં હાથ નાખતાં સાચા સેવકને ડર લાગતો નથી. આજ્ઞા આપો, દેવ! આપની આશિષ સાથે અબઘડી પ્રયાણ કરું.'

રાજા હર્ષ પામીને બોલ્યો : 'એમ હોય તો સુખેથી જા. ભદ્ર તારો પંથ કુશળ હો.'

દમનક વિદાય થયો.

રાજા પિંગલક વિચારમાં પડયો: 'અરે , આ દમનક અધિકારભ્રષ્ટ છે કદાચ એ ઉભયવેતન (મારો પણ પગાર ખાય અને પેલાનો પણ ખાય–એવો ) તો નહીં હોય ને ? એને શું ? વર મરો કે કન્યા મરો, ગોરનું તરભાણું ભરો.'

પિંગલક આ વિચારમાં ને વિચારમાં વનમાં ભમવા લાગ્યો. એને ક્યાય ચેન પડે નહિ, એ દુર્બલમતિ ઘડીમાં આમ વિચારે, ઘડીમાં તેમ વિચારે; પણ એને કશો માર્ગ સૂઝે નહીં. થોડીવારમાં તો દમનક પાછો આવી ગયો.

પિંગલકે દમનકને ઉત્સુકતાથી પૂછ્યું : ' મહાશબ્દ કરનાર એ મહાપ્રાણીને તેં જોયું ?'

દમનકે કહ્યું:'સ્વામીની કૃપાથી જોયું.'

પિંગલકને વિશ્વાસ ન બેઠો. એને લાગ્યું કે મારા જેવો સિંહરાજા જેનાથી ડર્યો, એને આ શિયાળિયું કેવી રીતે મળ્યું હોગ ? એટલે પિંગલકે ફરી પ્રશ્ન કર્યો. ' શું મહાશબ્દ કરનાર એ મહાપ્રાણીને તેં ખરેખર જોયું ? '

દમનક દઢતાપૂર્વક બોલ્યો : ' આપની સમક્ષ અસત્ય વચન કેવું ? શાસ્ત્રમાં કહ્યું છે કે દેવ સમક્ષ જે અસત્ય ભાખે છે, તેની અધોગતિ થાય છે. આપ દેવ છો. '

પિંગલક બોલ્યો : ' મહાન લોકો દયાળુ હોય છે. એ મહાપ્રાણીએ તારા જેવા સામાન્ય જન પર કૃપા દાખવી હશે, મહાન માણસો હમેશાં પોતાના સમકક્ષ મહાન માણસો પાસે જ પોતાના પરાક્રમ પ્રગટ કરે છે. '

દમનક કહે : ' આપની વાત સાચી છે. એ મહાન છે, પણ, આપ કહો તો, એને આપનો સેવક બનાવી દઉં. '

પિંગલક કહે: 'શું તે શક્ય છે?'

દમનક કહે: 'બુદ્ધિમાનને અશક્ય શું છે? શસ્ત્ર, હસ્તી, અશ્વ અને પદાતિની મોટી ચતુરંગ સેના જે કંઈ કરી શકતી નથી, તે એકલી બુદ્ધિ કરી શકે છે.'

પિંગલક રાજી થઈને બોલ્યો: 'જો એમ છે, તો હું તને મારા મંત્રીપદે નીમું છું. મારા રાજના અનુગ્રહ–નિગ્રહ અને સંધિ–વિગ્રહનાં કાર્યો હવેથી તારે જ કરવાનાં રહેશે.'

દમનક નમસ્કાર કરી, રાજાના ચરણનો સ્પર્શ કરીને ચાલી નીકળ્યો.

દમનક યોગ્ય સમયે પેલા વૃષભ સંજીવક પાસે પહોંચ્યો ને રુઆબભેર બોલ્યો :

'રે મૂર્ખ વૃષભ! વારંવાર ગર્જના કરીને આ વનના રાજા પિંગલકની શાંતિમાં તું વિક્ષેપ નાખે છે! તને શિયાળના ચામડામાં જીવતો સીવી લેવો કે નહિ, તેનો વિચાર કરવા દયાળુ મહારાજ પિંગલક વડ નીચે સભા ભરીને બેઠા છે.'

સંજીવક બળદ આ સાંભળી એકદમ ઢીલો પડી ગયો. એણે પોતાનું મોત નજર સામે જોયું. આજીજી કરતાં એણે દમનકને કહ્યું : 'ભાઈ! હું કોઈની શાંતિમાં વિક્ષેપ નાખવા માગતો નથી. હું તૃણભક્ષક છું, અહિંસક છું વનના રાજા પાસેથી ગમે તે રીતે મને અભયવચન અપાવ'

'હું જોઉં છું, પણ આ ઉપકારના બદલામાં તું મને શું આપીશ?' દમનકે કહ્યું.

'તુ કહીશ તેમ હું કરીશ.' સંજીવકે કહ્યું.

'વારુ! જોઉં છું. કામ તો ખરેખર કપરું છે, પણ મને તારા તરફ લાગણી થઈ છે.' આમ કહી મંત્રી દમનક પાછો ફર્યો ને રાજા પિંગલક જ્યાં સભા ભરીને બેઠો હતો ત્યાં આવીને બોલ્યો :

'હે રાજન્! એ વરપ્રાપ્ત મહા પ્રાણી છે. ભગવાન મહેશે તેની સેવાથી સંતુષ્ટ થઈ એને યમુનાકિનારાનું આ રાજ્ય આપ્યું છે. મેં તેને કહ્યું, કે અમારા રાજા મહા બળવાન છે. તમને અભ્યાગત તરીકે નિમંત્રે છે. તેણે કહ્યું : અભયવચન વગર તૃણ-ભક્ષી અને માંસભક્ષી મૈત્રી ન સંભવે.'

પિંગલક કહે : 'રે મંત્રી! હું એને અભય આપું છું. મારા માટે પણ તું અભયવચન લઈને એ મહા અતિથિને સત્વરે અહીં તેડી લાવ. ખરેખર! જેમ સંનિપાતજ્વરમાં વૈદ્યની કસોટી થાય છે, એમ સંધિ–વિગ્રહમાં મંત્રીની સુબુદ્ધિ વ્યક્ત થાય છે. થાંભલાઓ જેમ મકાનને ટકાવી રાખે છે, એમ મંત્રીઓ રાજાને ટકાવે છે.'

દમનક તરત જ ઊપડચો અને થોડીવારમાં સંજીવકને લઈને ઉપસ્થિત થયો. બંને વચ્ચે પ્રેમપૂર્વક મિલન થયું. એકબીજાનું કુશળ પુછાયું.

કેટલીક વેલ જેમ શીઘ્ર વધે છે એમ એમની પ્રેમ–વેલ એકદમ વૃદ્ધિ પામી, ને એક–બીજામાં ગૂંથાઈ ગઈ. સંજીવક અને પિંગલકની વચ્ચે ગાઢ મૈત્રી થઈ ગઈ. તેઓ બંને જણા યમુનાના સુંદર કિનારાઓ પર જઈને રહ્યા ને વાર્તાવિનોદ અને વનવિહારમાં સમય ગાળવા લાગ્યા. શૃંગાલશ્રેષ્ઠ દમનક અને કરટક સમગ્ર રાજ-કારભાર સંભાળવા લાગ્યા.

સિંહે સંજીવકની મૈત્રીથી શિકારનો વ્યવસાય લગભગ છોડી દીધોઃ પણ એથી પરિસ્થિતિ વિપરીત બની. સિંહ શિકાર ન કરે તો શિયાળ વગેરે વનની પ્રજા ખાય શું? વનની પશુપ્રજા ભૂખે મરવા લાગી

એક દિવસ રાજા પિંગલકનો ભાઈ સ્થિરકર્ણ મળવા આવ્યો. તેના માટે આહાર નહોતો, પિંગલક પશુ મારવા બહાર જવા લાગ્યો. આ વખતે સંજીવકે પ્રશ્ન કર્યો;

'દેવ ! મારેલાં મૃગોનું માંસ ક્યાં છે ?'

રાજાએ કહ્યું : 'એ દમનક–કરટકના તાબામાં છે. તેઓ માંસભંડાર એમ ને એમ વેડફી નાખે છે.'

સંજીવકે પૂછ્યું : 'આ માટે એને આપની અનુજ્ઞા લેવાની હોતી નથી ?'

'ના.' પિંગલકે કહ્યું.

'આ રીત બિલકુલ યોગ્ય નથી. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે જે સંધિવિગ્રહનું કામ કરતા હોય તેવા મંત્રી પાસે અર્થાધિકાર ન હોવો જોઈએ.' સંજીવકે કહ્યું.

રાજાના ભાઈ સ્થિરકર્ણે પણ સલાહ આપી: 'જેમ રાજાના અંતઃપુરનો અધિકાર પુરુષત્વહીન કંચુકીઓ પાસે હોય છે, એમ, માંસનો અધિકાર તૃણભક્ષક સંજીવક પાસે રહેવો ઘટે. સંધિવિગ્રહ કરનાર અમાત્યો પાસે અર્થાધિકાર યોગ્ય નથી.'

પિંગલકે પોતાની રાજ્ય–વ્યવસ્થામાં એ પ્રમાણે સુધારો કર્યો. સંજીવક અર્થમંત્રી થયો.

સંજીવકે હવે સેવકોને આહાર આપવામાં સંકોચ બતાવવા માંડ્યો. રાજાને જોઈતો ભંડાર તો મળવા લાગ્યો, પણ સેવકોને ભૂખ્યા રહેવાનો સમય આવ્યો. ધીરે ધીરે પશુઓ સિંહને છોડીને ઉદરભરણ માટે અન્યત્ર ચાલ્યાં જવાં લાગ્યાં.

દમનક અને કરટક વિચારમાં પડ્યા : 'રે ! આ તૃણભક્ષકે રાજાને એક તો શિકારમાં હતોત્સાહ કરી દીધો છે, વળી જે થોડું ઘણું આવે છે એના પર એણે અધિકાર જમાવી દીધો છે. આ તો આપણા પગ પર આપણે પાણો માર્યો ને આપણે હાથે આપણી ભૂરી વલે થઈ. રાજા હવે સંજીવકની નજરે જ જુએ છે.'

દમનકે કહ્યું : 'ભાઈ ! આ તો હાથના કર્યાં હૈયે વાગ્યાં. ભૂખથી પીડાતા મહાદેવનો સર્પ ગણપતિના ઉંદરને ખાઈ જવાની ઇચ્છા કરે છે ! એ સર્પને કાર્તિકેયનો ભૂખ્યો મોર ભક્ષ કરવા ચાહે છે, અને તે મોરને વળી પાર્વતીનો ક્ષુધાતુર સિંહ ભક્ષ કરવા માગે છે, એમ ભૂખ્યા જનો શું કરતાં નથી ? હવે આપણે જ આનો ઉપાય શોધી કાઢવો રહ્યો. હું જાઉં છું, રાજા પિંગલક પાસે.'

આ પછી દમનક પિંગલક પાસે ગયો, ઘણે દિવસે દમનકને, આવેલો જોઈ સિંહ બોલ્યો : 'રે ! તું ઘણા વખતે દેખાયો.

દમનક બોલ્યો : 'સ્વામીની કૃપા હો કે અવકૃપા, દાસે તો આપત્તિ આવે એટલે સ્વામી પાસે આવવું જ ઘટે ને ? ઘણા વખતથી વિચાર કરતો હતો. આજે આવ્યો.'

રાજા કહે : 'શું છે, તે કહે.'

દમનક સિંહના કાન પાસે મોં લઈ જઈને બોલ્યો, 'સંજીવક દોસ્તના રૂપમાં દુશ્મન છે. એ આપના વિનાશ માટે ફરે છે. એ આ વનનો રાજા થવા માગે છે.'

દમનક કહે : 'અરે ! એ તો મારો ખાસ મિત્ર છે, પૂરેપૂરો વિશ્વાસુ છે.'

રાજા કહે : 'વિશ્વાસુ જ વહેલો ઘાત કરે છે. આપે એના કુલ, શીલ ને જાત જાણ્યા વગર એને આશ્રય આપ્યો. એ કહે છે કે માંસભક્ષકના રાજમાં હિંસાનું પ્રાબલ્ય છે. કોણ ક્યારે હણાઈ જાય, એ ન કહેવાય. તૃણભક્ષકના રાજમાં સર્વ પશુઓને અભય હોય છે. આ માટે સર્વના કલ્યાણ અર્થે તૃણભક્ષકનું રાજ હું સ્થાપવા માગું છું. અને આ મોહક જાહેરાતથી આપણી સર્વ પ્રજા તથા સર્વે આપણા અનુચરો એ માટે તૈયાર થઈ ગયા છે. તેઓ કહે છે કે એકને હણીને બીજાનું પેટ ભરવાની પિંગલકની હિંસક નીતિથી અમે થાકયા છીએ.'

પિંગલક ગર્જીને બોલ્યો : 'અરે ! આ તો ' બહુત નમે નાદાન' જેવો ઘાટ થયો ! સવારે હું સંજીવકની ખબર લઈશ.'

દમનક ત્યાંથી નીકળીને સંજીવક પાસે ગયો અને બોલ્યો : 'રે સંજીવક ! ભક્ષ્ય અને ભક્ષકની પ્રીતિ સંસારમાં લાંબી નભતી નથી. આ જંગલમાં દુકાળ ચાલે છે પ્રાણીઓએ બહુ ફરિયાદ કરી કે આહાર મળતો નથી, અને એનું કારણ તૃણભક્ષક સંજીવક છે. કાલે સભામાં આ ચર્ચા છેડાશે.'

સંજીવક બોલ્યો : 'રે દમનક ! રાજા માટે તો મારો પ્રાણ પણ તૈયાર છે. મારી જાતથી જો સર્વ પ્રાણીઓની ક્ષુધા તૃપ્ત થતી હશે, તો હું મારી જાત અર્પણ કરીશ.'

મહાત્મા નકલંકે વાર્તા પૂરી કરતાં કહ્યું 'આનું નામ જ રાજનીતિ. રાજનીતિમાં તો જેની બુદ્ધિ તેનું બળ !'

બૈરૂતે કહ્યું : 'મહાત્માજી ! સુંદર છે તમારા સંજીવની રોપના વાર્તાપુષ્પો ! અરે, આમાં ચોપગાંને બહાને બેપગાંને કેવો બોધ આપ્યો છે ? આ શાસ્ત્ર જાણનાર રાજા-પ્રજા બંને અમર થઈ જાય'

બૈરૂતને બોલતો રોકી મઘા બોલી : 'મહાત્માજી ! વાર્તા પૂરી કરો. પછી સંજીવકનું શું થયું ? રાજાએ કાન કાચા કર્યા ?'

'હા. મઘા ! રાજા કોઈનો મિત્ર હોતો નથી. દમનકે પોતાની ચાણક્ય બુદ્ધિના બળે સંજીવકનું નિકંદન કાઢ્યું, અને પોતે ફરી મંત્રીપદ પ્રાપ્ત કર્યું.' મહાત્માએ કથાને સમેટી લેતાં અંતિમ સાર કહ્યો.

## ૩૯

# તારે તે તીર્થ !

વહાણ શકદ્વીપના કિનારા તરફ વધી રહ્યું હતું.

અચાનક વહેતું વહાણ ડોલ્યું. જેમ પેટી ઉછાળીએ ને રમકડાં જ્યાં ત્યાં જઈ પડે, એમ બધાં ઉતારુઓ આંચકા સાથે ઉછળી જ્યાં ત્યાં પડ્યાં.

આહ ! જરા બહાર જુઓ તો ખરા. કૂવાથંભ કડેડાટો કરે છે, સઢ ચિરાય છે, વાયુ તોફાને ચઢ્યો છે.

આખા વહાણમાં હાહાકાર થઈ રહ્યો. મધા ડરી ગઈ. એણે બાળકને છાતીએ દાબ્યું ને ઔરતને વળગી પડી.

ઔરત એક થાંભલાને પકડીને ઊભો. એણે નજર ફેરવી તો મહાત્મા નકલંક ત્યાં નહોતા. એણે શોધવા નજર નાખી, પણ એ ક્યાંય ન મળ્યા !

'રે મધા ! મહાત્મા કેમ ક્યાંય દેખાતા નથી ? કદાચ ઉછળીને દરિયામાં તો નહીં પડી ગયા હોય !' ઔરતે બેચેનીમાં પૂછ્યું.

'આમ ઊભો ઊભો જુએ છે શું ? ઝટ જા, અને શોધ. મારી કે પુત્રની ચિંતા ન કરીશ. આવા લાખેણા નર પર તો

જીવ ઓવારી નાખીએ. આવા નરનો ભેટો સંસારમાં દુર્લભ છે.'

ભૈરૂતે મઘાને મૂકી દીધી. વહાણે ફરી ઉછાળો ખાધો. મઘા બાળક સાથે ઊંચેથી નીચી પછડાણી.

મહાત્માને શોધવા ભૈરૂત પડતો આખડતો બધે ફરવા લાગ્યો. વાવંટોળ ભયંકર જામ્યો હતો. માલમે કહી દીધું કે તોફાન જીવ-લેણ છે. નસીબ હોય એ બચે !

બધે રડારોળ વ્યાપી ગઈ હતી.

આ વખતે આઘે તૂતક પર એક માનવી ઊભો હતો. પ્રચંડ, પડછંદ ! વાવંટોળ એને કે એના વસ્ત્રને પણ જાણે સ્પર્શ કરી શકતો નહોતો. એણે દરિયાદેવની સેનાને આવતી ખાળવા બે હાથ ઊંચા કર્યા હતા.

વાદળોની ઓટમાં ઢંકાઈ જતા સૂર્યને આમંત્રવા એ હોઠ ખુલ્લા કરી, જોરજોરથી એ કંઈ બોલતો હતો.

મૃત્યુપોકથી દિશાઓ ગાજી ઊઠી હતી. ખુદ માલમ પણ જીવ બચાવવાની યોજનામાં પડચો હતો. ત્યારે તૂતક પર પેલો પડછંદ માનવી એમને એમ જ, સ્તંભની જેમ સ્થિર ઊભો હતો.

પળ—બે પળ વીતી ત્યાં તો જીવનમરણ વચ્ચે ઝોલા ખાતા પ્રવાસીઓ કોઈ વિચિત્ર અવાજ સાંભળી રહ્યા :

'ૐ સ્વાહા ! ૐ સ્વાહા !'

અને સૌએ અજાયબી વચ્ચે જોયું કે તૂતક પર ઊભેલા પેલા પડછંદ માનવીના મુખમાંથી એ શબ્દો સરતા હતા. આ શબ્દોમાં પણ સામર્થ્ય ભર્યું હોય એમ, સાંભળનારને પોતાને લાગતું. પવન, પાણી ને દિશાઓમાં પણ એની અસર પ્રસરતી હોય એમ દેખાતું હતું.

સો વખત કે પાંચસો વખત ફિણાયેલું ઘી જેમ વિષ થઈ રોગને હણે છે, એમ શબ્દમંત્રનું છે. જગતમાં બેજવાબદાર માણ-

---

સોએ અતિ શબ્દ-વ્યાપાર કર્યો, એથી મંત્રીશક્તિ વિનષ્ટ થઈ! આજે શબ્દની અદ્ભુત શક્તિ સહુને જોવા મળતી હતી.

વાવંટોળ ગાજતા હતા. દરિયાનાં પાણી બબ્બે વાંભ ઊછળતાં હતાં. વહાણ તો રમકડાની જેમ આમતેમ ઘસડાતું હતું. સાગર-રૂપી રાક્ષસ જાણે એને પોતાના પેટમાં ગળી જવા માગતો હોય તેમ લાગતું હતું.

આજે આ તોફાનમાંથી ઊગરવાનો કોઈ આરો દેખાતો નહોતો. ડૂબ્યા કે ડૂબશું, મર્યા કે મરશું એવી ભયંકર લાગણી સર્વત્ર પ્રવર્તી રહી હતી.

છતાં તૂતક પર ઊભેલો માનવી સાવ નિશ્ચિંત ને સ્થિર ઊભો હતો. પાણીના લોઢ ઊછળી ઊછળીને એને આખો નવરાવી દેતા હતા.

હવાના સૂસવાટ ભયંકર રીતે હૂ હૂ કરીને એને વીંટળાઈ વળતા હતા. આખું નાવ એ સપાટાથી થર થર ધ્રૂજતું, પણ એ માનવી સાવ અડોલ હતો. પોતાના મંત્રનો એ અવિરત ઉચ્ચાર કર્યે જતો હતો.

મેઘખંડમાંથી પૃથ્વી પર પડતી અવિરત જલધારાની જેમ એના શબ્દો ચારેકોર વહેતા હતા. ધીરે ધીરે બધે ધુમ્મસનો શ્યામ પડદો પથરાઈ ગયો, ને મોત જેમ ચાદર પાથરી મડદાંને ઢાંકે, એમ વહાણ ઢંકાઈ ગયું.

થોડી વાર ભયંકર પરિસ્થિતિ રહી, પણ આ ભયંકર કોલા-હલમાંય પેલા મંત્રાક્ષરો કર્ણગોચર થતા હતા. સ્વરશક્તિના પરિ-ચારક એ સ્વરો હતા

નાટકના નેપથ્યનો કાળો પડદો ચિરાય, ને સુંદર વસંત જોવા મળે એમ ધીરેથી પડદો ખસ્યો. વાતાવરણ ચિરાયું. દિશાઓ સ્વચ્છ થવા લાગી. અર્ધમૃત થઈને પડેલા દરિયાઈ પંખીઓ ફરી આકાશમાં ઘૂમવા લાગ્યાં.

તોફાને ચઢેલું બાળક રોતું–કકળતું આખરે જંપી જાય, એમ સાગરના તરંગો ધીરે ધીરે જંપી ગયા ! ને જાણે ક્યારેય ઉછાળે ચઢ્યા ન હોય એમ પ્રસન્નમધુર રીતે વહેવા પણ લાગ્યાં.

વહાણ સ્થિર થયું હતું. દિશાઓ સ્વચ્છ થઈ હતી.

તૂતક પર ઊભેલો પેલો પડછંદ પુરુષ હજી એમ ને એમ જ સ્વસ્થ અને સ્થિર ઊભો હતો.

વહાણ સાવ સ્વસ્થ થઈ ગયું, જોખમની બહાર નીકળી ગયું. પત્નીને મારઝૂડ કરતો પતિ, જાણે ડાહ્યો થઈને પત્નીને રમાડી રહ્યો ન હોય, એમ ગાંડો પવન ડાહ્યો થઈને વહેવા લાગ્યો હતો.

તૂતક પર ઊભેલા માણસને ત્યાંથી ખસી જવા ઘણા દયાળુ પ્રવાસીઓએ બૂમો પાડીને ચેતવેલો, પણ એ તો લોઢાના ખોડેલા ખીલાની જેમ ઊભો જ રહ્યો હતો. આ સ્થળની તમામ ચીજો–સઢ, દોરડાં ને બીજી વસ્તુઓ દરિયો ગળી ગયો હતો : પણ ન જાણે આ પુરુષને એની દાઢમાં કેમ કરીને એ પકડી શક્યો નહોતો !

'અરે મહાત્મા !' પાછળથી બૂમ આવી એક માણસ દોડતો આવી પહોંચ્યો. એ ઔરૂત હતો.

બૂમ તરફ કાન બહેરા હોય તેમ મહાત્મા તો નિશ્ચલ જ ઊભા હતા, મોંમાંથી મંત્રાક્ષરો અવિરત છૂટયે જતા હતા

ઔરૂતે આશ્ચર્ય સાથે જોયું કે મહાત્માના મુખમાંથી સફેદ કબૂતરો છૂટતાં હતાં : અને શાંતિનો સંદેશ લઈને જતા શાંતિદૂતની જેમ પવન, પાણી ને દિશાઓમાં ફેલાઈ જતાં હતાં.

ચારે તરફ સફેદ કબૂતરોનો જાણે ઘટાટોપ જામ્યો હતો.

ઔરૂતે વિશેષ આશ્ચર્યમા એ જોયું કે ધીરે ધીરે આકાશમાં સ્વૈર રીતે ઊડતાં ને ઘૂમતાં કબૂતરોની પંક્તિઓની પંક્તિ મહાત્માના મુખ ભણી પાછી વળી રહી હતી : ને મુખ નજીક આવીને શ્વેતરંગી જળમાં વિલીન થઈ જતી હતી.

'જય હો મહાત્મા નકલંકનો !' ખૈરૂતે જોરથી જયધ્વનિ કર્યો. પ્રવાસીઓ ત્યાં ધસી આવ્યા. ખૈરૂતને બધી હકીકત પૂછવા લાગ્યા. ખૈરૂત હોંશ–હોશથી એમની આખી કથા કહેવા લાગ્યો, ને બોલ્યો.

'એ લાખેણા નરને અમે આપણા દેશમાં લાવીએ છીએ.'

'શાબાશ ખૈરૂત ! તારો વિજય હો.'

'એમની સાથે સંજીવની રોપ પણ લાવ્યા છે.' ખૈરૂતે કહ્યું.

'અમને એ રોપના દર્શન કરાવો.' પ્રવાસીઓ બોલ્યા.

'હમણાં નહિ. શક દરબારમાં બધું થશે. આ બધો મહાત્માનો પ્રતાપ. મહાત્માના પ્રતાપે આપણું વહાણ બચ્યું. આપણે બચ્યા, બધા પ્રવાસીઓ બચ્યા.'

'શું, મહાત્મા મળ્યા ? સલામત છે ને ?' વહાણના અંદરના ભાગમાંથી ધસમસતી મઘા બહાર આવી. એના હાથમાં એનો બાળક હતો. વહાણ ઊંચું–નીચું થવાથી બંને જણાને ઠીક ઠીક ઈજા પહોંચી હતી, પણ જીવ બચ્યાના આનંદ પાસે એ ઈજાનો હિસાબ નહોતો.

'મહાત્મા તો સલામત જ છે. અરે, એમના લીધે તો આપણે સલામત રહ્યા. એમણે મંત્રસિદ્ધિથી શાંતિના કબૂતર ઉડાડ્યા. એ કબૂતરો અશાંતિનો આહાર કરી ગયા. દરિયો શાંત થઈ ગયો. પવન અનુકૂલ થઈ ગયો. દિશાઓ ડાહી થઈ ગઈ.'

'ધન્ય ધન્ય મારા મહાત્મા !' મઘા હર્ષઘેલી થઈ ગઈ.

વહાણના તૂતક પરથી મહાત્મા પાછા ફર્યા. ક્યાંક ક્યાંક હજી ધોળાં કબૂતર ઊડતા હતા, બાકી બધે શાંતિ હતી.

મઘા દોડી. વહાણના પટ પર પડેલી મહાત્માની પદપંક્તિઓને એ વારંવાર ચૂમી રહી, નમી રહી ! એ બોલતી હતી, 'આપણને તારે તે તીર્થ ! પૂજ્ય ! પૂજ્યને વંદન.'

વહાણના અન્ય પ્રવાસીઓએ મઘાનું અનુકરણ કર્યું. મહાત્મા એક જ પળમાં સૌ કોઈના પૂજનીય પુરુષ બની ગયા.

પછી બધાં ટોળે વળ્યાં ને મઘાએ મહાત્માનો પરિચય આપ્યો. એમના પ્રતાપે પોતાને પ્રાપ્ત થયેલા બાળકને બતાવ્યો.

પણ અત્યારે તો સૌના અંતર ઉપર મહાત્માની મંત્રશક્તિની અદ્‌ભુત અસરની જ વાત રમી રહી હતી. કેવો અદ્‌ભુત યોગી! કેવી અદ્‌ભુત શક્તિ!

અરે! એણે આપણને તાર્યાં. તારે તે તીર્થ! પૂજ્ય!

મહાત્મા નકલંક થોડીવારમાં પ્રવાસીમાંથી પૂજ્ય બની ગયા.

વહાણે ખેપ આગળ આરંભી.

# ૪૦

## મીનનગરમાં

જહાજ મીનનગરના બંદર પર લાંગર્યું. ત્યારે સૂર્યોદય થતો હતો. મોતમાંથી ઊગરીને આવેલા પ્રવાસીઓએ જહાજમાંથી ઊતરતાં ઊતરતાં હજી મહાત્મા બંબકાલકની જય બોલાવવી ચાલુ રાખી હતી.

બંદરના કિનારે આવેલું મીનનગર બહુ સુંદર શહેર હતું, અને ત્યાં શંકરાજનો માનીતો શાહી-ખંડિયો રાજા રાજ કરતો હતો. આ શાહનું નામ દરાયસ હતું.

રેતાળ કાંઠાથી થોડે દૂર સુંદર વાડીઓ આવેલી હતી : અને એ વાડીઓમાં દાડમનાં સુંદર વૃક્ષો ઝૂમતાં હતાં. ભારતનાં લોકો પૂજામાં, માનતામાં કે સત્કારમાં જેમ શ્રીફળનો ઉપયોગ કરે છે, એમ આ પ્રદેશનાં લોકો અતિથિના સ્વાગતમાં, પૂજાના ઉપહારમાં, નૈવેદ્યમાં દાડમનો ઉપયોગ કરતાં. દાડમ ફોલીને એના દાણા પ્રસાદી તરીકે પણ વહેંચવામાં આવતાં.

દાડમની વાડીઓ ઉપરાંત દૂર દૂર નારંગીનાં વન આવેલાં હતાં. એ વનોને વીંધીને મધુર મંદમંદ વાયુ વહ્યો આવતો હતો.

અને એ વનરાઈમાં સ્વચ્છંદે વિહરતી; હૃદયના આકારના વાજિંત્ર પર ગીત ગાતી સ્વર્ગની અપ્સરાના અવતાર જેવી સુંદરીઓ નજરે પડતી હતી.

અહીંની સુંદરીઓને જોવી નયનનો આનંદ હતો. અલબત્ત, ભારતીય નેત્રોને પ્રમાણમાં વધારે પડતી લાગતી એની ઊંચાઈ જરા ખટકતી; પણ એનો સુવર્ણ વર્ણ, ગાત્રોની કમનીયતા, ચામડીની આરક્ત મખમલી સ્નિગ્ધતા આંખને જકડી રાખતી. એ આછાં રંગીન વસ્ત્રો ઓઢતી અને કમર પર પટો બાંધતી. કવિતા કહેતા કે શકદ્વીપની વાડીઓમાં જેવાં દાડમ પાકે છે એથી સારાં દાડમ ત્યાંની સુંદરીઓ પોતાના ઉર પર ધારણ કરે છે.

મઘા ભારતમાં આવ્યા પછી અંબોડો ગૂંથતાં શીખી હતી, પણ શકદ્વીપની સુંદરીઓ તો પોતાના પગની પાની સુધી ઢળતા કેશ છૂટા જ રાખતી ચંદ્રની પાછળ વાદળ શોભે એમ એ એમના ગૌર દેહની પાછળ બહુ શોભતા : ને સુંદરીઓની દેહયષ્ટિને વધુ કમનીય બનાવી મૂકતા.

મદ્ય અહીંનું ખાસ પીણું હતું. એને માટે દ્રાક્ષની વાડીઓ ઠેરઠેર નજરે પડતી. આ મદ્યની દુર્ગંધ છુપાવવા પુરુષો મદ્યપાન કરીને એની ઉપર કાકડી ખાતા અહીં વારવનિતાઓ સિવાય કોઈ ખાસ પ્રસંગે શકસુંદરીઓ એમના સુવર્ણરંગી ચહેરાને કંકુવર્ણો જરૂર બનાવી લેતી.

સૂકા અને લીલા મેવાના અહીં ગંજના ગંજ જોવાતા. પપનરાનાં ઊંચા વૃક્ષો અને લીંબુડીનાં વન દૂરદૂરથી હવામાં આછી મીઠી સુગંધ વહેતી મૂકતાં.

મઘા અત્યારે ખૂબ ઉત્સાહમાં હતી. આ બધા જશનો અભિષેક જાણે એને જ ઘટતો હતો એ એના પુત્ર ગુલ્મને હવામાં ઉછાળતી ઉછાળતી આગળ ચાલતી હતી, એણે ભારતીય વેશભૂષા ધારણ કરી હતી, અને વાળમાં પાંથી પાડીને એમાં સોનેરી દોરીઓની ગૂંથણી કરી હતી.

બૌરૂત રાહ જોતો વહાણના ઊતરવાના ભાગ પર બેઠો હતો એણે રાજદરબારમાં એના આગમનના સમાચાર પહોંચાડ્યા હતા; ને અનેક માણસોને પોતાના મંત્રબળ દ્વારા જીવતદાન આપનાર મહાત્માની વાત પણ લખી હતી. આ મહાત્મા પોતાની સાથે સંજીવની રોપ લાવ્યા છે, એ ખબર પણ એણે આપ્યા હતા.

થોડીવારમાં પપનસની વાડીઓ પાછળથી રથ આવતો દેખાયો. એને બે દેખાવડા ગર્દભ જોડ્યા હતા. ભારતના અશ્વોને ઝાંખા પાડે તેવું તેઓનું તેજ હતું. રથની પાછળ રાજકર્મચારી વર્ગ ચાલ્યો આવતો હતો. રાજના મંત્રી પણ સાથે આવી પહોંચ્યા હતા.

થોડીવારમાં બધા કિનારા પર આવી પહોંચ્યા, અને ઉચ્ચ સ્વરે બૌરૂતનું અને મહાત્માનું સ્વાગત કરતા સૂરો ઉચ્ચારી રહ્યા. વાજિંત્રોના મધુર નિનાદોથી વાતાવરણ ગાજી ઊઠ્યું.

આગળ મઘા ચાલી.

પાછળ મહાત્મા ચાલ્યા.

મહાત્માની પાછળ બૌરૂત હાથમાં ગ્રંથ લઈને ઊતર્યો.

નગરમાં પણ ધીરે ધીરે ખબર પ્રસરી ગયા હતા, અને લોકો હાથમાં દાડમ લઈ ને સંજીવની રોપ લાવનાર મહાત્માના સ્વાગતે ચાલ્યા આવતા હતા.

મંત્રીરાજે હાથ ચૂમીને સહુનું સ્વાગત કર્યું. મહાત્માએ રથમાં બેસવાની ના પાડી. મંત્રીએ ખૂબ આગ્રહ કર્યો, એટલે તેઓએ અશ્વ લાવવાનું સૂચન કર્યું.

મહાત્મા માટે શણગારેલો અશ્વ રજૂ થયો. અહીં અશ્વ બહુ કિંમતી લેખાતા : ને ખાસ પાણીદાર અશ્વ મહેમાન માટે રાખવામાં આવતા.

મહેમાનોની હોશિયારીની પ્રથમ પરીક્ષા આ અશ્વો દ્વારા થતી. મસ્તાન અશ્વને જોઈને ભલભલા ડરી જતા, આ અશ્વ પર ચઢવું પણ કોઈને માટે કપરી કસોટી સમું બની જતું. પણ

મહાત્માએ અશ્વની પીઠ પર હાથની ધીમી થપાટ મારી અને સોનેરી વાધ હાથમાં લીધી.

ગમે તેવો બળવાન બાજ પણ, પક્ષીરાજ ગરુડને જોઈ ઢીલો પડી જાય, એમ આ મસ્તાન અશ્વ મહાત્માની એક ધીરી થપાટે ગરીબ ગાય જેવો બની ગયો. પગ કે પૂંછડી હલાવ્યા વગર, આજ્ઞાંકિત સેવકની જેમ એ શાંત ઊભો રહ્યો.

લોકો આ દૃશ્ય આશ્ચર્યથી જોઈ રહ્યા, ને બોલ્યા : 'અરે ! મંત્રવાદી પુરુષની કરામત તો જુઓ. આપણા દેશના મસ્તાનમાં મસ્તાન અશ્વને પણ ગરીબ ઘેટા જેવો બનાવી દીધો !'

'સાગર જેવો સાગર જેનો સેવક છે, એવા મહાત્માના પ્રતાપને આપણે શું જાણીએ ? મઘાએ વચ્ચે કહ્યું.

પછી મંત્રી રાજે ઔરૃતને કહ્યું : 'રામજી રાહ જોતા હશે. આપણે ત્વરાથી આગળ વધીએ.'

શકરાજના જાણીતા અશ્વ પર મહાત્મા અદ્ભુત રીતે શોભતા હતા. અશ્વ પણ જાણે વશવર્તી સેવક ન હોય તેમ વર્તતો હતો. પાછળ બે કીમતી ગદ્દીઓવાળા રથમાં મઘા અને ઔરૃત બેઠાં હતાં. આગળ ગ્રંથ હતો.

મહાત્માની ચકોર દૃષ્ટિ આ તદ્દન અવનવીન દેશ પર ચારેકોર ઘૂમતી હતી. એ અહીંના પરાક્રમી ને પડછંદ પુરુષોને નેત્ર ઠેરવી ઠેરવીને નીરખતા હતા.

થોડી થોડીવારે એમની દૃષ્ટિ અંતર્મુખ થઈ જતી, પણ તરત જ એ બાહ્ય વસ્તુઓમાં રસ લેવા લાગતી.

ચારે તરફથી એમના નામનો જયજયકાર ઊઠતો હતો. એમને નામે અનેક ચમત્કારો અને શક્તિઓની પ્રશસ્તિ–ગાથાઓ ઠેરઠેર વણાઈ રહી હતી. લોકસમુદાય તો અતિમાં માનનારો છે. જે ગમે તેની અતિ પ્રશંસા; જે ન ગમે તેની અતિ નિંદા–એ એનો અનાદિ કાળનો ક્રમ છે.

પણ મહાત્મા પ્રશંસાના પૂરથી સાવ અલિપ્ત હતા, એ તો પોતે જે ધ્યેય માટે આટલે દૂર આવ્યા હતા, એ આ ભૂમિમાં સિદ્ધ થશે કે નહિ તેની સત્ત્વપરીક્ષા કરી રહ્યા હતા.

ધીરે ધીરે મીનનગર શરૂ થયું. એના ધોરી માર્ગો પર થઈને ઝરણનું પાણી વહી જતું હતું. એ ઝરણનાં પાણીને વાળીને ઠેર-ઠેર ફુવારાઓ ગોઠવ્યાં હતા અને એમાંથી પાણી ઊછળીને કુંડોમાં પડ્યું જતું હતું. પ્રવાહમાં રંગબેરંગી માછલીઓ રમતી હતી.

ખુશનુમા પ્રભાત અને મનને પ્રફુલ્લ કરે એવા આ ફુવારા, એમાં વનવાડીની મીઠી ખુશબોદાર હવા—સમગ્ર વાતાવરણ દિલ અને દેહને પ્રફુલ્લાવે તેવું હતું.

થોડીવારે રસ્તાની બન્ને બાજુ શકરાજના પ્રચંડ યોદ્ધાઓ ઊભેલા જોવાયા. મહાત્માના મનમાં એકાએક ઊગી આવ્યું;

'દેશની શક્તિનું નવનીત તારવવા સ્વદેશી દૂધમાં પરદેશી છાશનું મેળવણ કર્યે જ છૂટકો છે. રે રાજા ગર્દભિલ્લ! સાધુને તેં ક્યાંયનો ન રાખ્યો!' મહાત્માના મુખ પર થોડીવાર દુઃખની વાદળીઓ રમી રહી.

પુરુષના ભાવોને કળવામાં કુશળ મઘાએ તરત એ જોઈ લીધું ને એ બોલી: 'રે મહાત્મા! શું તમને આ દેશ ન ભાવ્યો? આ લોકો ન ગમ્યાં? ભૂઆ લોકો! કેવાં ગાંડાં છે? કેવો કોલાહલ કરી મૂક્યો છે!'

મહાત્માએ તરત અંતરના જખમને છુપાવી હસતાં હસતાં કહ્યું: 'મઘા! દેશ શા માટે ન ભાવે? ભાવથી તો આવ્યો છું: ને જ્યાંના નરનાર મઘા અને ઔરત જેવાં હોય ત્યાં કદીયે કશુંય મને અપ્રિય ન લાગે. બાકી તો મન હવા જેવું છે! કદી નરમ કદી ગરમ!'

'ઘણું જીવો મહાત્મા.' મઘાએ જોરથી ઉચ્ચાર્યું.

જનમેદનીએ એ બોલ ઝીલી લઈને એનો પડઘો પાડ્યો. હવે રસ્તાની બંને બાજુ સંગેમરમરના આવાસો આવતા હતા. આ આવાસો ખૂબ જ ઊંચા અને વિશાળ હતા. ઘોડા સાથેનો સવાર પસાર થઈ, સીધો દીવાનખાનામાં ઊતરે એવી એની રચના હતી.

દરેક દરવાજા પર સંગમરમરના બે સિંહ બનાવેલા રહેતા. સોના ને રૂપાના રસથી એને રસવામાં આવ્યા હતા. કેટલાક આવાસોની આગળ રહેલા સિંહોની આંખોમાં માણેક અને પંજામાં હીરા મઢેલા હતા.

મહાત્મા આ બધુ જોતા આગળ વધતા હતા, ત્યાં ચાર–પાંચ કિશોર દોડી આવ્યા અને બોલ્યા : 'અતિથિરાજ ! રાજકુમારનો દડો પેલા પાતાળકૂવામાં પડ્યો છે; બહુ મહેનત કરી પણ એ નીકળતો નથી.'

'રાજકુમારને બીજો દડો લાવીને આપો ને ! એમાં અતિથિદેવને શા માટે પૂછો છો ?' મંત્રીએ કહ્યું.

'રાજકુમાર હઠ લઈને બેઠા છે. કહે છે કે આ દડો જ મને જોઈએ. અમે સમજાવી સમજાવીને થાક્યા; પણ કુમાર હઠ છોડતા નથી. અમે શ્રમ કરીને લાચાર થયા. દડો, નીકળતો નથી. આપ પધારો તો સારું. કિશોરોએ કહ્યું.

મંત્રીરાજની ત્યાં જવાની અનિચ્છા હતી રાજકુમારની તોછડાઈ એ જાણતા હતા. વળી મહેમાન મહાત્માને તથા સંજીવની રોપને દરબારમાં ઝટ લઈ જવાની જવાબદારી એમના માથે હતી. પણ બાલહઠ અને રાજહઠ પાસે મંત્રીનું કંઈ ન ચાલ્યું.

મંત્રીરાજે વિવશભાવે બૈરૂતને કહ્યું : 'તમે જરા વાર આ સરૂના બાગમાં થોભો. હું જઈને આવું !'

'અરે, એમ શું કામ ? ચાલોને બધા સાથે સાથે ત્યાં જઈએ.' મહાત્માએ કહ્યું, 'રાજકુમારને તો જોવાશે.'

બધા કૂવા તરફ વળ્યા.

કૂવો ખૂબ ઊંડો હતો : એની અંદર નાખી નજર પહોંચતી નહોતી. નીચે અંધકાર હતો.

મંત્રીએ કૂવામાં ડોકિયું કર્યું, પણ નીચે ઘોર અંધકાર દેખાયો. 'કુમાર! આમાં તો કંઈ કળાતું નથી. દડો અંદર પડ્યો છે કે બહાર તેની પણ ખબર પડતી નથી.'

કુમાર રીસ ચઢાવીને બોલ્યો 'હું જાણું છું, મેં પડતાં જોયો છે. દડો અંદર જ છે. મને એ કાઢી આપો,'

મંત્રીએ ફરી ઊંડે ઊંડે નજર નાખી. પણ કંઈ ન દેખાયું. કૂવામાં તો ઊતરવું શક્ય જ નહોતું, એટલો એ સાંકડો હતો.

'કુમાર! નવો દડો મંગાવી દઉં. આ નીકળી શકે એમ નથી' મંત્રીએ કહ્યું.

'ના. મારે તો એ જ દડો જોઈએ.' કુમારે ફરી રડવા માંડ્યું. મંત્રી પૂરેપૂરી મૂંઝવણમાં મુકાઈ ગયા.

લોકો કહેવા લાગ્યા 'અરે! મંત્રીરાજ આટલી વાતમાં રસ્તો નથી કાઢી શકતા તો રાજકીય ગૂંચોમાં શું કરશે.'

વાતાવરણ ભારે થઈ ગયું. રાજકુમારે તો જોરથી રડવા માંડ્યું. મંત્રીરાજ માટે જીવન–મરણનો સવાલ ખડો થયો. ત્યાં મહાત્માએ કહ્યું 'મંત્રીરાજ! ધનુષ્યબાણ મંગાવો ને!'

'પણ મહાત્માજી! ધનુષ્યબાણ અહીં નિરર્થક છે. બાણ કંઈ દડો થોડું લાવી શકે? વળી અંદર તો કાજળઘેરું અંધારું છે.' મંત્રીએ કહ્યું.

'કંઈ ચિંતા નહિ. તમે મંગાવો તો ખરા!' મહાત્માએ સ્વાભાવિકતાથી કહ્યું.

થોડીવારમાં ધનુષ–બાણ આવી ગયાં. બાણનું ભાથું પીઠ પર ભેરવી ખભે ધનુષ્ય મૂકી મહાત્મા અશ્વથી નીચા ઊતર્યા.

પળવારમાં તો મહાત્માનો દેખાવ સાવ ફરી ગયો. કોઈ મહાન યોદ્ધો રણમેદાનમાં સંચરતો હોય તેમ લાગ્યું. મઘા તો એકતાન થઈ મહાત્માને નીરખી રહી હતી. એની આંખમાં હર્ષનાં આંસુ હતાં.

મહાત્મા મોટી ફલાંગ ભરી કૂવા પર ચઢયા. ને એક બાણુ એંચી એની ફણા પર ચીંથરાં વીંટી મશાલ જેવું કર્યું. એ બાણને સળગાવી ધનુષ પર ચઢાવી એમણે કૂવામાં છોડયું. સ...-ર...ર ..ર ! અને અંધારા કૂવામાં અજવાળાં પથરાઈ રહ્યાં.

સ...ર...ર...ર ! એની એ જ ઝડપે એ બાણની પાછળ બીજું બાણ રવાના થયું. બીજા પાછળ ત્રીજું. ત્રીજા પાછળ ચોથું. પહેલા બાણનું લક્ષ દડો હતો, પણ બીજા બાણનું લક્ષ પહેલું બાણ હતું. એકમાં એક ભેરવાઈ જતાં હતાં.

અંધારા કૂવાનાં અજવાળાં હોલવાયાં—ન હોલવાયાં ત્યાં પાણી વીંધાવાનો અવાજ આવ્યો અને થોડીવારમાં દડા સાથે બાણ ઉપર આવ્યું. પંખીની ચાંચમાં દાણો હોય, એમ બાણના મુખમાં દડો હતો.

'દડો ! મારો દડો !' કહેતો રાજકુમાર આગળ દોડયો.

મહાત્માએ કુમારને ઊંચકી લીધો ને હાથમાં તેડી દડો આપ્યો. રાજકુમાર તો રાજી રાજી થઈ ગયો. ને બોલવા લાગ્યો : 'આ મંત્રી ખોટો. આ મહાત્મા મારા સાચા મંત્રી !'

લોકોના ઉત્સાહનો પાર ન રહ્યો. તેઓ પણ એમ જ બોલવા લાગ્યા. મઘાના તો પોરસથી કંચુકીબંધ તૂટતા હતા !

બૈરૂતે જયજયકાર કરી મૂક્યો. શકરાજનો મંત્રી ઢીલો થઈને આગળ ચાલ્યો. મહાત્મા ફરી અશ્વ પર ચઢયા.

'આ મારા મંત્રી ! રાજકુમાર તો મહાત્માના ખોળામાં બેસીને એક જ રઢ લઈ બેઠો હતો.

'કુ...માર સાહેબ ! મહાત્મા પોતે પણ રાજકુમાર છે!' મઘાએ કહ્યું.

'હેં, તો અમે બે સરખે સરખા. એ રાજકુમાર છે, હુંય રાજકુમાર! અમે બે દોસ્ત.' રાજકુમારે કહ્યું.

'જરૂર. આપણે બે દોસ્ત,' મહાત્માએ સ્મિત કરીને કહ્યું. *

* આજે ચમત્કાર લાગે એવા ધનુર્વિદ્યાના પ્રયોગો એ વખતે થતા. એવો જ પ્રયોગ મહામંત્રી અભયકુમારે પણ કર્યો હતો.

# ૪૧

## અકારું અમરપદ

રાજા દરાયસ ઉત્સુકતામાં સિંહાસન પરથી ઊભો થઈને દૂર દૂર રાજમાર્ગ પર નજર ઠેરવી રહ્યો હતો. એનું મન સારા–ખોટા અનેક વિચારોથી ભરાઈ ગયું હતું.

સંજીવની રોપ તરીકે એક ગ્રંથ લાવવામાં આવ્યો છે, આ સમાચારથી એણે બાહ્ય રીતે હર્ષ પ્રગટ કર્યો હતો, પણ એના અંતરમાં કંઈક નિરાશા વ્યાપી હતી. ગ્રંથથી તે કંઈ અમર થવાતું હશે?

અને આ કારણે એલચી બૌરૂત માટે એ ઉપરથી આદર બતાવતો હતો, પણ અંતરમાં એ ખીજે બળી રહ્યો હતો. શું મંગાવ્યું અને શું ઉપાડી લાવ્યો, મૂરખ નહીં તો!

છતાંય એક યોગી સાથે આવ્યો છે, એ સમાચારે એને કંઈક આશ્વાસન આપ્યું હતું. પહાડ પર રહેતા હિંદના યોગીઓ માટે એણે ઘણું ઘણું સાંભળ્યું હતું. એ ધારે તો માણસને અમર બનાવી શકે તેમ કહેવાતું. રાજાએ વિચાર કર્યો કે આ મહાત્મા પાસે મારે પહેલી મુલાકાતે જ મનનું ધાર્યું માગી લેવું. માત્ર પુસ્તકથી રાજી ન થવું. અને મનનું ધાર્યું ન થાય તો એમને અહીંથી જવા ન દેવા.

ત્યાં રાજકુમારને ખોળામાં લઈને આવતા મહાત્મા નકલંક દેખાયા. સહેજ શ્યામળી, અશ્વારૂઢ એ માનવ–પ્રતિમાએ એના દિલને સહસા ખેંચી લીધું. પ્રકાશના પુંજથી દીપ્તિમંદ લાગતું એમનું મસ્તક જાણે નભને ટેકો દેતું હતું. વીજળીમાંથી બનાવેલી એવી તેજ વેરતી બે આંખો, ભાલાના ફળામાંથી બનાવેલું હોય એવું અણીદાર નાક અને પરવાળામાંથી બનાવેલા હોય એવા કંકુવર્ણા ઓષ્ઠને એ તો નીરખી જ રહ્યો. આખા શકદ્વીપમાં પાણીદાર લેખાતો અશ્વ મહેમાનને ઊંચકીને આજ્ઞાંકિત સેવક જેમ આગળ વધતો હતો. આ વાત તો ના બનવાની બની હતી.

રાજા થોડો આગળ વધ્યો.

બૈરૂતે પહેલાં રાજાની અને પછી મહાત્માની જય બોલાવી.

રાજા તરત બૈરૂતને રોકતાં બોલ્યો,

'મહાત્મા મોટા છે, ગમે તેવા ચક્રવર્તીથી પણ એમની જય પહેલાં જ બોલાવવી જોઈએ. પહેલો ધર્મ પછી રાજ.'

રાજા દરાયસે પોતાની પાસે રહેલ મોટું દાડમ મહાત્માની આગળ ભેટ ધરતાં કહ્યું, 'મહાત્માજી! મારે ડહાપણ જરૂર શીખવું છે, પણ તે પહેલાં અમર બનવું છે.'

'અમર બનવું છે, રાજન્?' મહાત્માએ અશ્વથી નીચે ઊતરતાં રાજવીના ખભે હાથ મૂક્યો, અને પ્રશ્ન કર્યો.

'હા.' રાજાએ વિનીત ભાવે કહ્યું.

'ભલે રાજન્! તમને અમર બનાવું' અને એમ કહેતાં યોગીએ રાજાના અંગૂઠા પર પોતાનો પગ મૂક્યો.

એ પગ નહોતો, પણ કોઈ યોગનિદ્રાનો સ્પર્શ હતો. રાજા ત્યાં ને ત્યાં સ્થિર થઈ ગયો અને કોઈ અગમ્ય અનેરી સૃષ્ટિમાં સરી પડ્યો. ઓહ! આ શું જોઉં છું!

જાણે પોતાની સાથે મહાત્મા હતા—અને વનજંગલ અને કંદરાઓ વટાવતા બન્ને આગળ વધતા હતા.

બંને મૌન હતા. છતાં બંને જણા જાણે વાતો કરતા હતા. રસ્તાઓ હવે પૂરા થયા. કેડાઓ પણ પૂરા થયા. નાની નાની કેડીઓ પણ ખતમ થઈ.

રાજાએ ચારેતરફ જોયું તો બધું ભારેખમ હતું. હવા પર જાણે વજન હતું. દિશાઓ પર પણ વજન હતું. અરે સૂર્ય પણ વજનદાર લાગતો હતો.

રાજાએ ચાલતાં ચાલતાં યોગી તરફ જોયું અને બોલ્યો,

આપણે આપણા માર્ગે જ છીએ ને?'

રાજાના આ પ્રશ્નનો મહાત્માએ જવાબ આપ્યો :'હા, આપણે અમર યાત્રાના રાહ પર જ છીએ.'

અને બંને આગળ વધ્યા.

હવે તો પગદંડીઓ પણ પૂરી થઈ હતી; જનનો અવરજવર પણ નહોતો અને જાનવર પણ દેખાતાં નહોતાં.

સંસારની જાણે ઇતિશ્રી થઈ ગઈ હતી. ધરતીનો જાણે છેડો આવી ગયો હતો.

બંને જણા આ શૂન્ય જગતમાં સજીવ હતા અને આગળ રાહ કાપ્યે જતા હતા.

બધું વજનદાર લાગતું હતું, શ્વાસ પણ વજનદાર લાગતો હતો : અને દેહ પણ ભારે લાગતો હતો.

રાજાએ યોગીરાજને પ્રશ્ન કર્યો, 'આપણે થાકી નહિ જઈએ? હજી કેટલે દૂર જવાનું છે આપણે?'

મહાત્માએ જવાબ આપ્યો : 'થાકી જઈશું, પણ મરી નહિ જઈએ. ચિંતા તો મરવાની જ છે ને?'

'હા યોગીરાજ ! ડર તો મોતનો જ છે; બાકી થાક તો એની મેળે ઊતરી જશે.'

બંને જણા વળી આગળ વધ્યા. હવે તો એક સંસારની ઇતિશ્રી થઈ ગઈ હતી, અને નવો સંસાર શરૂ થયો હતો.

મોટા મોટા વેલા, મોટાં મોટાં પાન, મોટાં મોટાં ફળ, બધી જ વનરાજિ મોટી મોટી, પણ ખાનાર ત્યાં કોઈ ન મળે !

આગળ જતાં વળી એક મોટો સાપ પડેલો દેખાયો. ન જાણે કેટલાક વખતથી એણે કાંચળી જ ઉતારેલી નહિ હોય. એના મોં આગળ કેટલાંય દેડકાં કૂદે, તોયે એકેનો ભક્ષ કરવાની એની મરજી હોય તેમ ન લાગ્યું ! ચેતનનો અવતાર એ નાગરાજ સાવ શિથિલ થઈને પડ્યો હતો.

રાજા અને યોગી હજી આગળ વધ્યા. ત્યાં દૂર દૂર એક સરોવર દેખાયું, એના ચારે કિનારા પાણીથી છલોછલ હતા.

રાજાએ કહ્યું : 'મહાત્માજી ! શું આજ એ અમર તળાવડી કે જેનું જળ પીનારાંને મોત કદી સ્પર્શતું નથી !'

મહાત્માએ કહ્યું : 'હા, એ જ આ અમર તળાવડી. પણ રાજા, મારી મંજૂરી લીધા પહેલાં એનું પાણી પીતા નહીં.'

રાજાએ કહ્યું : 'પ્રભુ, તળાવે આવી તરસ્યા નહિ રહેવાય. મારે અમર થવું છે.'

મહાત્માએ પ્રશ્ન કર્યો, 'અમર શા માટે થવું છે ?'

રાજાએ કહ્યું : 'જીવનનો લહાવો લેવા. આ ધન, આ ધાન્ય આ પુત્ર, આ પરિવાર, આ ક્ષણભંગુર દેહથી તે કેટલું ભોગવાય ? હું અમર થઈશ, નિર્ભય થઈશ. પછી સંસારના તમામ ભોગ મારા થશે.'

મહાત્મા જવાબમાં ફક્ત હસ્યા ને બંને વળી આગળ વધ્યા. રાજા મોટી મોટી ફલાંગો ભરતો ચાલતો હતો.

અમર તળાવડીનાં જળ હવે નજીક દેખાતાં હતાં. એના કિનારા અનેક જીવોથી ભરપૂર હતા. પણ બધે નિગૂઢ શાંતિ હતી. સ્મશાનમાં આવેલા ડાઘુઓના જેવું સહુનું વર્તન હતું.

મોટાં મોટાં પંખીઓ હતાં. પણ કોઈ ગાતાં ન હતાં.

જળચરો અનેક હતાં, પણ કોઈ રમતાં નહોતાં. મોટા મોટા મગરમચ્છોનાં જડબાં ખુલ્લાં હતાં. એમાંથી અનેક માછલીઓ જા-આવ કરતી હતી, પણ મગર જડબું બંધ કરતો નહોતો. જાણે એ કોઈને ખાવા માગતો નહોતો એમને એમ ભૂખ્યો-તરસ્યો રહીને દેહને પાડી નાખવા માગતો હતો

પણ દેહ અહીં પડતો નહોતો, કારણ કે એ અમરભૂમિ હતી.

રાજાએ તળાવ તરફ જવાની ત્વરા કરી. એ ત્વરામાં એક સાપ પર એનો પગ પડી ગયો.

રાજાએ બૂમ પાડી: 'ઓ બાપ રે! ખાધો!'

મહાત્માએ શાંતિથી કહ્યું: 'અહીં મોત છે જ નહિ. મોત હોત તો આ સાપનો છુટકારો ન થાત? પેલી સર્પસુંદરી માટે આ બે સાપ લડે છે. લડીને બંને મરણતોલ થઈ ગયા છે. પણ અહીં મોત નથી એટલે એકે મરતો નથી. અને લડાઈ અટકતી નથી. સર્પસુંદરી પણ બિચારી એમાંથી એક ઓછો થાય તો વરવા તૈયાર ખડી છે!'

રાજાનું મુખ મલકયું, એણે વિચાર્યું: 'મારે તો મનગમતી સુંદરીઓ છે. એ મને વરેલી છે. હું અમર થઈશ, એનો એમને કેટલો આનંદ હશે!'

રાજા અને યોગી ત્યાંથી પણ આગળ વધ્યા. રાજાથી હવે ઝાલ્યા રહેવાતું નહોતું. એ પાણી પીવાની ઉતાવળમાં હતો. એની નજર બીજી સૃષ્ટિ પર નહોતી. ત્યાં એક જળચરે કાંઉ કાંઉ કરી ઊડવા ચાહ્યું ને પાછું નીચે પટકાયું, એણે ભયંકર ચીસ પાડી. એ ચીસના પડઘા પડ્યા: 'મને મીઠું મોત મળો!'

તળાવના કિનારા પર પડેલા બધા જીવોએ પાંખો ફફડાવી, દાંત કચકચાવી બૂમો પાડી, 'મોત અમને ખપે!'

દિશાઓમાં સર્વત્ર બધે મોત મોત શબ્દ ગુંજી ઊઠ્યો. એ શબ્દમાં કોઈ અનેરી મીઠાશ હોય તેમ મોત શબ્દને બધા ફરી ફરીને રટવા લાગ્યાં.

રાજાને ભારે આશ્ચર્ય થયું. એણે યોગીને પ્રશ્ન કર્યો, 'આ મૂરખાઓ મોત કેમ માગે છે? મોત તે કંઈ મિષ્ટાન્ન છે?'

મહાત્માએ કહ્યું. રાજન્! આ જીવોને જીવન અળખે પડ્યું છે. જીવનથી એ કંટાળી ગયા છે. હવે એમને મોતની તાજગી જોઈએ છે. માટે એ મોત સામે ચાલીને માગે છે.'

'મૂર્ખ છે આ જાનવરો. માણસ આવી ભૂલ ન કરે. મહાત્મા! આજ્ઞા કરો. હું પાણી પી લઉં.'

મહાત્મા કહે, 'રે તું ડાહ્યો માણસ છે. અમર તળાવડીની આજુબાજુની દુનિયાને બરાબર નીરખી લે, અને પછી તારો નિર્ણય લે.'

પણ રાજાને ઉતાવળ હતી. એ નીચે નમ્યો. હથેળીમાં જળ લીધું: ત્યાં મોટી ડોકવાળા એક બગલાએ માથું ઊંચું કરી કહ્યું:

'એ મૂરખ! અમર તળાવડીનાં જળ પી અમર ન થઈશ. દેહથી અમર થવામાં કંઈ મજા નથી. અરે, એમાં તો અંત વિનાનો કેડો ખેડવાનો! મજા વગરનાં અંગોનો ભાર વેંઢવાનો! મૃત્યુ જેવી તાજગી ક્યાંય નથી. આ માયાજળ પીધાં કે પછી તો મરાશે પણ નહિ, અને જીવવામાં પણ મજા આવશે નહિ.'

રાજાએ અવાજ તરફ તિરસ્કાર દાખવતાં જળની અંજલિ ભરી અને પીધી.

'ઓહ!' દેહમાંથી કોઈ કાળી છાયા નાસતી હોય તેમ લાગ્યું. ને રાજાને ખાતરી થઈ કે હવે તે અમર થયો છે.

એણે મહાત્મા તરફ જોતાં કહ્યું. 'યોગીરાજ! આપ પણ અંજલિ ભરીને પી લો! સાથે જીવીશું અને સાથે મોજ કરીશું.

યોગીપણું પણ મોતને જીતવા માટે જ ધારણ કરવામાં આવે છે ને! આથી તો મોત સ્વયં જિતાઈ જાય છે.'

પણ રાજાના વચનનો કંઈ જવાબ યોગીરાજ વાળે ત્યાં તો દૃશ્ય બદલાયું.

સુંદર રાજમહેલ!

રાજાજી સોનાના સિંહાસન ઉપર.

એમણે દેશની તમામ દાનશાળાઓ બંધ કરાવી દેવાનાં ફરમાન કાઢ્યાં. હવે તો ધનનો હમેશાં ખપ પડવાનો હતો. અને દાન, તપ કે ધર્મ પણ શા માટે કરવાનાં? ધર્મગુરુઓને હદપાર કરવાનો હુકમ કર્યો.

રાજાએ આ પછી મોટું સૈન્ય એકઠું કરવા ખજાનો ખાલી કરવા માંડ્યો. એમના જીવનમાં હવે માત્ર ત્રણ જ વાત શેષ હતી: સંગ્રામ, સ્ત્રી અને સુવર્ણ.

ત્રણે વસ્તુ એકબીજાની પૂરક હતી. અને પોતાને મૃત્યુ નથી એ ખ્યાલથી સેનાઓ પણ અજેય બની હતી.

ઘણાં રાજ્યો મેળવ્યાં. ખંડિયા રાજાઓથી આખો દરબાર ભરાઈ ગયો. અમર રાજાએ ઠેરઠેરથી સુંદર છોકરીઓ ભેગી કરી, અને તેઓની સાથે લગ્ન કર્યાં. સંતાનનો પણ સુમાર ન રહ્યો. અંતઃપુર ખૂબ મોટાં થઈ ગયાં.

આમ દિવસો વીતતા ચાલ્યા.

રાજાના ચહેરા પર કરચલીઓ આવી. હાથ કંઈક ધ્રૂજવા લાગ્યા. નવી નવી રાણીઓ સાથેના વિલાસમાં એમને હવે ભૂંડો પરાજય મળવા લાગ્યો! વૈદ્યોનાં ટોળાંને મદદે નોતર્યાં. તેઓએ અમુક વાજિકરણ આપ્યાં. થોડો વખત ચેતન આવ્યું, પણ પાછું ચાલ્યું ગયું. અંગારને જેમ વધુ ને વધુ સતેજ કરવા માંડ્યો, એમ એના પર રાખ વિશેષ ને વિશેષ વળવા માંડી.

પણ આથીય વધુ પરિવર્તન તો રાણીઓમાં આવ્યું. તેઓ અંતરથી આ વૃદ્ધને ચાહી શકતી નહોતી. પોતાના સુંદર અંગોને આ ચિમળાયેલા ઉંબરાના ઝાડ જેવો માણસ સ્પર્શે એ એમને ગમતું નહોતું. એ પીઠ પાછળ છૂટથી નિંદા કરતી ને ખુલ્લો તિરસ્કાર પણ વ્યક્ત કરતી.

કેટલીક નવજુવાન રાણીઓએ જુવાન દાસોને પોતાનું સૌંદર્ય બક્ષી દીધું. રાજાએ આ વાતો સાંભળી ત્યારે એ ભયંકર રીતે ગુસ્સે થઈ ગયો. એણે પોતાના પુત્રોને બોલાવ્યા, અને કહ્યું, 'આ સ્ત્રીઓને નગ્ન કરી, આ ઓરડામાં પૂરી ચાબુકે ચાબુકે ફટકારો.'

પણ ત્યાં તો રાજાએ એક અજબ આશ્ચર્ય જોયું. પુત્રોએ રાણીઓને પકડીને કેદમાં પૂરવાને બદલે ખુદ રાજાને પકડચો, બાંધ્યો, અને જેલમાં નાખ્યો.

રાજા વિચાર કરી રહ્યો, અરે! આ પુત્રો કેવા કૃતઘ્ની છે! પોતાના સગા બાપને પણ જેલમાં પૂરતા શરમાતા નથી!

પુત્રો બીજે દિવસે ચાબુક લઈને આવી પહોંચ્યા, અને બાપને નગ્ન કરીને એક થાંભલે બાંધ્યો, અને ફટકારવા લાગ્યા.

રાજા ત્રાહ્ય-તોબા પોકારવા લાગ્યો, અને કહેવા લાગ્યો. 'અરે! પણ તમે કાં મને મારો? મેં દુનિયામાં આવું કદી જોયું નથી કે દીકરા બાપને મારે!'

દીકરાઓ બોલ્યા : 'અમે પણ આવું કદી જોયું નથી. જુવાન દીકરા બેઠા વા ખાય, ને બાપને બધા એશઆરામ જોઈએ! લોકો કહે છે કે અમર થઈ શકાય તેવું અફીણ તમે લીધું છે. તો પછી ગાદીપતિ થવાનો અને રાજ્યને ભોગવવાનો અમારો વારો ક્યારે આવશે? હવે તમે અહીં રહો, અને રોજ ચાબુકનો માર જમો. મોત તો તમને છે જ નહિ. પછી મરવાનો ડર કેવો? મજા કરો પિતાજી! વાહ રે! તમારું અમરપદ!'

અને દીકરાઓ હસતા હસતા ચાલ્યા ગયા.

આ વખતે રાજમાં બળવો થવાની તૈયારી હતી, પણ રાજ-કુમારોએ જાહેર કર્યું કે અમારા પિતાને અમે કેદ કર્યા છે ને ગાદી પર અમારામાંથી વડીલ હશે તે બેસશે. હવે તમારે કોઈના પણ શાસનથી ડરવાની જરૂર નથી. અમે મર્ત્ય છીએ તમને કોઈને માથે પડીશું નહિ.'

પ્રજામાં આ સમાચારથી ખૂબ શાન્તિ વળી.

પણ રાજા પર તો ભયંકર કેર વર્તવા માંડચો. રાજાએ રોજ રોજની આ લાંછના, આ અપમાન, આ જુલમ વેઠવા કરતાં મરવા ઇચ્છયું, પણ મોત ન મળ્યું !

છેવટે ગળે ફાંસો પણ ખાધો; પણ માત્ર વેદના વધી. જીવ ન ગયો !

ચોકીદારો પણ હવે આ રાજકેદીથી કંટાળીને બેઠા હતા. પ્રેમનો એક શબ્દ પણ ક્યાંયથી સંભળાતો નહોતો

રાજાને પેલા જળચરના શબ્દો યાદ આવ્યા: 'મોતમાં મજા છે, લાંબા જીવનમાં લાભ નથી.'

રાજા આમ વિચારતો હતો ત્યાં તો દરવાજાએ કિચૂડ કિચૂડ અવાજ કર્યો. રાજાએ જોયું તો આજે બે દીકરા મીઠાના પાયેલા કોરડા લઈને આવી રહ્યા હતા. અને એમની સાથે પોતાની તાજી-પરણેલી રાણી પણ હતી. એ પણ એના હાથમાં એક પાતળો લીલો ચાબુક લઈને આવી હતી !

વડો રાજકુમાર અને આ નવજુવાન રાણી હસતાં હતાં, અને મશ્કરી કરતાં હતાં.

રાણી કહેતી હતી : 'હું નવયૌવના છું. કુમાર ! આવા બૂઢાને બાથ ભીડવી એના કરતાં, જમને બાથ ભીડવી સારી !'

રાજા આ શબ્દ ન સાંભળી શકચો. ત્યાં તો કારાગૃહનું બારણું ઊઘડયું અને ત્રણે જણાં ચાબુક વીંઝતાં આગળ આવ્યા.

રાજાથી આ દૃશ્ય જીરવાયું નહિ. એણે બૂમ પાડી : 'રે ! મારે અમર થવું નથી.' જાણે એને અમરપદ અકારું થઈ પડ્યું ! આ સાથે રાજાની યોગનિંદ્રા તૂટી ગઈ.

રાજાએ પોતાના પગ પરથી મહાત્માના અંગૂઠાને ખસતો જોયો ને જાણે એના જીવમાં જીવ આવ્યો.

એણે પોતાના દેહ પર હાથ ફેરવ્યો; ચારે તરફ નજર ફેરવી : શું પોતાની જ દુનિયામાં એ હતો ?

'મહાત્માજી ? હું ક્યાં હતો ?'

'જ્યાં છો ત્યાંના ત્યાં. નિશ્ચિંત રહો, રાજવી ! આ તો, મેં તમને બતાવ્યું કે માણસ અમર થાય તો દુનિયા કેટલી ભૂંડી થઈ જાય એ જોયું ને ?'

'જોયું.' ને રાજા મહાત્માના ચરણમાં નમી પડ્યો.

આ આખો અનુભવ એ પળમાં રાજાને થઈ ગયો હતો. રાજા મહાત્માની યોગવિદ્યા પર આફરીન થઈ ગયો.

## ૪૨

## રાજગુરુ બન્યા

રાજકારણ એ એક ઊકળતો ચરુ છે. એનાં સમશીતોષ્ણ જળ જેને લાધ્યાં એ તો ન્યાલ થઈ ગયાં; બાકી તો ઘણાના જીવનમાં એ ગરમ પાણીએ જ આગ લાગી છે.

રાજકારણી મહાત્માઓનો જીવ સદા ઊંચો રહે છે. આશંકાઓ અને યુક્તિ–પ્રયુક્તિઓ તેઓના જીવનનો આનંદ હણી લે છે, અને તલવારની ધાર પર રમવા જેવી કામગીરી તેઓને વહેલા નિચોવી નાખે છે.

રાજકારણમાં પોતાનાં અને પારકાં, એમ બે પક્ષ વચ્ચે દરેક કાર્યક્રમ વહેંચાયેલો હોય છે. અને જાણે શેતરંજનાં સોગઠાં સજીવ થઈને એકબીજાને પછાડવા ને ધ્યેયને પહોંચવા મથામણ કરતાં હોય તેમ દેખાય છે. આશાસ્પદ અને પરમાર્થી જીવો આ વેદી પર બલિ તરીકે ચઢી જાય છે.

રાજએલચી ખૈરૂતને એનાં પોતાનાં માણસોએ સમાચાર પહોંચાડચા હતા કે, શક રાજા દરાયસ તમારા પર અંદરખાનેથી નારાજ છે. તેઓ સંજીવની રોપની આશામાં હતા, જેનાં ફળ,

મણી કે પર્ણ ખાવાથી માણસ અમરતા હાંસલ કરી શકે, અને તમે ગાયના બદલે ગોધો પકડી લાવ્યા.

શક શાહ દરાયસને વળી કોઈએ એવી ભંભેરણી કરી હતી કે. ઔરૃતને શકરાજ્યના શહેનશાહને આ ખાનગી વાતની માહિતી પહોંચાડી દીધી છે, અને સાથે કહેવરાવ્યું છે કે શક રાજા દ્રાયસ પોતે અમર થવા માગે છે. ને પછી શહેનશાહનું પદ મેળવવા ઇચ્છે છે. અને ન જાણે ત્યારથી શહેનશાહની ગીડી નજર આ શાહી રાજા દ્રાયસ પર લાલ થઈ હતી. વારંવાર પાટનગરથી દરાયસને તાકીદનાં તેડાં આવતાં હતાં. ને ખોટા ખોટા પ્રશ્નો પર એને નાહકનો હેરાન કરવામાં આવતો હતો.

રાજકારણમાં વિરોધપક્ષ હોય જ છે. ઔરૃતના વિરોધીઓએ આ તકનો પૂરો લાભ લીધો. તેઓએ શક રાજાને સમાચાર આપ્યા કે 'ઔરૃતે પોતાની પત્ની મઘાને ભારતમાં તેડાવી ને ત્યાં અમન–ચમન ઉડાવ્યા છે, ને પર્વતની ટોચ પર કે જ્યાં સંજીવનીના રોપની શકયતા હતી, ત્યાં એ ગયો નથી. ભારતમાં માણસ અમર થવાના બે પ્રકાર લેખાયા છે. એક તો દીર્ઘાયુ થવું અથવા સંતતિ પેદા કરવી. ઔરૃતે એક યોગીને સાધી લીધા છે અને એમના મંત્રબળથી મઘામાં પુત્રને પેદા કર્યો છે. આપ તો અમર થાઓ કે ન થાઓ, ઔરૃત તો અમર થઈ ગયો છે !'

ઔરૃત પણ આનાથી કંઈ બેખબર નહોતો. એ પણ પૂરતી તૈયારીમાં હતો. આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય તો શક શહેનશાહ પાસે ચાલ્યા જવું અને ત્યાં સેવા સ્વીકારી લેવી : અને એમ ન બની શકે તો આત્મહત્યા કરી લેવી. આત્મહત્યા કરવા સંગ્રહી રાખેલ કટાર એણે સાથે લીધી હતી; અને મઘાએ પણ તેનું અનુસરણ કર્યું હતું. આ દેશના લોકો સ્વમાનભંગ સહન કરવાને બદલે આત્મહત્યા વધુ પસંદ કરતા. અને એ માટે

આભૂષણોમાં જ આવી એક કટાર હીરા-માણેકથી જડેલી સંગ્રહી રાખતા. લોકો એને હીરકટારી કહેતા.

આવા મૃત્યુને સહુ કોઈ ઇજ્જત લેખતા ! અને એ રીતે મરનારની ગાથાઓ ગવાતી. કવિઓ એના ગાન કરતા. એના નામે કાવ્યો રચતા.

ભૈરૂતે વચ્ચે રસ્તામાં મહાત્માને વાતવાતમાં કહી દીધું હતું કે કદાચ હું નાસી જાઉં તો મઘા તમારી ભાળમાં છે. ને કદાચ હું આત્મહત્યા કરું ને મઘા પણ કરે ત્યારે એને એમ કરતી કોઈ અટકાવે નહિ તે જોશો. મઘાને ન મરવું હોય તો આપ એને આપની સાથે ભારત લેતા જજો પુત્ર ગુલ્મની પણ ખબર રાખશો.

મહાત્માએ એ વખતે કંઈ જવાબ ન વાળ્યો, પણ તેઓ પરિસ્થિતિથી વાકેફ થઈ ગયા. રાજકીય તંત્ર ગંદકીનું આગાર બન્યું છે, એ તેઓ જાણતા હતા. માણસાઈ ત્યાં છડેચોક વેચાય છે, એનો પણ અનુભવ હતો. એક ગંદકીને દૂર કરવા બીજી ગંદકીમાં હાથ નાખવાના તેમણે આરંભેલા યત્નનો તેમને કંટાળો હતો, પણ પરિસ્થિતિ તેમને પ્રેરી રહી હતી. કહી રહી હતી કે કાલક ! કાદવ ચૂંથ ! તેઓએ કોની કોની આંખોમાં સાપ-વીંછી રમતા હતા, એ પહેલી ક્ષણે જોઈ લીધું.

અને શક શાહ દરાયસને મળતાંની સાથે યોગનિદ્રાના ચમત્કાર-થી વગર કહ્યે એના પર પ્રભાવ પાડી દીધો. સૂર્યના ઉદયર્થે. તારા ઝાંખા પડી જાય, એમ વિરોધી વિચારો ઝાંખા પડી ગયા.

ભૈરૂતે મહાત્માને પોતાના સિંહાસન પર સ્થાન લેવાની વિનંતી કરતાં કહ્યું, 'મહાત્માજી ! ખરેખર, આ બધું જોતાં માણસ દેહથી અમર થાય, એ વધુ અગત્યનું નથી.'

શક રાજાના મન પર તાજા જોયેલા પ્રસંગની અસર હતી. એ હોઠ ભયંકર રીતે બગાડીને બોલ્યો : ' કેવું ભયંકર અમરત્વ ને કેવો બેવકૂફ હું !'

'રાજન્ ! તમે બેવકૂફ નથી.' મહાત્માએ કહ્યું.

'તો શું મારા જેવો બીજો કોઈ બેવકૂફ થઈ ગયો છે?'

'અવશ્ય.' મહાત્માએ જવાબ વાળ્યો.

'પહેલાં આપ આ સિંહાસન પર આરૂઢ થાઓ, અને પછી મને વિગતે વાત કરો.' શક રાજાએ મહાત્માને હજી ઊભા રહેલા જોઈને વિનંતી કરી

'રાજન્ ! હું સાધુ છું, એટલે મને તો કાષ્ટનું આસન ખપે.' વેશ છોડવા છતાં વૃત્તિ નહિ છોડેલા મહાત્માએ કહ્યું.

'પિતાજી! મહાત્મા આપણને ફોસલાવે છે. એ તો મારી જેમ રાજકુમાર છે.' રાજા દરાયસના પુત્રે વચ્ચે કહ્યું.

'મહાત્માજી! મારો પુત્ર સાચું કહે છે?'

મહાત્માજી કંઈ ન બોલ્યા., ફક્ત હસ્યા.

'જુઓ પિતાજી! એ નથી બોલતા એ જ એનું પ્રમાણ છે. અને આ નગરજનો પણ સાક્ષીમા છે કે તેઓ એક નિપુણ ધનુર્ધર પણ છે. ધનુર્વિધામાં એમનો જોટો નથી. અંધારા કૂવામાં પડેલા મારા દડાને તેઓએ બાણવિદ્યાથી બહાર કાઢી દીધો. આપણે ત્યાંના બધા હોશિયાર લોકો નકામા નીવડ્યા.' રાજકુમારે કૂવાની અને દડાની આખી વાત વિસ્તારથી કહી સંભળાવી.

'મહાત્માજી! ભારતના પવિત્ર પર્વતોના અગમ્ય શિખરો પર વાસ કરનાર યોગીઓ વિષે મેં ખૂબ ખૂબ સાંભળ્યું હતું; આપને જોતાં આજે મને એ વાત યથાર્થ લાગે છે. મારા મનમાં અનેક ભ્રમણાઓ હતી, આજે એ બધી દૂર થઈ. અંધકારને પ્રકાશ મળતાં જે આનંદ થાય તેવો આનંદ મને થાય છે. એ માટે ઔરૂતનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. મઘાને પણ હું ધન્યવાદ આપું છું. અને મઘાને લાખ પસાવનું ઇનામ અને ઔરૂતને રાજમાં વિશેષ મોટો સંધિ–વિગ્રાહકનો હોદ્દો આપું છું.'

શક રાજાના આ શબ્દોએ આખું વાતાવરણ ફેરવી નાખ્યું. બધાએ અને બૌરૂતે શ્વાસ હેઠો મૂકયો. તેઓએ આ સન્માનને મહાત્માની સંકલ્પસિદ્ધિનું ફળ માન્યું.

રાજાએ વિનયપૂર્વક કહ્યું : 'કૃપા કરીને આપને પસંદ આસાન સ્વીકારો, અને ભૂતકાળમાં કોણે મારા જેવો અમર થવાનો પ્રયાસ કરેલો, તે મને વિગતવાર કહો.'

સંજીવની અને અમરત્વનું કુતુહલ હજી રાજાના મનમાંથી દૂર થયું નહતું.

મહાત્માએ કાષ્ઠના આસન ઉપર બેસતાં કહ્યું :

'રાજન્ ! તમારા જેવા એક મહાત્વાકાંક્ષી પરદેશી રાજાએ ભારતના એક ડાહ્યા રાજાને ત્યાં પોતાના દૂતને મોકલી કહેવરાવ્યું કે આપને ત્યાં પર્વતોમાં જિંદગીને વધારવાનો રોપ થાય છે. બની શકે તો આપ મંગાવી આપશો, અથવા મારા દૂતને આપ સૂચન કરશો તો તે લઈ આવશે.'

ભારતના રાજાએ આ પત્ર વાંચ્યો અને બીજી કંઈ પણ વાત કર્યા વગર દૂતને કેદ કરવાનો હુકમ કર્યો. રાજસેવકોએ બધાને કેદ કરી લીધા. દૂત તો માન-સન્માન થવાને બદલે આ સ્થિતિ જોઈ બિચારો વિચારમાં પડી ગયો.

રાજાએ કહ્યું: 'આપણા ડુંગરી કિલ્લામાં એ બધાને કેદ કરો અને હું બીજો હુકમ ન કરું તે પહેલાં એમને છોડશો નહિ. ખાન-પાનમાં કંઈ પણ અડચણ ન થાય તે જોશો.'

દૂતને એના સાથીઓ સાથે એમ ઊંચા ડુંગર પરનાં કિલ્લામાં કેદ કરવામાં આવ્યો, એને થયું કે જિંદગી વધારવા રોપને બદલે આ તો જિંદગી ઘટાડવાનો યોગ થયો.

આમ ને આમ દિવસો વીતી ગયા.

એક વખત ખૂબ વરસાદ વરસ્યો. હવાનું ભારે તોફાન જાગ્યું. ધરતીકંપનો એક આંચકો લાગ્યો. આ ભૂકંપમાં પેલો ડુંગરી કિલ્લો ધસી પડ્યો. રાજાએ તરત જ પેલા પરદેશી દૂતને બોલાવ્યો અને કહ્યું: 'હવે તમે છૂટા છો.'

દૂત પોતાના નિશ્ચયમાં દૃઢ હતો. તેણે કહ્યું, 'જિંદગીનો રોપ મળ્યા પહેલાં મુક્તિનો કે બંધનનો કંઈ અર્થ નથી.'

રાજા કહે: 'અરે! તમને જિંદગી વધારવાનો રોપ તો મળી ગયો ને!'

દૂત કહે: 'આ આપ શું કહો છો? ક્યાં છે રોપ?'

રાજા કહે, 'તમે ન જોયું કે ફક્ત તમારા જેવા થોડાક માનવીઓના નિસાસાથી મારો ડુંગરી કિલ્લો જમીનદોસ્ત થઈ ગયો. ભલા, મૂઠીભર માણસોની હાયથી આ સ્થિતિ થાય તો આખી પ્રજાની હાયથી શું ન થાય? માટે પ્રજાની ભલી દુઆ, અને પોતાના સાચા વિચાર, વાણી ને વર્તન, એ જ જિંદગી વધારવાનો સાચો રોપ છે. માણસને એ જ અમર બનાવે છે. અમારે ત્યાં રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર નામના મહાન અવતારો થઈ ગયા. તેઓએ માણસને અમર બનાવવા માટે રાજપાટ તજ્યાં, સારાં ખાનપાન તજ્યાં, વનજંગલ સેવ્યાં, વાઘવરુની બોડ પાસે વાસો રહ્યા, અને લાંબી સાધનાને અંતે એમણે નિચોડ એ આપ્યો કે દેહનું અમરત્વ નિરર્થક છે, ભાવનાનું અમરત્વ સર્વશ્રેષ્ઠ છે. મૃત્યુથી ડરવાની જરૂર નથી. એ તો નવજીવનનું પ્રભાત છે અને આત્માને નવો કર્તવ્યદેહ બક્ષનાર વસ્તુ છે.'

શક રાજા આ સાંભળીને આંખમાં હર્ષાશ્રુ સાથે મહાત્માના ચરણને સ્પર્શી રહ્યો.

મહાત્માએ વાતનું રહસ્ય સમજાવતાં કહ્યું: 'રાજન્! કેટલીક વાર શબ્દો યૌગિક રીતે બોલાય છે. અને આપણે એને રૂઢ અર્થમાં

સમજીએ છીએ, એટલે ભ્રમણામાં પડીએ છીએ. હિંદના પર્વતોમાં સંજીવની ઔષધિઓ છે, એનો અર્થ જરા સૂક્ષ્મતાથી સમજવાની જરૂર છે.'

શક રાજા કહે,' આપ મને એ સમજાવો. આપ પ્રથમ પરિચયે જ મારા ગુરુ, માર્ગદર્શક અને હિતચિંતક બની ગયા છો. હું આપનો શિષ્ય છું.'

મહાત્માએ ધીરગંભીર સ્વરે કહ્યું:

'હિંદના પહાડોમાં આત્મસાધકો અને આત્મજ્ઞાનીઓ વસે છે. એમની પાસે હિતકારક વચનો હોય છે, જેથી જગતનું કલ્યાણ થાય. મૃતક માણસો એટલે અજ્ઞાની પુરુષો. આ પર્વતમાં વસનાર સંજીવની રોપ સમા આત્મજ્ઞાનીઓને મળીને એ અજ્ઞાની મૃતક પુરુષો સજીવન થઈ જાય છે.'

'ઓહ! અમારી કેવી ભ્રાન્તિ! અમારા કેવા તરંગો!' શક રાજાએ કહ્યું 'અને વસ્તુની કેવી સરસ ઉપમા!'

'રાજન્, જ્ઞાન એ જ જીવનનું અમૃત છે. હું જે ગ્રંથ લાવ્યો છું એ એક અદ્ભુત ગ્રંથ છે. એમાં રાજનીતિ, ધર્મનીતિ તથા વ્યવહારનીતિની સુંદર વાતો છે. આ ગ્રંથનું સુંદર રીતે અવગાહન કરનાર સંસારમાં અટવાતો નથી, દુઃખી થતો નથી. સ્વસ્થતાથી એ જીવન પૂરું કરે છે.' મહાત્માએ કહ્યું.

'મહાત્માજી! એ ગ્રંથનું હું સન્માન કરું છું અને આપને ગુરુપદે સ્થાપું છું. રે મંત્રીજનો! જાઓ, બધે જાહેર કરો કે મહાત્માજી અમર થવા માટે સંજીવનીનો સાચો રોપ લાવ્યા છે.'

મીનનગરમાં તરત જ બધે સંદેશ પ્રસરી ગયો.

રાજાએ મહાત્માને કહ્યું: 'દર્પણ સરોવરને કાંઠે, દાડમના ઉદ્યાનની વચ્ચે મારો મહેલ છે. આપના નિવાસ માટે એ યોગ્ય થશે.'

મહાત્માને તો ગમે ત્યાં વસવું સમાન હતું, પણ પોતે કંઈ નિર્ણય કરે તે પહેલાં એમને ,મઘાની ઇચ્છા શી છે તે જાણી લેવું હતું. એમણે મઘા સામે જોયું.

મઘાએ શરમથી નીચું જોતાં શકરાજને વિનંતી કરીઃ 'આપ તો સ્વામી છો. પણ અમ સેવકોની એવી ઇચ્છા છે કે થોડા દિવસ મહાત્મા અમારે ત્યાં રહે.'

મઘાની વિનંતીનો કોઈથી ઇનકાર થઈ શકે એમ ન હતું.

મહાત્મા મઘાની હવેલીએ આવીને ઊતર્યા.

મઘાને તો જીવતાં સ્વર્ગ મળ્યું !

## ૪૩

## પંચતંત્રનો પરિચય

રાજા દરાયસની રાજધાની મીનનગર શીરીન નદીને કાંઠે આવેલું હતું. ફલદ્રુપ ખેતરો, ઊંચી ટેકરીઓ અને રોનકદાર બગીચાઓની વચ્ચે એ વસેલું હતું. દમામદાર અને શીતળ શીરીન નદી બારે માસ જળથી છલોછલ રહેતી : અને વધારામાં જંગલોમાંથી વાળીને શહેરમાં આણેલા ઝરાઓ પોતાનું સુગંધી જળ એમાં ઠાલવતા.

આ ઝરાઓ બે પ્રકારના હતા. એક પ્રકારના ઝરા નાહવા ને વાપરવા માટેનાં ચોખ્ખાં પાણી લઈને નગર વચ્ચે વહેતા. બીજા ઝરા આવતા બહારથી અને વહેતા પણ બહાર એ કોઈવાર નાનાં ભોંયરાંમાંથી વહેતા અને ગામનો કચરો અને ગંદકી બહાર વહી જતા. આ ગંદા પાણીના ઝરા ખેતરોમાં અને ખીણોમા વહી જઈને પોતાનાં પાણી ફેલાવી દેતા.

અહીંના લોકો પીવા માટે પાણીનો ખૂબ જ ઓછો ઉપયોગ કરતા : અને મુખ્યત્વે ફળ-ફૂલથી ઊભરાતી વાડીઓમાંથી રસના શીશા ભરી લાવીને તેનો પીવામાં ઉપયોગ કરતા, આ પ્રદેશનાં નર-નારને કુદરતી રીતે અનુપમ લાવણ્ય મળ્યું હતું, એનું મૂળ કારણ આ રસપાન માનવામાં આવતું.

ઊંચી ટેકરીઓ પરના કૂવાઓમાં અમૃત જેવું જળ છલકાતું.. કીમતી ગધેડાઓ પર સોનાનાં ને રૂપાનાં વાસણોમાં એ આણવામાં આવતું. ગરીબ માણસો માટીના વાસણોમાં એ ભરી લાવતા.

સ્ત્રીઓ આખા ડગલાનો પોશાક પહેરતી, પણ પોતાનાં રૂપાળાં અંગોને એવી રીતે મઠારતી કે જોનારની નજરને એ અંગો બાંધી લેતાં. સ્ત્રીઓના વાળ છૂટા રહેતા, ને એમાં ફૂલ લટકતાં રહેતાં. એ વાળ છેક પગની પાનીએ પહોંચતા. એનો સોનલવર્ણો રંગ જોનારને મુગ્ધ બનાવી દેતો.

અહીંના પ્રેમઘેલા જુવાનો પોતાની માશુકના વાળને સોનાની ડબ્બીમાં કે કોઈ પોલા તાવીજમાં મૂકીને પહેરી રાખતા. તેઓ માનતા કે જ્યાં સુધી આ વાળ પોતાની પાસે હોય ત્યાં સુધી એ સ્ત્રીનું મન બીજા પુરુષમાં પરોવાય જ નહીં. અહીંના જુવાનો પરદેશ જતા, ત્યારે આ ડબ્બીઓનાં તાવીજ બનાવી ગળામાં લટકાવતા. રોજ પ્રેમિકાના વાળને ધૂપ દેતા અને એ વાળ જો ધોળા પડવા લાગે તો પોતાની પત્ની રોગ, શોક કે સંતાપમાં ફસાણી છે, એમ સમજી પ્રેમી ગમે ત્યાંથી ઘેર પાછો ફરતો અને પ્રેમિકાની સંભાળ લેતો.

ઊગતા સૂર્યના જેવા ચહેરાવાળી અહીંની સ્ત્રીઓ બુરખો ન રાખતી. એ પુરુષના જેટલા પરાક્રમવાળી હતી. એ શિકારે જતી, લડાઈમાં જતી, પણ આ બધામાં જે સ્ત્રી અથવા કન્યા કોઈ પુરુષના પ્રેમમા પડતી, ત્યારે એ પોતાના મોં આડો કાળા રંગનો રેશમી રૂમાલ રાખતી.

મનનો માનેલો પુરુષ પરાક્રમ કરીને આવતો અને એ સઘળો યશ એ કન્યા અથવા સ્ત્રીને અર્પણ કરતો ત્યારે એ રૂમાલ દૂર થતો. ત્યારે આવા રૂમાલવાળી કન્યાઓના બહુમાન થતાં, ને જુવાનોમાં એનો રૂમાલ દૂર કરવાની હરીફાઈ ચાલતી.

પતિ–પત્નીનો વ્યવહાર ખૂબ છૂટનો અને પ્રગટ રહેતો, એમાં સંકોચ કે શરમ ન રહેતાં.

દાડમનું વૃક્ષ અહીં પવિત્ર લેખાતું. કહેવાય છે કે કોઈ પ્રેમીને પોતાની પ્રેયસી પ્રાપ્ત ન થઈ એટલે એણે હથોડાથી કપાળ ફોડીને આપઘાત કર્યો. એના હાથમાનાં હથોડાનો હાથો જમીનમાં ઉતરી ગયો. એનાથી એની પ્રેયસીની યાદરૂપે એકવૃક્ષ ઊગી નીકળ્યું. આ વૃક્ષ એ દાડમનું વૃક્ષ.

હીરા–કટારી આ દેશનું સુપ્રસિદ્ધ હથિયાર અને આભૂષણ ગણાતું. હીરા–કટારી ખરીદની ને પહેરવી એ મોટો ઉત્સવ લેખાતો. જનોઈની જેમ એનો ઉત્સવ થતો. એ વેચનાર પણ ખાસ પવિત્ર માણસ રહેતો. ખરીદનાર પોતે હીરા–કટારી ખરીદતી વખતે પોતે પ્રતિજ્ઞા કરતો: ‘સ્વમાનભંગ કરતાં હું મૃત્યુને વધુ પસંદ કરીશ. એ વખતે હું મૃત્યુને ઇજ્જત અને જીવનને શરમ લેખીશ.’

પવિત્ર ઈશ્વર સિવાય આ લોકો આસમાનના સાત સિતારાઓને ખાસ માનતા. પૃથ્વીને દૂધ આપનારી ગાય જેવી માનતા અને પરાક્રમી પુરુષની પ્રતિમા ખડી કરવી એને ધર્મકાર્ય લેખતા. તેઓ વારંવાર એક સૂત્ર કહેતા :

‘મોટા માણસોની કીર્તિ આપણે છુપાવવી ન જોઈએ. જો આપણે તેમ કરીશું, તો આપણી પાછળના પણ આપણી જેમ કરશે, આપણે તેમને ભૂલી જઈશું. તો આપણી પાછળના આપણને ભૂલી જશે. માટે મોટા માણસની કીર્તિ ચિરંજીવ રહે તેમ કરવું એ આપણ સહુની ફરજ છે.’

આ દેશમાં એક અદ્‌ભુત તખ્ત હતુ. આજે તો કોઈ બાદશાહ તેના પર બેસતો નહિ; પણ તેની નકલ કરીને દરેક રાજા પોતાને ત્યાં તેવું તખ્ત બનાવરાવતો.

ઇન્સાફ વખતે રાજા આ સિંહાસન પર બેસતો : અને તે વખતે તેને હાથે જે ન્યાય થતો, તે દૈવી લેખાતો.

મૂળ તખ્તની ઊંચાઈ ૧૦૦, લંબાઈ ૧૨૦ અને પહોળાઈ ૭૦ ગજની હતી. એની કિંમતનો અડસટો કાઢવો કઠિન હતો આ તખ્તની રચના એવી હતી કે એનો સીધો સંબંધ સૂર્ય સાથે રહેતો અને બાર રાશિ તથા સાત ગ્રહોનું એના બુરજમાં દાખલ થવું દેખાતું : ને એના પર બેઠાં બેઠાં રાત અને દહાડો કેટલો પસાર થયો, તે ચોક્કસ થઈ શકતું.

આ તખ્તમાં એવી કરામત હતી કે સૂર્ય મેષ રાશિના બુરજમાં આવતો ત્યારે તખ્તની આગલી બાજુએ બાગ અને પાછલી બાજુએ મેદાન નજરે પડતાં.

આ બાગમાં પાકેલા મેવા પરથી ખેડૂત પાસેથી રાજ્યે શું લેવું એ રાજા નક્કી કરતો : અને આ મેદાનમાં જતા વણજારા પરથી વેપારના નિયમો રાજા ચોક્કસ કરતો.

આમ બીજી બીજી રાશિઓમાં સૂર્ય આવતાં નવા નવા દેખાવો તખ્ત પર પેદા થતા, ને રાજા એ પરથી ઘણા નિર્ણયો બાંધતો.

અહીં જૂઠું બોલવું એ સૌથી મોટો ગુનો લેખાતો; બાકી બધા ગુના એની નીચે ગણાતા.

અહીંના રાજાઓની પાસે નીચેની ચીજો હોવી ખાસ આવશ્યક લેખાતી.

૧ સુંદરમા સુંદર રાણી; કારણ કે સુંદર સંતાનનો આધાર તેના પર રહેતો.

૨. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કાળો ઘોડો; આ ઘોડો વિજય અપાવનારો લેખાતો.

૩. સુંદર ચિતારો. રાજવંશની કીર્તિને સુંદર રીતે ચીતરીને ચિતારો ચિત્ર દ્વારા એને અમર બનાવતો.

૪. ગવૈયો. સંગીત એ ઉત્તમ પ્રકારનો શોખ લેખાતો,

આવા મીનનગરમાં જ્યારથી મહાત્મા આવીને વસ્યા, ત્યારથી હજારો લોકો તેમના ચરિત્રને અને તેમના ચમત્કારોને જોવા ને જાણવા દોડયા આવતા : પણ મહાત્મા તો મોટા ભાગે મૌન રાખતા અને બહુ ઓછો સમય બોલતા

પણ એ દિવસ મીનનગરના ઇતિહાસમાં ધન્ય બની ગયો, જે દિવસે મહાત્માએ એક પવિત્ર ઊનના આસન પર બેસીને ડહાપણના ભંડાર સમો પેલો ગ્રંથ ખોલ્યો.

રાજા આ અમર ડહાપણ અને હોશિયારીથી ભરેલા ગ્રંથ વિષે જાણવા ખૂબ ઉત્સુક હતો. એની અમર થવાની ઝંખના હવે શમી ગઈ હતી, અને નીતિ તથા ડહાપણભર્યું જીવન જીવવું એ અમરતાથી પણ અધિક વસ્તુ છે, એમ એ માનતો થયો હતો. આજે આ ગ્રંથનો સાર મહાત્મા કહેવાના હતા આખી રાજસભા આનંદમેદનીથી ઊભરાઈ ગઈ હતી. પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી મહાત્માએ ગ્રંથ ખોલ્યો, અને વિવેચનનો આરંભ કર્યો,

"સુંદર ભારતવર્ષ છે. વિશાળ એવો દક્ષિણ દેશ છે, ત્યાં દક્ષિણરોપ્ય નામે નગર છે અમરશક્તિ નામનો રાજા રાજ કરે છે.

અમરશક્તિ સર્વ કળાઓમાં પારંગત હતો અનેક ખંડિયા રાજાઓનો મુગટમણિ હતો. દાન દેવામાં કલ્પવૃક્ષ હતો. આ રાજાને ત્રણ પુત્રો હતા. તેઓનાં નામ વસુ, ઉગ્ર અને અનેકશકિત હતાં.

એક દિવસ રાજાએ ભરી સભામા કહ્યું : 'મારે આ પુત્રો છે કે ભયંકર આફત છે ?'

મંત્રીએ કહ્યુ : 'મહારાજ ! માણસ તો પુત્ર માટે મરે છે કે અને આપ આમ કેમ કહો છો ?'

રાજાએ કહ્યું : 'મંત્રીરાજ ! આવા મૂર્ખ પુત્ર કરતાં તો નહીં જન્મેલ કે જન્મીને મરી ગયેલા પુત્ર સારા.'

રાજાના હૃદયની આ વેદના જોઈ મંત્રીએ કહ્યું, 'પ્રભુ ! આ માટે આપ કહો તે ઉપાય કરીએ.'

રાજા કહે : 'મારા આ મહામૂર્ખ પુત્રોને જ્ઞાનવાન બનાવે તેવો કોઈ પ્રયત્ન કરો. સિંહણનો એક પુત્ર પણ શ્રેષ્ઠ છે, અને ગર્દભીના સો પુત્ર પણ નિરર્થક છે. એક પુત્રથી સિંહણ નિરાંતે સૂવે છે, સો પુત્ર છતાં ગદર્ભી બોજ વહે છે.'

'મહારાજ! ચિંતા ન કરો. આપણા દરબારમાં પાંચસો પંડિતો છે, તેઓ આપના મનોરથો સિદ્ધ કરશે.'
મંત્રીએ કહ્યું.

રાજાએ કહ્યું : 'તો તેમ કરો.'

મંત્રીએ પરિચારકોને દોડાવ્યા. થોડીવારમાં પાંચસો પંડિતો હાજર થયા અને શાસ્ત્ર અને વિદ્યાઓની કંઈ કંઈ અલકમલકની મોટી મોટી વાતો કરવા લાગ્યા—જાણે પોતાની પંડિતાઈનું પ્રદર્શન કરતા ન હોય!

પંડિતોને મોટી મોટી વાતો કરતા સાંભળી મંત્રીરાજ બોલ્યા : 'રે જ્ઞાનીજનો! જીવન ટૂંકું છે અને શાસ્ત્રો ઘણાં છે. અત્યારે તો મુખ્ય વાત એટલી જ છે કે આ રાજકુમારો શાણા અને જ્ઞાની થાય એવું કંઈક કરવું જોઈએ.'

બધા વિદ્વાનો બોલ્યા : 'જ્ઞાન એ કંઈ કોઈ વાડ પર થતી વેલ નથી, કે વાટીને પાઈ દેવાય.'

મંત્રીને થયું કે આ બધા કેવળ પોથીપંડિતો છે, અને વાત કરવામાં જ શૂરા છે, એટલે એમનાથી કંઈ નહીં વળે.

આ પછી મંત્રીએ અતિવૃદ્ધ એવા પંડિત વિષ્ણુશર્માને તેડી મંગાવ્યા. રાજાએ બધી વાત એમને વિસ્તારથી કહી. આ વાત સાંભળીને પંડિત વિષ્ણુશર્માએ કહ્યુ : 'રાજન્! હું છ માસમાં તમારા પુત્રોને નીતિનિપુણ ને વિદ્વાન બનાવીશ'

રાજાએ શુભ દિવસે પોતાના ત્રણે પુત્રો મહાપંડિત વિષ્ણુશર્માને સોંપ્યા. પંડિત વિષ્ણુશર્માએ જોયું કે રાજકુમારોના સંસ્કારો સાવ નબળા છે. તેઓને પશુ-પક્ષીમાં જેટલો રસ છે, તેટલો માણસોમાં

નથી. વળી કોઈ ધર્મશાસ્ત્રની નીતિવાર્તા કે ઉપદેશ સાંભળવો તેમને અકારો લાગે છે, માટે એમને રુચે તેવી વાતો કહેવી ને એ દ્વારા ઉપદેશ આપવો, તેઓએ પશુ–પંખીઓની કથાઓ કહીને રાજકુમારોને કેળવવા માંડ્યા. એમ કરતાં કરતાં એમણે એક ગ્રંથ રચી કાઢ્યો અને એને પાંચ તંત્રમાં–પાંચ ભાગમાં વહેંચ્યો. એ પંચતંત્ર કહેવાયો.

પંચતંત્રનો પહેલો વિભાગ મિત્રભેદ નામે આપ્યો. એમાં રાજાએ કાચા કાનના ન થવું જોઈએ : તે વાત પિંગલકસિંહ, સંજીવક બળદ અને દમનક–કરટક નામનાં શિયાળોની વાત કહીને સમજાવું

બીજો વિભાગ મિત્રસંપ્રાપ્તિનો કહ્યો એમાં સાચો સ્નેહ અને સંપ હોય તો કેવી રીતે સંકટને તરી જવાય છે, એની કથા કહી

કોઈ પારધીએ જાળ બિછાવેલી અને દાણા વેરેલા. કબૂતરો દાણા ખાવાની લાલચે એમાં ફસાઈ ગયાં. એ વખતે કબૂતરોના રાજાએ પ્રજાના બળને સત્કાર્યું, ને કહ્યું કે રાજનો ઉદ્ધાર રાજા-પ્રજાના સંગઠનમાં છે. રાજા ચિત્રગ્રીવ સાથે બધાં કબૂતર એક સાથે ઊડ્યાં. ઊડતાં ઊડતાં કબૂતરોનો રાજા પોતાના મિત્ર ઉંદર પાસે પહોંચ્યો. ઉંદરે એને જાળ કાપીને મુક્ત કર્યાં. એક કાગડો આ બધું જોતો હતો. એ કાગડાએ ઉંદરને પોતાનો મિત્ર થવા કહ્યું. ઉંદર કહે કે નાના અને મોટાની મિત્રાચારી સારી નહિ, પણ કાગડાએ આગ્રહ કર્યો. આખરે બંને મિત્ર બન્યા. પછી આ બે જણા ફરતા ફરતા એક સરોવરને કાંઠે આવ્યા : ત્યાં કાચબો અને મૃગ રહેતા હતા. તેઓ કાગડાના અને ઉંદરના મિત્ર બન્યા. ચારે જણા નિષ્કપટ ભાવે એકબીજાના દુ:ખમા મદદ કરતા સુખે રહેવા લાગ્યા. આનો સાર એ કે રાજાએ સાચા મિત્રો મેળવવા.

પછી મહાપંડિત વિષ્ણુશર્માએ કાગડા અને ઘુવડનો કાકોલુકીય નામનો ત્રીજો વિભાગ કહ્યો. એની વાર્તા કહેતાં કહ્યું :

બે દુર્ગ હતા: એક કાગડાનો અને બીજો ઘુવડનો. બંને જણા સમય મળતાં એકબીજાના દુર્ગમાં પેસી જઈ ઘણું નુકસાન કરતા.

છેલ્લા વખતથી ઘુવડોએ ભારે ઉપાડો લીધો હતો. છેવટે કાગડાનો મહામંત્રી એક વૃદ્ધ કાગડો પોતે તૈયાર થયો. અને નિરાશ્રિત તથા અન્યાયથી દેશનિકાલ થયેલા કાગડા તરીકે ઘુવડના દરબારમાં આશરો માગવા ગયો.

ઘુવડના રાજાએ એને આશ્રય આપ્યો.

મંત્રીઓ કહે: 'જે જાતિની સાથે વિરોધ હોય એવા શત્રુના કોઈ જણનો વિશ્વાસ ન કરવો, કાગડાને આશ્રય આપવો જોઈએ નહિ.'

છતાં મોટા મનવાળા રાજાએ નિરાશ્રિત કાગડાને આશ્રય આપ્યો. આખરે કાગડો એક દહાડો ગુપ્ત રીતે દુર્ગમાં રહી, દુર્ગ સળગાવી મૂકે છે. ઘુવડનું રાજ નાશ પામે છે.

મહાપંડિત વિષ્ણુશર્માએ ઉપસંહાર કરતાં કહ્યું: 'વિરોધી લોકોનો કદી વિશ્વાસ ન કરવો.'

આ પછી ચોથો વિભાગ 'લબ્ધપ્રણાશ'નો કહ્યો. એની વાર્તા આ પ્રકારે છે:

એક વાંદરો હતો. એક મગર હતો. વાંદરો જાંબુના ઝાડ પર રહેતો. મગરને ખાવા મીઠાં મીઠાં જાંબુ આપતો.

મગર એક વાર પોતાની પત્ની માટે જાંબુ લઈ ગયો.

મગરીએ મીઠાં મધ જેવાં જાંબુ ખાઈને કહ્યું: 'અરે! આ જાંબુ આટલાં મીઠાં છે, તો રોજે રોજ એ જાંબુના ખાનારનું કાળજું કેવું મીઠું હશે! મગર! તું જા અને મારા માટે એ લાવ!'

મગર કહે, 'પણ એ તો મારો મિત્ર છે.'

મગરી કહે, 'તો ભૂંડા માણસ! શું હું તારી કંઈ જ નથી ?'

મગર લાચાર બની ગયો અને સ્ત્રીનું કહેલું કરવા તૈયાર થયો. એ એક દિવસ વાંદરાને લલચાવીને પોતાને ઘેર લઈ આવ્યો. મગરીએ એની પાસે કાળજું માગ્યું. વાંદરો બધી હાલત સમજી ગયો. એણે કહ્યું.

'અરેરે! મને શી ખબર કે તમારે કાળજું જોઈતું હશે! એ તો હું ઘેર મૂકીને આવ્યો છું. ચાલો, લઈ આવીએ.'

મગર અને વાંદરો કાળજુ લેવા પાછા ફર્યા. કાંઠે આવીને વાંદરો કૂદીને ઝાડ પર ચઢી ગયો ને બોલ્યો: 'મગરભાઈ રામ રામ! જે માણસ સ્ત્રીના કહ્યામાં આવી જાય છે, એનો વિશ્વાસ કરવો યોગ્ય નથી.'

મગર પોતાની મૂર્ખતા સમજ્યો, ને પસ્તાયો.

આ માટે રાજાએ અંતઃપુરના દાસ ન થવું, તેમ જ મળેલી મિત્રતા સાચવી રાખવી, ને આપત્તિમાં વાંદરાની જેમ પણ ન મૂંઝાવું. બુદ્ધિથી માર્ગ કાઢી લેવો.

પંડિતે છેલ્લું પ્રકરણ અપરીક્ષિતકારકનું કહ્યું. વગર વિચાર્યું કંઈ ન કરવું એ એનો બોધ છે. એની કથા એવી છે કે—

મણિભદ્ર નામનો એક વેપારી હતો.

ધર્મ કરતાં કરતાં એના ધનનો ક્ષય થઈ ગયો. એ દરિદ્ર બની ગયો. એ વિચાર કરવા લાગ્યો કે આબરૂ જાય તેના કરતાં પ્રાણ જાય એ સારા. આમ એ વિચાર કરે છે ત્યાં એને એક ભિક્ષુ મળ્યો.

ભિક્ષુએ કહ્યું: 'વત્સ! સવારે તારે ઘેર આવીશ. તું મારા માથામાં યષ્ટિકા મારજે, હું તરત સોનાનું ઢીમ થઈ જઈશ.'

મણિભદ્રે આ પ્રમાણે કર્યું.

અને સાચે જ એને સુવર્ણનો લાભ થયો.

આ બીના એક વાળંદ જોઈ ગયો. એણે તો ગામમાં ફરીને રોજ ભિક્ષુને નોતરવા માંડ્યા અને સવારના પહોરમાં માથામાં દંડો મારી પ્રાણ લેવા લાગ્યો. પણ એને સોનું ન જડ્યું. રાજમાં ઉહાપોહ થયો ને વાળંદ શૂળીએ ચડ્યો.

આ પાંચ વિભાગ–પાંચ તંત્ર તે પંચતંત્ર.

એ પંચતંત્રમાં ડહાપણ ને નીતિની અનેક બોધક વાતો છે. આથી માણસનો આ જન્મ સારો થાય છે. જેનો આ જન્મ સારો થાય છે. જેનો આ જન્મ સારો થયો તેનો બીજો જન્મ પણ સારો થાય છે. એ માટે એ સંજીવની રોપ કહેવાય છે. સારાંશમાં સમજવાનું એ કે

૧. રાજાએ કાચા કાનના ન થવું.

૨. રાજાએ પ્રજા સાથે સંપર્ક રાખવો. શસ્ત્રબળ કરતાં લોકબળ મહાન છે.

૩. શત્રુ અને મિત્રની ઓળખ કરતાં શીખવું. શત્રુમાં મિત્રભાવ ને મિત્રમાં શત્રુભાવ નકામો છે

૪. રાજાએ અંતઃપુર કહે તેમ ન કરવું. સૌંદર્યની મોહિનીથી દૂર રહેવું.

૫. પડોશીને સુખી જોઈ રાજી થવું. જે પડોશીનું ભૂંડું તાકે તેનું ભૂંડું થાય.

મહાત્માએ સંજીવની રોપની વાર્તા અહીં પૂરી કરી.

આખી સભા મંત્રમુગ્ધ બનીને એ સાંભળી રહી.

ભારતવર્ષના જ્ઞાન-વિજ્ઞાનનો આજે અહીં વિજય થયો.

# ૪૪

## કસોટી

શ્રીનનગરના ઓવારા અને મિનારાઓમાં એક જ અવાજ પ્રબળ થઈને ગુંજી રહ્યો હતો.

'ઓહ! સંજીવની રોપસમા ગ્રંથની શું અદ્દભુતતા! ભારતના યોગીઓ કેવા અજબ! આપણા શક રાજાને ઘડીના છઠ્ઠા ભાગમાં ચમત્કાર કરીને શિષ્ય બનાવી લીધો. ભારતના યોગીઓ ધારે તે કરવા સમર્થ હોય છે.'

એક તરફ હવામાં આ ભાવનાઓ ગૂંથાતી હતી. ત્યારે બીજી તરફ શહેનશાહી અશ્વો દોડાદોડ કરી રહ્યા હતા. ભૈરૂત બિચારો ફરી રાજખટપટમાં ગળાબૂડ ડૂબી ગયો હતો. શકરાજના સંદેશા લઈ એને શક શહેનશાહના દરબારમાં વારંવાર દોડાદોડ કરવી પડતી.

શકરાજના મહેલે રોજ વિદ્યા–દરબાર ભરાવા લાગ્યો હતો. બહારગામથી અનેક યાત્રીઓ આવતા. અનેક રાજપુરુષો પણ આ વાતનો ભેદ જાણવા દરબારમાં આવતા. લોકો મહાત્માની વાતોના રસિયા બન્યા હતા. વખત થયો કે આખો દરબાર માનવમેદનીથી ઊભરાઈ જતો

મહાત્મા પણ રોજ રોજ અવનવી વાતો કરીને રાજા અને પ્રજાનાં હૈયાંને જીતી લેતાં હતા.

મીનનગરમાં એક તરફ મહાત્માના સહવાસથી આનંદનાં મોજાં વહેતાં હતાં, તો બીજી તરફ રાજકીય ઉથલપાથલોની આગાહીઓ થઈ રહી હતી. જાણે ચિંતાના ચાકડે પિંડો ચડચો હતો.

સુખમાં દુઃખ તે આનું નામ ! શહેનશાહ પાસે સંજીવની રોપની વાત આવી હતી. મહાત્મા અને શકરાજના સ્નેહસંબંધની વાતો આવી હતી. રાજકારણ ભારે ભૂંડું છે. પોતાનો માણસ ક્યારે પારકો થઈ જાય છે, તે કંઈ કહેવાય નહિ ! બધી વાતોએ શહેનશાહના વહેમને વધુ પોષ્યો હતો.

શકરાજ પણ ચિંતામાં હતા; કારણકે સંજીવની રોપની શોધની વાત સાંભળ્યા પછી શક શહેનશાહ ભારે વહેમમાં પડચો હતો. એણે કહેલી સંજીવની રોપ સમા ગ્રંથની, મહાત્માના આગમનની અને મહાત્મા એક રાજાના કુંવર છે એ વાતોને શહેનશાહે ઊંધી રીતે સમજી હતી. ભારતીય મદદ લઈને પોતાની સામે લડવાના શકરાજના દાવપેચ લેખ્યા હતા. રાજગુરુ માટે નવો ચણાતો પ્રાસાદ ભારતીય રાજદૂતનું મંત્રણાગૃહ માનવામાં આવ્યું હતું. રાજકાજની ભૂતાવળો એવી ભારે હોય છે, કે એકવાર ઊભી થયા પછી એનો આરો–ઓવારો રહેતો નથી.

રોજ ખુલાસાઓ માગવામાં આવતા. રોજ ખુલાસાઓ તાબડતોબ પહોંચાડવામાં આવતા.

પણ ખુલાસાઓથી સરવાળે ગૂંચ વધતી, મનનાં કાલુષ્ય વધતાં. વાદળો દિવસે દિવસે વધુ ઘેરાતાં ચાલ્યા.

બૈરૂત વિશ્વાસુ ચર હતો, અને ભારત જઈ આવ્યો હતો એટલે એને જાતેજ ખુલાસાઓ કરવા શક શહેનશાહના દરબારમાં વારેવારે જવું પડતું.

એક દિવસ શકરાજાએ મહાત્માને વિનંતી કરી : 'અમારા દૂરના સારા ભવિષ્ય માટે પંચતંત્રમાંથી ઉપયોગી વાતો આપ કહેતા

રહેજો . ન જાણે કેમ, પણ આટઆટલો આનંદ છે; પણ મારા અંગો ખોટી રીતે ફરકે છે, મનમાં ખોટા તરંગો ઊઠ્યા કરે છે, આ કોઈ અકળ ભયની છાયા દિલને દબાવતી હોય એમ લાગ્યા કરે છે. આ કારણે જંગલમાં શિકારે જતો નથી, રખે વાઘવરૂ હુમલો કરી બેસે. રાતે સૂવું છું, ત્યારે પુષ્પનો એકે અલંકાર રાખતો નથી, રખેને સર્પાદિનો સંભવ રહે. આનંદ અને આશ્વાસનના ધામ સમા-આપ અહીં બિરાજો છો, પણ ન માલૂમ કેમ, કોઈ અનાગત ચિંતાથી મન બળ્યા જ કરે છે.'

મહાત્માએ કહ્યું : 'રાજન્ ! માણસને માણસનો જેટલો ભય છે, તેટલો વાઘ, સિંહ કે સર્પનો નથી. સર્પાદિથી તો આપણે નિરર્થક ડરીએ છીએ '

શકરાજે કહ્યું : 'આ તો આપે સાવ નવી વાત કહી.'

મહાત્મા થોડી વાર શાંત બેઠા રહ્યા અને પછી એકાએક આગમ ભાખતા હોય તેમ બોલ્યા, 'રાજવી ! તમને પોતાનાં માણસોથી ભય ઉત્પન્ન થવાના સંજોગો દેખાય છે. આકાશના ગ્રહો અને તમારા જન્મના ગ્રહો વચ્ચે આજકાલ વિપરીત ભાવ ચાલે છે.'

વિશેષમાં મહાત્માએ આંખો મીંચી ને અંતરીક્ષમાં જોઈને કંઈ વાંચતા હોય તેમ આગળ બોલ્યા, 'શૂરાનું ધડ ડોલે એમ આ ધરતી ડોલી રહી છે. આ ધરતીએ એક કાળે અમને આવકાર આપ્યો. એ આવકાર આપનારને જ ધરતી આજ પોતે જાકારો આપી રહી છે ! વંટોળિયો જ્યાં જાય ત્યાં એનું જીવન વિપત્તિનું જ હોય છે.'

મહાત્માને જાણે પોતાની જાત પ્રત્યે વિષાદ ઊપજ્યો હતો

'મહારાજ ! આપ લેશ પણ વિષાદ કે શોચ ન કરશો સૂરજના ઉગમ ટાણે અંધારાં ઉશ્કેરાય એ સ્વાભાવિક છે. પરિસ્થિતિ બને ત્યાં સુધી સંભાળી લઈશ. આપ મનદુઃખ ન ધરશો.' શકરાજે કહ્યું.

શિરીન નદીનાં શીતળ પાણી ધીરે ધીરે ઉષ્મા ધરી રહ્યાં. મીનનગરની ખુશખુશાલ રાતો શૂન્યશેષ બનતી ચાલી.

હમણાં પાણીમાં પરિવર્ત છે. હવામાં પરિવર્ત છે, અણુએ અણુ પલટાઈ રહ્યાં છે. ભાવનાઓમાં પણ પરિવર્તન દેખાય છે. માણસ જાણે ધરમમૂળથી પરિવર્તન પામી રહ્યો છે!

મઘા ચિંતાતુર છે. બૌરૂત દિવસોથી શક શહેનશાહના દરબારમાં અટવાઈ ગયો છે. ઘણાં વખતથી એના દર્શન જ થયાં નથી. એનું મન ક્યાંય લાગતું નથી. એ દિવસોમાં મહાત્મા પણ ચિંતાના ભારવાળા છે, એ રાતે જાગે છે, સમાધિ લે છે, વળી આરામ લેવા આડા પડે છે; વળી જાગે છે, કંઈ ગણે છે, કંઈ ચીતરે છે, કંઈ લખે છે. સમજાતું નથી, શું કરે છે? રે! માનવીમાં ને પૃથ્વીમાં આટલો પરાવર્ત કાં આવ્યો?

એક રાતની વાત છે. ચંદ્રમાને વાદળો ગ્રસી ગયાં છે. ક્યાંક ટમટમતા તારા દેખાય છે. મહાત્મા પોતાના ખંડમાં બેઠા છે. રાત અડધી વીતી ગઈ છે. મીનનગરનાં શોખીન નર-નાર પણ હવે શ્રમિત થઈને ઢળી પડ્યાં છે. રાત ઘેરી બનતી ચાલી છે, પણ મહાત્માની આંખનાં પોપચાં બિડાતાં નથી,

રે! આ શા અજંપા?

મઘા પણ પોતાના ખંડમાં બેઠી છે. એ પણ વિચારમગ્ન છે. દિવસોથી બૌરૂત ઘેર નથી. વસંતની સુંદર રાત્રિઓ વીતી જાય છે. હમણાં કામ અલ્પ છે. અલ્પ કામનોય થાક વિશેષ છે, કારણ કે મન થાકેલું છે. મન કંઈક તાજગી ચાહે છે.

ગુલ્મ ઊંઘે છે, મઘા જાગે છે; એ વિચારમગ્ન છે. નહિ, એ કોઈક નિર્ણયના અમલની ગડમથલમાં વ્યાકુળ છે. એ ઊભી થાય છે. વળી બેસી જાય છે. વળી ઊભી થાય છે, વળી બેસી જાય છે. ચતુર મઘા! તેં આ શું ગાંડપણ માંડ્યું છે? ક્યાં ગઈ તારી ચતુરાઈ? હજારોને ઘેલી કરનારીની આ કેવી ઘેલછા!

મઘા વળી ઊભી થઈ. ઊભી થઈને એક સુંદર આયના સામે જઈને ઊભી રહી. ઓહ ! કેવું સુંદર યૌવન ! કેવી અજબ જુવાનીની બહાર ! એ કોઈ બેત બબડી;

બાગે બહાર બરાબર છે !

એણે અરીસામાં પોતાના આખા દેહને ફરી નીરખ્યો. આળસ મરડી અંગમરોડ રચ્યો. પોતાનું લાવણ્ય જોઈ પોતે મનમસ્ત બની ગઈ. એ બોલી : કેવો સુંદર યૌવનબાગ !

આ માળો તો બરાબર છે !

એ બબડી રહી: 'ઓ પંખીરાજ ! આ માળો અને આ બહાર જો. આ માળામાં અહીં આવીને વસ્યાનું તારું એક સ્મરણ આપી જા !'

અને મઘાએ પોતાનો લાંબો ઝભ્ભો અલગ કર્યો, ઝભ્ભાની નીચેનું બદન અલગ કર્યું, જરાક આઘે જઈને દીવાને સતેજ કર્યો.

ઓહ ! સૌંદર્યવિજયી રંભા ! રમણી ! છુપાવ તારું રહસ્ય ! કોઈની નિરર્થક હત્યા કરી બેસીશ. અને મઘાએ એક રેશમી પટ્ટી લઈને વક્ષસ્થળી પર ઉતાવળી કસી લીધી.

વળી એક ઝૂલતા લાલ રંગના ઉત્તરીય સામે જોયું. લાલ રંગ ઉત્કટ પ્રેમનું પ્રતીક. ભારતીય અધોવસ્ત્ર પણ એની પાસે હતું. એ એણે પરિધાન કરી લીધું, ઉપર ઉત્તરીય ઓઢ્યું.

એ ઘડી મઘા પોતે પોતાની જાતને નિહાળી રહી. ભારતમાં શોધી ન જડે એવી ભારતીય નારી એ બની ગઈ હતી.

પછી એણે પોતાના પાનીઢક કેશકલાપને હાથમાં લીધો, ફરી અરીસામાં જોઈ રહી. આહ ! એ ભારતીય અપ્સરાઓની આબેહૂબ નકલ બની ગઈ હતી. અને એ નકલ પણ કેવી ? અસલને ભુલાવી દે એવી !

એણે તેલ લઈને કેશમાં પૂર્યું. ખૂબ ચોળ્યું. પછી પંખાધાટનો અંબોડો ગૂંથવા બેઠી. એક લટ લીધી, બીજીને એની સાથે ગૂંથી ને વળી એને લાગ્યું કે આ બરાબર નથી. અંબોડો છોડી નાંખ્યો.

મધાએ વિચાર્યું કે પંખાધાટ કરતાં હેલધાટ અંબોડો સારો. પુરુષની નજર જાદુમંતરની જેમ એમાં ગૂંથાઈ જાય.

એણે પાણીની હેલ માથે લઈને સ્ત્રી આવતી હોય, એવો વાળનો ધાટ કરવા માંડયો. પણ મદારીના તૂટેલા કરંડિયામાંથી સાપ સરી જાય એમ અલકલટો હાથમાંથી સરી જવા લાગી. પ્રયત્ન નિષ્ફળ થયો.

મધા ઊભી ઊભી થાકી ગઈ. એણે પાસેનું એક કાષ્ઠાસન ખેંચ્યું ને ઉપર બેઠી. બેઠી બેઠી ફરી અંબોડાને ધાટમાં લેવા લાગી, પણ આ કામ ભારે જહેમતનું લાગ્યું.

આખરે એણે ગાયની ગલકંબલ જેવો અંબોડો તૈયાર કર્યો. એમાં ફૂલ મૂક્યાં, મંજરીઓ ગૂંથી.

'વાહ! આબેહૂબ ભારતીય નારી!' અરીસામાં પોતાના દેહને નિહાળતી મધા બબડી અને ભારતમાંથી લાવેલી એક સુંદરીની છબી મંજૂષામાંથી કાઢીને ધારી ધારીને જોવા લાગી. છબી જોતાં જ એ બબડી :

'અરે, કાને કુંડળ, બાંહે બાજુબંધ, ગળામાં હાર, કપાળમાં દામણી, હાથ પર કંકણ ને પગમાં નૂપુર—આ અલંકારો વિના કેમ ચાલે? તો તો ભારતીયતા અધૂરી જ રહે!

અને સહુથી વધુ તો ભાલતિલક જોઈએ, એ વિના ભારતીય નારીનું સૌભાગ્ય અધૂરું લેખાય.'

મધા ભારતમાંથી પોતાની સાથે કંકુ લાવી હતી. એણે પોતાના વિશાળ કપાળમાં મોટો ચાંલ્લો કર્યો. એ કંકુવાળો હાથ જરાક ઓષ્ઠ પર ફેરવ્યો, પાતળા ઓષ્ઠ પરવાળા જેવા શોભી રહ્યા.

ફરી અરીસા સામે એ જોઈ રહી. એની રૂપલીલા પર એને ખુદને મોહ થઈ આવ્યો. ઔરત જુવે તો બિચારો ગાંડો જ થઈ જાય: પણ આ શ્રમ કંઈ ઔરત માટે નહોતો, મધા એને આટલી જહેમતને લાયક પણ ગણતી નહોતી.

પણ તો ભલા, મધા આટલો શ્રમ કયા રસિયા સાજનને રીઝવવા માટે લઈ રહી હતી? મધા તો શીલવાન સ્ત્રી હતી, અને એનો ઔરત બહાર હતો; રાજકાજના વંટોળમાં એ વ્યગ્ર હતો. તો પછી આ શ્રમ શાને, રે અલબેલી! અલબેલીઓનાં ચિત્તનાં તીર–કમાન કોને માટે સજ્જ થાય છે, એ બ્રહ્મા પણ નથી જાણતા. આપણે ક્યાંથી જાણી શકીએ? ન જાણે ક્યાં તાકે અને ન જાણે ક્યાં નિશાન પાડે!

મધા જવાબ આપવાય નવરી નહોતી. એ શૃંગારિકા સિંગારમાં પડી હતી. એની પાસે ભારતીય આભૂષણો હતાં. બીજાં તો એને પહેરવાં ન ફાવ્યાં; કયાં અલંકાર કયાં પહેરવાં એની પણ પૂરી સમજ ન પડી; પણ એણે ભારતીય નારીનું એક ચિત્ર સામે મૂકી આભૂષણો સજવા માંડ્યાં!

એણે મેખલા માથા પર, હાર જઘન પર, નૂપુર હાથ પર અને કંકણ કાન પર ધારણ કરી લીધાં!

વળી ચિત્રમાં જોયું, રે! આભૂષણો યથાયોગ્ય સ્થાને ન મુકાયાં! વળી ફેરવવા લાગી. એમાં હાર પગે બાંધ્યો, મેખલા ગળામાં નાખી, પણ ધીરે ધીરે એણે અંબોડાની જેમ આભૂષણો પણ ઠીક કરી નાંખ્યાં. મધા સર્વાંગસંપૂર્ણ ભારતીય નારી બની ગઈ.

હવે એણે હેમની દીવી જેવા કંકુવર્ણા હસ્તમાં કેસર અને કસ્તૂરીથી મઘમઘતી મીઠાઈની થાળી લીધી. રે! સ્વર્ગની અપ્સરા ક્યાં ચાલી ભલા? આજ એ કોને રીઝવવા માગતી હતી?

કોણ એનો આરાધ્ય દેવ હતો ? કંઈ ન સમજાયું, મઘા જેવી પ્રતાપી સ્ત્રીની આ છોકરમત ન સમજાઈ: એકદમ સમજવી સહેલ પણ નહોતી.

અજબ સિંગારમાં સજ્જ મઘા એક ખંડ વટાવી આગળ વધી નૂપુરની ઘંટડીઓ મીઠી મીઠી રણઝણતી હતી.

એણે બીજો ખંડ ઓળંગ્યો !

હવે આગળના ખંડમાં તો મહાત્મા નકલંક બેઠા હતા.

શ્યામ વાદળમાં વીજ ઝબૂકે, એમ મઘા મહાત્માના ખંડમાં દાખલ થઈ. ઘરમાં શૂન્યશાંતિ હતી.

ગુલ્મ ઊંઘતો હતો, નોકર–ચાકર પણ નિદ્રામાં હતાં

મઘા ખંડમાં દાખલ થઈ, દ્વાર ભિડાવી દીધું.

મહાત્મા નિઃશંક હતા, વાઘણ જેવી મઘા પોતે પણ નિઃશંક હતી. જિંદગીમાં જેટલાં શરસંધાન કર્યાં એટલાં સફળ જ થયાં હતાં, એના સૌંદર્યવિજયે પરાજય જોયો નહોતો.

મહાત્મા નકલંકે અંધારા આભને ચીરતી વીજળી આવે એમ મઘાને આવતી જોઈ. સદાકાળ બીજાના પગને ધ્રૂજાવનારીના પગ આજે પોતે ધ્રૂજતા હતા. એના દેહમાં કંપ હતો, એનાં નયનમાં જુદું તેજ હતું.

'અરે મઘારાણી ! આ કેવો વેશ કાઢ્યો ? બધું બદલાય છે, ત્યારે શું મઘા પણ બદલાય છે ? ઓહ, અણુપરમાણુમાં પણ કેવી તાકાત છે ! જડ ચેતનને નચાવે છે.' મહાત્મા જરાક રમૂજમાં બોલ્યા.

મહાત્મા સ્વાભાવિક રીતે બોલી રહ્યા ને મઘાને નેહભરી એક નજરથી નીરખી રહ્યા,

મઘા કશું ન બોલી શકી. ભલભલાની જબાન બંધ કરાવનારીની જબાન આજે ખુદ બંધ થઈ ગઈ.

'મઘા ! અભિસારે નીકળી છે કે ?' મહાત્મા આગળ બોલ્યા : 'ઓહ, સ્વર્ગની અપ્સરા ઈર્ષામાં આપઘાત કરે, એવું તારું રૂપ છે'

મઘા તોય ન બોલી.

મહાત્માને આશ્ચર્ય થયું, એ બોલ્યા : 'કામ–રાગની કાંચકી તો તારે ગળે બાઝી નથી ને ? તારું રૂપ સદા શીતળતા પ્રસરાવતું; અત્યારે એ દાહક કાં લાગે ? શું પાણીમાં આગ લાગી છે ?'

મઘાના હાથમાંથી થાળી સરી ગઈ, એ થરથર કંપી રહી. એ સ્વસ્થ થવા મહેનત કરતી, અસ્વસ્થ ભાવે બોલી :

'ચંદ્રા સૂર્યના તેજને સંગ્રહી નવા ગર્ભને જન્મ આપવાના નિરધાર સાથે અહીં આવી છે. આ–સર્વ પરિશ્રમ એ કાજે છે.'

'હું ન સમજ્યો, મારી સરસ્વતી !'

'હું તમારી સરસ્વતી નથી; હું તો સાગરની મત્સ્યગંધા છું. સ્વાતિનું જળ લેવા આવી છું. એનમૂન મોતી પકવવું છે, મને બત્રીસલક્ષણો પુત્ર જોઈએ છે, મહાત્માજી ! દાન દો, અભિસારિકાને !'

મહાત્માને મઘાના શબ્દો કાંટાની જેમ ચૂભી રહ્યા. એ બોલ્યા : 'શું ગુલ્મ ગમતો નથી ?'

'ગમે છે, પણ એ કંઈ મહાત્માના અંશનો અવતાર થોડો છે ? અગ્નિથી દીવો થાય, એનાથી રંધાય–તપાય: પણ એ જગતને ઝળહળાવનાર સૂરજ તો ન થઈ શકે ને ! ચલાચલીવાળા આ સંસારમાં સ્થિર કશું નથી તમે ચાલ્યા જશો, એમ મારું મન કહે છે. સંસારનો યોગ જલ–કાષ્ઠનો છે. આજે બે કાષ્ઠ મળ્યાં, કાલે છૂટાં ! રાજકાજની હવા ભારે છે. વંટોળિયો સહુને વિખેરી નાખે એ પહેલાં આ કુક્ષિમાં તમારો અંશ સંગ્રહી લેવા માગું છું. એક બત્રીસલક્ષણો પુત્ર આપો. તમારું સંભારણું.'

'મારું સંભારણું અને તે પણ આવું ? શું વાત કરે છે તું મઘા ?' મહાત્મા ચમકી ઊઠ્યા. 'મઘા ! મારી બહેન, મને બચાવ ! તું બચી જા ! હું નકલંક ! મને ન–કલંક રાખ.'

'ઝાઝી લપ ન કરો. હું જાણું છું, ભારતના મહાયોગીઓ પોતાના રજવીર્યનાં દાન યોગ્ય પાત્રમાં કરે છે. તમારે ત્યાં ગમે તે સ્ત્રી-પુરુષનો ધર્માર્થે નિયોગ પાપ લેખાતો નથી. નિયોગની પ્રથા ભારતની તેજ-અંશોના દાનની પ્રથા છે.' મધા બોલી. એ ધ્રૂજતી હતી, છતાં એના હોઠ દૃઢતામાં બિડાયેલા હતા. એ કૃત-નિશ્ચય દેખાતી હતી.

'મધા! ભલું ભણી તું આજ! ભારતીય ગ્રંથોના શ્રવણનું મધુ તેં અપૂર્વ તારવ્યું!' મહાત્માના અવાજમાં સંયમ હતો, સ્વરમાં સ્નેહ હતો. 'કોઈપણ નારીને પત્નીભાવથી જોવી, એ મારે માટે જીવનવિકૃતિ છે, જીવતું મોત છે.'

'વિકૃતિ? ખોટી રીતે તમારા ચિત્તને વિચલિત ન કરો. ઝાડની કલમ થાય છે, સ્વજાતિ મૂકી પરજાતિ સાથે વૃક્ષોનો સંયોગ થાય છે ને એક નવીન પ્રકારના ફળનો જન્મ થાય છે. મહાત્મા! એમ ન માનતા કે હું વિકારથી કે વિલાસની વૃત્તિથી તમારી પાસે આવી છું. હું એક રસાયણ લેવા આવી છું.'

મધા જાણે અપાર્થિવ બની ગઈ હતી; પૃથ્વી ઉપર વસતી ન હોય એવા ભાવથી બોલતી હતી.

'મધા! હું તને સરસ્વતીથી ભિન્ન બીજા કોઈ રૂપમાં ન જોઈ શકું. અનાચારીઓને સજા કરાવવા નીકળેલો, ખુદ અનાચારનો આશ્રય લે, તો એ કયા મોંએ અનાચાર સામે બોલી શકે? કયા મોંએ બીજાને સજા કરી શકે? મધા! તને સ્પર્શ કરું એના કરતાં મૃત્યુને સ્પર્શું, એ મને વિશેષ વહાલું લાગે.'

'તો મારો, મારા રૂપનો, મારા અરમાનનો અનાદર કરશો, એમ?' મધા બોલી. એની આંખમાં હીરાનું તેજ દમકતું હતું.

'આત્મપ્રિય મધાનો નહિ, હું અનાચરનો અનાદર કરું છું.'

'હું અનાચાર આદરું છું? ઓહ, મહાત્માજી! આ તો આપના હાથે જ મારો સ્વમાનભંગ થાય છે.' વૃક્ષથી તૂટેલી વેલીની જેવી મઘાની સ્થિતિ થઈ ગઈ. એ પડતી પડતી બચી ગઈ.

'મઘા! આજ કેમ આમ ઘેલી થઈ ગઈ છે? પાણીમાં આગ ક્યાંથી?'

'એક ઘેલું સ્વપ્ન! યોગીના પવિત્ર અંશની લાલચે આવી છું. મારું અપમાન ન કરો, બૈરૂત મારો પતિ છે. આ ભવમાં બીજો અસ્વીકાર્ય છે, પણ જે બૈરૂત કદી ન આપી શકે એ હું તમારી પાસેથી લેવા માગું છું' મઘા હવે કઠોર થતી જતી હતી, સંકલ્પબળ એકઠું કરી રહી હતી, એના વક્ષસ્થળ પર બાંધેલી સોનેરી પટ્ટી તૂટું તૂટું થતી હતી.

'મઘા! તું અને સંસારની સર્વ નારીઓ મારે મન આત્મીય છે. મારા માટે તારો કે કોઈ પણ નારીનો સ્પર્શ અધર્મ્ય છે.' મહાત્માએ કહ્યું.

'તો આત્મીયને આત્મીય થવા દો, તમારી સાથે મારી જાતને એક થવા દો. આ રાત, આ પળ, આ અભિસાર ફરી કદી નહિ આવે. ક્ષણિક દેહભૂખને સંતોષવા નથી આવી, મારે મારા માળામાં ગગનવિહારીને પોઢાડવો છે.' મઘા જાણે ગોદમાં ચંદ્ર–સૂરજને પોઢાડી હાલરડાં ગાઈ રહી હતી!

'મઘા! પછી હું રાજા દર્પણસેન કરતાંય પાપી લેખાઈશ. દર્પણને ક્ષમા માગવાનો અધિકાર કદાચ મળે, મને તો સજાનું જ શાસન રહેશે સંસારની કોઈ પણ નારીના શીલનો ઉપભોગ મારાથી ન થાય. મારાથી તો એ સર્વનું શીલ સંરક્ષાય. એક નારીની શીલ રક્ષા માટે તો હું આગને હાથમાં લઈ દેશવિદેશ ભટકું છું. મારે માટે આખો સંસાર સરસ્વતીઓથી ભરેલો છે.' મહાત્માના શબ્દોમાં આર્જવતા હતી, મઘાની પાસે જાણે યાચના કરી રહ્યા હતા, કોઈ

દુઃખ-વિપત્તિમાં એ કદી આટલા લેવાઈ ગયા નહોતા-દર્પણસેને ગાંડો હાથી સામે છોડી મૂકયો ત્યારે પણ!

'અને તો...' મઘાએ પોતાની કમરેથી હીર-કટારી કાઢી અને પોતાની છાતી ભણી તાકી. 'આ મારી સંગિની બનશે.'

'ઓ મઘા! મારું જીવંત મોત ન કર. મારા પુરુષાર્થને મારો પરાજય ન બનાવ. તું મરીશ તો મારો ઉત્સાહ મંદ થઈ જશે. હું પ્રાર્થના કરુ છું કે તારા ઉદરમાં અવશ્ય મહાન અંશ અવતરશે.'

'પ્રાર્થનામાં મને શ્રદ્ધા નથી, પ્રત્યક્ષમાં હું માનું છું.' મઘા બોલી, ને એણે હીરાકટારીને લંબાવી.

પળવાર મહાત્મા એકદમ સ્થિર બની ગયા. અને મઘાની સામે જાણે ત્રાટક કરતા હોય એમ તાકી રહ્યા. એમણે બે પળ હોઠ ફફડાવી કંઈક ધીરો મંત્ર ભણ્યો, થોડાંક આશ્વાસક સ્તોત્રો બોલ્યા.

ઉશ્કેરાયેલી મઘા કંઈક શાંત થઈ, સાગરનાં ઊછળતાં મોજાં પર જાણે તેલ રેડાતું હતું.

'મઘા! તું નિષ્કલંક રહે, એ મને ખૂબ ગમે. તું મારું બીજું જીવન છે, મારા જીવનનો અંશ છે. પરમાણુઓની કેવી ભયંકર અસર! પહાડ તરણું બની ગયો. ઓહ! આ તને શું સૂઝયું? મઘા! જો મારે ભોગ ભોગવવા હતા તો આજ પહેલાં અનેક રૂપસુંદરીઓ મને મળી હતી. મેં એ બધીને બહેન કરીને વળોટાવી. મારું જીવન એક આદર્શનું જીવન છે. સાધુનો વેશ છોડવા છતાં મેં મારા અંતરની સાધુતાને-ભાવસાધુતાને જાળવી રાખી છે.'

'તમારું મન કંજૂસના જેવું છે. તમારી પાસેની મૂડી તમે કોઈને આપવા માગતા નથી. અને બીજાની પાસેથી બધું લઈ લેવા માગો છો.' મઘા પાછી ઉશ્કેરાઈ ને બોલવા લાગી.

મહાત્મા ફરી શાંતિનો મંત્ર જપી રહ્યા.

પછી એમણે કહ્યું: 'મઘા ! ગઈ કાલની મારી વાત આજ સાચી ઠરે છે: માણસ જ માણસનો મિત્ર અને માણસ જ માણસનો દુશ્મન. તું આજસુધી મારી મિત્ર હતી, આજ દુશ્મનની ગરજ સારવા આવી છે. મને જંગલમાં વાઘવરૂ ન નડ્યા, નાગરાજો મારા પડખેથી સરી ગયા, અરે! સાગરનાં વહાણે પણ આપણને ન ડુબાડ્યાં; આજ તું મારી થઈને મને ડુબાડવા તૈયાર થઈ છે. હું તને મલિન ભાવે સ્પર્શ કરું, અનાચારને પોષું તો રાજા દર્પણસેનને એમ કરતાં કેવી રીતે રોકી શકું ? એની સાથેના વેરનો બદલો કેવી રીતે લઈ શકું? મઘા ! આપણે વાસના–વેલનાં પતંગિયાં નથી.'

'હું મલિન ભાવે તમને સ્પર્શતી નથી, હું વાસના ખાતર નથી આવી. હું મારી આહુતિ આપવા આવી છું: પણ એ દ્વારા મહાન સર્જન કરવા માગું છું. મને ખોટી રીતે ન સમજશો.'

'તને ખોટી રીતે સમજું તો મને મારી જાતને ખોટી રીતે સમજવા જેવું માઠું લાગે. પણ એટલું યાદ રાખ કે આગને સ્નેહથી અડીએ કે દ્વેષથી અડીએ, બન્નેમાં એ બાળે છે મઘા ! તું મારી ભગિની બન, મને બચાવ, મારા ભગીરથ કામને જાળવ, મારી પ્રતિજ્ઞાને પાળવાનું મને બળ આપ. નહિ તો તારી આ હીરાકટારી મારી છાતીમાં...' મહાત્માના શબ્દોમાં ભૂકંપ હતો.

મઘા બે ઘડી સ્થિર ઊભી રહી, એ પૃથ્વી ખોતરવા લાગી, ધીરે ધીરે અલંકારો કાઢીને નીચે નાખવા લાગી. મહાત્માના મનભર રૂપને જોતાં એ બોલી:

'તમારી છાતીમાં હીરાકટારી મારું ? અરે, તો જે પાપને પૃથ્વીના પટલ પરથી ભૂંસી નાખવા માગો છો, ને સંસારની જે સરસ્વતીઓને બચાવવા માગો છો, ને જે ધર્મતેજને પ્રગટાવવા માગો છો, એનું શું થાય? એ ન બને. હું મારો સંકલ્પ પાછો

ખેંચી લઉં છું, હું પાછી વળું છું. આજથી તમારા કાર્યમાં હું મારું સર્વસ્વ અર્પણ કરું છું. તમારું કાર્ય તે મારું જીવનકાર્ય! તમારો શબ્દ અને સામે મારો પ્રાણ !'

મઘા બોલી. એ સ્વસ્થ થતી જતી હતી.

આજ સુધી જાણે કોલસાની ખાણમાં કોલસા જ હતા, જરાક સંઘર્ષ જાગ્યો કે ભવ્ય ચમક લઈને તેજનો અવતાર હીરો હાથ આવ્યો.

એ અજબ રાતે ગજબ ઇતિહાસ સર્જ્યો. એ પછી મઘા અને મહાત્મા એકબીજાને અદ્‌ભુત દૈવી સ્નેહથી નીરખી રહ્યા. આવો નીતર્યા નભોમંડળ જેવો નેહ મઘા જીવનમા પ્રથમ વાર જ અનુભવી રહી.

ઊંડા મધદરિયે જેનું વહાણ ખરાબે ચડ્યું હતું, જેના નાવને તોફાન શતશત ટુકડામાં વહેંચી નાખવા તૈયાર હતું, ત્યાં સ્વપ્રયત્ને બંને જણાં ઉગરી ગયાં. બન્નેએ આત્માથી આત્માને તાર્યો.

આ ક્ષણોના ઇતિહાસ કદી લખાયા નથી, છતાં એ ઇતિહાસની અમર સુવાસ કાળદેવતાના અનાદિ અનંત પથ ઉપર ફેલાયેલી પડેલી જ છે. હરકોઈ સુજ્ઞ પ્રવાસી એ સૂંઘીને સ્વસ્થ થઈ શકે છે.

મહાત્માએ મઘા તરફ સ્નેહભાવથી નીરખતાં કહ્યું: 'મઘા ! કેટલીક રાતો એવી આવે છે કે માણસની અંદર રહેલા વજ્રની પરીક્ષા થાય છે. જવલ્લે જ એવી રાતો આવે છે, પણ એ આવે છે ત્યારે કાં તો માણસને સાચો માણસ બનાવે છે, કાં એને સાવ કલંકિત કરી જીવતાં મરેલો બનાવી મૂકે છે. અનુકૂળતામાં હમેશાં અધઃપતન થઈ જાય છે. માણસ દ્વેષથી છેતરાતો નથી, પણ સ્નેહ એને હમેશાં છેતરી જાય છે.'

આ શબ્દોમાં રાતના બનાવનું વિશ્લેષણ હતું.

મહાત્મા આટલું બોલી પ્રાર્થનામાં બેસી ગયા. એ જાણતા હતા કે આવા પ્રસંગોમાં પુરુષાર્થના બણગાં ફૂકવાં નિરર્થક છે,. માણસ આમાંથી ભાગ્યે જ બચી શકે છે અને બચી શકે છે, તો તે માત્ર પ્રાર્થના દ્વારા સંચિત આત્મબળથી.

સંસાર તરફ આંખમીંચામણાં કરનાર એ નર નહોતો. એ જાણતા હતા કે નારીને પ્રકૃતિએ આકર્ષક શક્તિના રૂપમાં સરજાવી છે. એ શક્તિનું સ્થાન ગમે તેવા નરના હૃદયમાં જાણ્યું–અજાણ્યું પણ હોય જ છે. નારી ત્યાં આવે છે, બેસે છે, રાજે છે, બિરાજે છે. નારી વિનાનો કોઈ નર ખાલી નથી; પણ ભૂમિકાભેદને લીધે એની નારી–સાધનાની દૃષ્ટિમાં ભેદ પડી જાય છે.

કોઈ નારી નરની માતૃત્વ–શક્તિ તરીકે આવે છે, ને એ નારીમાં નર માતૃત્વ જુએ છે.

કોઈ નારી ભગિની રૂપે આવે છે, અને નર એ સિવાય બીજા સંબંધનો ખ્યાલ જ કરી શકતો નથી.

કોઈ નારી પત્નીરૂપે આવે છે, ત્યારે માણસ એને પોતાની પ્રેયસીના રૂપ સિવાય બીજી રીતે જોઈ શકતો નથી.

આ રીતે ભૂમિકાભેદને લીધે માણસ નારી પ્રત્યેના સંબંધોમાં વિવિધતા નિહાળી લે છે.

નારી–શક્તિએ ધાર્યું ત્યારે ભલભલાને ડોલાવી દીધા છે, આખા ઇતિહાસ પલટી દીધા છે.

આજની રાત એક અજબ ઇતિહાસ રચવા માટે આવી હતી, અને અજબ ઇતિહાસ રચીને પસાર થઈ ગઈ.

મધાનો ચહેરો અત્યારે તદ્દન જુદો લાગતો હતો. ભયંકર માંદગીમાંથી ઊઠી હોય, કોઈ ભેદી આઘાતમાંથી બચી ગઈ હોય, એવી રેખાઓ એના મુખ ઉપર ઊઠી આવી હતી. એ ધીરે ધીરે સ્વસ્થ થતી હતી.

ફરી એનું તેજ ચમકવા લાગ્યું હતું, ફરી એ એનાં સ્વભાવ-માં આવી રહી હતી.

મહાત્મા પ્રાર્થનામાંથી ઠીક ઠીક સમયે ઊઠ્યા: એ બોલ્યા: 'મઘા ! તેં પ્રાર્થના કરી ? પ્રાર્થનામાં જેવી શક્તિ છે, એવી કશામાં નથી. અમારે ત્યાં એક કથા છે. એક જબરદસ્ત હાથી હતો. એ ગજેન્દ્રને એના બળનું ભારે અભિમાન હતું. એક વાર એ સરોવરમાં સ્નાન કરવા ઊતર્યો. ત્યાં રહેતા એક મગરે એનો પગ પકડ્યો. હાથીને પોતાના બળનું ગુમાન હતું, એણે વિચાર્યું કે હમણાં જ મગરને પીંખી નાખીશ પણ મગર તો જબ્બર નીકળ્યો. એણે હાથીને ઊંડા જળમાં ખેંચ્યો. હાથીએ ઘણું બળ કર્યું પણ નકામું ગયું. આખરે એણે બળનું અભિમાન છોડી પ્રાર્થનાનું શરણ લીધું ને ગજેન્દ્રનો ઉદ્ધાર થયો. મગર એને છોડીને નાસી ગયો.'

'વાહ ! શું સુંદર કથા છે ! ઓહ એ મગરને મેં જાણ્યો. એનાં જડબાં એવાં હોય છે કે જે એમાં ફસાણો એ પોતે પોતાની મેળે છૂટી ન શકે: પણ રે, પછી તો એ મગર ચાહે તોપણ એ પકડને તજી શકતો નથી. આવા મગર એકલા મહાસાગરમાં જ રહે છે એવું નથી. માનવીના મનમાં પણ અનેક મગરો વસે છે. ઓહ ! કેવો ભયંકર મગર !' મઘા બોલી, એનું હૃદય કાંપતું હતું.

'મઘા, દુનિયામાં એ મગર પર સવારી કરનારા પણ હોય છે; ફક્ત કાળજું સાબૂત જોઈએ. તેં આજે એવા એક મગરને નાથ્યો ને એના પર સવારી કરી.' મહાત્મા બોલ્યા.

મઘા કંઈ આગળ કહે એ પહેલાં દ્વારપાળ આવ્યો. એણે કહ્યું : 'દરવાજે શકરાજનો કાસદ ઊભો છે.'

'આવવા દે.' મહાત્માએ કહ્યું.

કાસદ તરત અંદર દાખલ થયો. એણે કહ્યું, 'હમણાં ને હમણાં આપને શકરાજ યાદ કરે છે. સંજીવની રોપના શ્રવણની ખાસ ઇચ્છા છે.'

'આવું છું.'

કાસદ રવાના થયો.

મહાત્મા તૈયાર થયા. એમણે બહાર નીકળતાં નાક પર આંગળી મૂકી ચાલતો શ્વાસ તપાસી જોયો.

'શું જોયું?' મધાએ પ્રશ્ન કર્યો.

'કાર્યસિદ્ધિ થશે કે નહિ, તે જોયું.'

'શું જણાયું?'

'કષ્ટથી કાર્યસિદ્ધિ થશે.'

આટલું કહીને મહાત્મા, રાજસેવકે આણેલા અશ્વ પર ચડયા!

## ૪૫.

## કાળો અસવાર

મીનનગરના ઘણા જુવાનો મહાત્મા નકલંક પાસે ધનુ-ર્વિદ્યા શીખતા હતા, અને હવે ટૂંક સમયમાં બધાની પરીક્ષા થવાની હતી. આ જુવાનોએ અજબ જાતની ધનુર્વિદ્યા જાણી લીધી હતી, અને એનો પ્રયોગ કરવા તૈયાર હતા.

મહાત્મા આખા રસ્તે આ મગરૂર અને મહાબળવાન યોદ્ધાઓ પર નજર નાખતા ચાલ્યા. વાતાવરણમાં અનિષ્ટના પડઘા સંભળાતા હતા, પણ મહાત્માની દીર્ઘદર્શી નજર એમાં ઇષ્ટપ્રાપ્તિના અંકુર ઊગતા નીરખી રહી હતી.

ધીરે ધીરે રાજપ્રાસાદ આવ્યો.

શકરાજ દ્વાર પાસે જ ઊભા હતા. તેમના વદન પર ચિંતા હતી અને હાથમા લાંબો કાગળ હતો.

શકરાજે મહાત્માનું સ્વાગત કર્યું, અને બંને જણા અંદર દાખલ થયા. ખંડ પર ખંડ વટાવતા તેઓ ગુપ્ત મંત્રણાખંડમાં આવી પહોંચ્યા.

શકરાજે મહાત્માને એક કાષ્ઠાસન આપ્યું, અને પોતે એક ઊનના આસન પર બેઠા.

થોડીવાર એ વિચારમાં બેસી રહ્યા, ને પછી બોલ્યા : 'મહાત્માજી ! અનાગત ભાવિ હવે નજીક આવતું જાય છે. શહેન-શાહના દિલમાં ભારે શંકાઓએ સ્થાન લીધું છે. જે ક્ષણો જાય છે તે કપરી જાય છે.'

'શકરાજ ! પૃથ્વીનો, સમુદ્રનો અને પર્વતનો છેડો જાણી શકાય, પણ રાજાના મનનો છેડો જાણી શકાતો નથી.' મહા-ત્માએ કહ્યું.

શકરાજ આગળ બોલ્યા: 'સમાચાર એવા છે કે એલચી બૈરૂતને કેદ કરવામાં આવ્યો છે ને સાચી હકીકત કઢાવવાને બહાને એના પર ભયંકર જુલ્મ ગુજરી રહ્યો છે.'

'મદોન્મત્ત હાથી અને મદોન્મત્ત રાજા સમાન છે. ખરેખર, રાજાનું હિત કરનારો લોકોમાં દ્વેષપાત્ર થાય છે. અને લોકોનું હિત કરનારાઓ રાજાથી હેરાન થાય છે. બૈરૂતે તો આ દેશની ખૂબ સેવા કરી છે.' મહાત્માએ કહ્યું. બૈરૂત એમનો પરમ સેવક હતો. આ સમાચારથી એમનું મન વ્યથિત થઈ ગયું.

'મહાત્માજી ! વાત એવી બની કે બૈરૂતે સંજીવની રોપની આપે કહેલી કથા શહેનશાહને કહી સંભળાવી, અને છેલ્લે કહ્યું કે પ્રજાનો પ્રેમ એ જ રાજાની ખરેખરી સંજીવની છે, એટલે તો શહેનશાહ ભારે ખીજે બળ્યા. તેઓએ કહ્યું કે શું હું પ્રજાને પાળતો નથી ? ચોરને મારતો નથી ? તમે પરિચારકો આવી વાતો કહી પ્રજાને ચઢાવો છો. તું અને તારો રાજા આ રાજ લેવા માગો છો. પંચાણું શાહીઓ તમને મળી ગયા છે. તમે બધા એકત્ર થઈને બંડ જગાવવા માગો છો. પણ એ નહિ બને. એ પહેલાં તમારી બધાની હસ્તી મિટાવી દઈશ.' શકરાજે વિગતથી બધું કહ્યું.

'શકરાજ! રાજા પોતે ખરાબ હોય છે, એના કરતાં એના સેવકો એને વધુ ખરાબ કરે છે. ફૌરૂતની ખ્યાતિએ અન્ય સેવકોને ભારે ઈર્ષ્યાળુ બનાવ્યા છે. શાંતિ રાખો, શકરાજ!' મહાત્માએ કહ્યું: 'રાજનીતિ વેશ્યાની જેમ અનેક રૂપ ધારણ કરનારી છે. જે થાય છે તે સારા માટે એમ સમજીને ચાલો.'

'મહાત્માજી! હવે આપે રાજમહેલમાં જ નિવાસ કરવો પડશે. કારણ કે પળેપળ મહત્ત્વની વીતે છે. સાંભળ્યું છે કે મારા માટે અને મારા મિત્ર પંચાણું ખંડિયા શાહીરાજાઓ માટે હુકમો છૂટવાની તૈયારી છે'

મહાત્માને આ માગણી યોગ્ય લાગી. મઘા સાથેના પ્રસંગ પછી એ ખંડ ભારે ભારે લાગતો હતો. માણસ સ્નેહથી પાપાચરણમાં જેટલો પ્રવૃત્ત થાય છે, તેટલો દ્વેષથી થતો નથી! મહાત્માએ વિનંતીને સ્વીકારી લીધી.

શકરાજ મહાત્માએ કહેલાં વાક્યોને ફરી ફરી ગોખી રહ્યો: 'રાજનીતિ વેશ્યાની જેમ અનેક રૂપ ધારણ કરનારી છે: જે થાય છે તે સારા માટે થાય છે એમ સમજીને ચાલો.'

આ વખતે શકરાજે દૂર દૂર નજર નાખી. તેમણે જોયું કે એક ઘોડેસ્વાર વીજળીને વેગે આવી રહ્યો છે.

શકરાજ એને નીરખી રહ્યા. મહાત્મા નકલંક એના પગલામાં ભાવિના ભણકારા સાંભળી રહ્યા: ધડીમ ધડીમ! જાણે કો અદૃશ્ય ભાવિ એના પગલામાં ધડાકા કરતું હતું. આખરે એ નજીક આવી પહોંચ્યો.

અસવારે નખશિખ કાળો પોશાક પહેર્યો હતો. ફક્ત બે આંખો બહાર દેખાતી હતી.

શહેનશાહ તરફથી કોઈ તાકીદનો હુકમ લઈને ક્વચિત્ આવતો આ કાળો અસવાર હતો. પણ એ જ્યારે આવતો ત્યારે ભયંકર

ફરમાન કે હૃદયદ્રાવક વર્તમાન લઈને આવતો. પાણીના પેટાળમાં રહેલ વડવાનલ જેવો એ હતો.

આ અસવારને પસાર થતો જોતાં જ શકસુંદરીઓ મૃગલીની જેમ ફફડી ઊઠતી, એ દોડીને ઘરના અંધારા ઓરડામાં ભરાઈ જતી, ને આગામી આફતથી બચાવવા પોતાના ઇષ્ટદેવને પ્રાર્થના કરવા લાગતી.

બાળકો આ કાળા અસવારને નીરખી રડતાં છાનાં રહી જતાં : ને દોડીને ઘરમાં જઈ માતાપિતાની ગોદમાં છુપાઈ જતાં.

રાજના ધનુર્ધર યોદ્ધાઓના હૈયાં પણ આ અસવારના દર્શનથી સ્પંદન અનુભવતાં. તેઓ પોતાનાં શસ્ત્રાસ્ત્ર તૈયાર કરતા અને આવી રહેલી કપરી ઘડીની રાહ જોતા બેસતા.

જે રસ્તેથી કાળો અસવાર ઉતાવળો પસાર થતો, એ રસ્તા પરથી ખેતરોમાંથી ખેડૂતો ઉતાવળા ઉતાવળા ઘર ભણી ચાલ્યા આવતાં લોકો કંઈક અજબ–ગજબની નવાજૂનીની આશંકામાં ચોરે ને ચૌટે ટોળામાં એકઠાં મળતાં. ખેતી સૂની પડતી; ઢોરઢાંખર હરાયાં બનતાં.

કોઈ જુવાનનું અકાળ મોત થયું હોય અને બધા ડાહ્યા એકઠાં થઈને બેસે, એમ ચોરે ને ચૌટે ઠેર ઠેર આવાં દશ્યો જોવા મળતાં.

વેપારીઓ આફતના અવતાર સમા કાળા અસવારને જોતાં જ ટપોટપ દુકાનો બંધ કરી દેતા અને સોનું, રૂપું કે રોકડ લઈ જઈને ભોંમાં ભંડારી દેતા.

કાળા અસવારનો શીરીન નદીના જળમાં પડછાયો પડ્યો કે નૌકાના સ્વામીઓ ને નાવિકો બધું મૂકીને ગામ તરફ દોડી જતા.

કાળા અસવારને જોઈને આખા પ્રદેશમાં એક સન્નાટો પ્રસરી જતો.

મીનનગરીની શેરીઓ વચ્ચેથી કાળો અસવાર પસાર થઈ ગયો. સૌના જીવ તાળવે બંધાઈ ગયા.

લોકોને યમરાજનો આટલો ડર ન લાગતો, કારણ કે યમરાજ માંદાને, રોગીને, દમલેલને લઈ જતાં : પણ આ તો સાજાતાજાને અને જીવતાજાગતાને ઉપાડી જવાના આદેશ લઈને આવતો.

મધુર રવે ટહુકાર કરતાં પંખી જેમ બિલાડાને જોઈ ચૂપ થઈ જાય એમ, રાજમહેલના કર્મચારીઓ આ કાળા ઓછાયાને જોઈ ચૂપ થઈ ગયા હતા. કોઈ યંત્રકારે હાલતી-ચાલતી ફીકીઓવાળી પ્રતિમાએ ઘડી હોય એમ બધા સ્તબ્ધ ઊભા રહી ગયા હતા.

કાળા ઘોડા ઉપરથી કાળો અસવાર કૂદીને રાજમહેલના પગથિયાં પાસે નીચે ઊતર્યો.

ખૂબ કદાવર આ અસવાર દેખાતો હતો. અને વધુ પડછંદ દેખાવા માટે એણે કાળાં પગરખામાં ઊંચી એડી નાખી હતી : ને મસ્તક પરના ટોચ પર શુકનિયાળ પક્ષી હુમાનું કાળું પીછું ઘાલ્યું હતું.

અસવારને જોયો ને શકરાજનું મોં પડી ગયું. એને મહાત્માની વાણી યાદ આવી. શકરાજ કાળા અસવારના સ્વાગતે આગળ વધ્યા.

કાળો અસવાર ખૂબ દમામભેર પગથિયાં ચઢતો હતો. એના મસ્તકનો ટોપ ઊંચો હતો. એ જાણે આકાશની સત્તાને પણ પડકાર આપતો હતો. એના પગની એડી જાણે પૃથ્વીને દબાવતી હતી.

શકરાજની પાછળ મહાત્મા નકલંક ચાલ્યા. પણ એમના પગલામાં સ્વસ્થતા હતી; આગામી ભયની ધ્રૂજારી નહોતી, ભયને નાથવાની તૈયારી હતી.

આગળ ચાલતા બાળકને પાછળ ચાલતા પિતાનો પડછાયો રક્ષે એમ શકરાજની પાછળ મહાત્મા શાંતિની છાયા ઢાળતા ચાલતા હતા.

કાળા અસવારે શકરાજ પાસે આવી નમન કર્યું; અને ‘ શક શહેનશાહની જય ’ બોલી પોતાના લાંબા કાળા ઝભ્ભામાં હાથ નાખ્યો.

શકરાજના પગ અંદેશામાં ધ્રૂજી રહ્યા. શક શહેનશાહના કઠોર શાસનથી સહુ સુપરિચિત હતા. એ શાસનમાં ગુનેગાર તરફ કે શંકિત માણસ તરફ જરાય દયા–માયા દાખવવામાં આવતી નહિ.

અસવારે ઝભ્ભામાંથી એક કાળો વસ્ત્રલેખ કાઢયો, એમાં રૂપેરી અક્ષરે કોઈ સંદેશ લખાયેલો હતો.

કાળાદૂતે એ લેખને પૃથ્વી પર ફેંકયો અને તરત જ કમર પરથી એક કટારી કાઢી તેના પર ઘા કર્યો.

લેખસંદેશને બરાબર મધ્યમાંથી વીંધીને કટારી અડધોઅડધ જમીનમાં ઊતરી ગઈ.

શકરાજે જોયું કે કાળા દૂતની કમર પર કટારીની હાર–માળા બાંધેલી હતી. દરેક કટારી પ્રત્યેક સંદેશાનું પ્રતિનિધિત્વ કરતી હતી. અરે ! ન જાણે આજ કોના કોના પર તવાઈ ઊતરવાની હશે !

કાળો અસવાર કટારીથી લેખસંદેશને વીંધીને સ્વસ્થ ઊભો રહ્યો. નિયમ પ્રમાણે શકરાજે સંદેશો ગ્રહણ કરીને જવાબ આપવાનો હતો.

સામાન્ય માણસ જેમ કાળા સર્પને પકડવા જતા ધ્રૂજે, એમ શકરાજ સંદેશ ગ્રહણ કરતાં ધ્રૂજી રહ્યા.

આ વખતે મહાત્મા આગળ વધ્યા; એમણે કટારી સાથે લેખસંદેશ ખેંચ્યો ને વાંચવા માંડચો. લેખસંદેશમાં લખ્યું હતું કે:–

'શક શહેનશાહ મીનનગરના શકશાહીને અને તેના પડખિયા ૯૫ ખંડિયા શકશાહીઓને માટે આ હીરાકટારી ભેટ મોકલે છે. સંજીવની રોપની માગણી, ભારતથી મહાત્માનું આગમન, એ મહાત્મા દ્વારા મંત્ર–તંત્રની સિદ્ધિ, ધનુર્ધરોની કેળવણી, નવા પ્રાસાદનું બાંધકામ, વગેરે અનેક બાબતો તમારા ગુનાઓની કાળી કિતાબમાં ઉલ્લેખ પામી ચૂકી છે.

તમારી પ્રજા તરફ શહેનશાહને પૂરો ભરોસો છે. અમલદારો તો જેની સત્તા હોય એની પાછળ પાછળ ચાલનારા હોય છે, માટે કોઈ પણ અવસ્થા કે અવિશ્વાસના ખરા ગુનેગાર શાહીઓ જ છે. તેઓએ એકત્ર મળીને શહેનશાહ સામે બંડ જગવવાનું કાવતરું કર્યું છે. શક શહેનશાહનું ફરમાન છે, કે આ કટારી અને આ સંદેશ-પત્ર મળતાં તેઓએ પોતાનું મસ્તક કાપીને શક દરબારમાં ટૂંક સમયમાં પેશ કરવું.

'આ હુકમના પાલનમાં લેશ પણ બેદરકારી બતાવતામાં આવશે, તો વંશવારસો સાથે શકશાહીઓનો નાશ કરવામાં આવશે, સારું, તે તમારું.'

શકરાજ લેખસંદેશ સાંભળી રહ્યા. તેઓ તરત કંઈ જવાબ આપી ન શક્યા.

કાળા અસવારે વાદળની ધીમી ગર્જના જેવા કંપતા સ્વરે કહ્યું: 'જવાબ ? જવાબમાં કંઈ કહેવાનું ન હોય તો ત્રીજા દિવસે હું બધાં મસ્તકો લેતો લેતો પાછો ફરીશ.'

'અમારું મસ્તક પણ એ જ દિવસે હાજર હશે.' શકશાહીએ મહામહેનતને કહ્યું: એ આ કાળા અસવારને નજરથી જલદી દૂર કરવા માગતા હતા.

'બહુ સારું, વિદાય લઉં.' કાળા અસવારે પૂંઠ ફેરવતા કહ્યું. એની પાસે બીજા પંચાણું શાહીઓ માટે સંદેશા અને કટારીઓ હતી. એ ધબધબ કરતો પગથિયાં ઊતરી ગયો, અને તરત છલાંગ મારીને અશ્વ પર સવાર થયો. ફરીવાર કોઈ કાળો નાગ શેરીઓ ચાતરતો ચાલ્યો જાય, એમ એ શેરીઓ અને ધોરી માર્ગ વીંધતો ચાલ્યો ગયો.

# ૪૬

## જિંદગી હારવા માટે નથી

આખા ગામમાં સોપો પડી ગયો. લોકો ઘર બંધ કરીને બેસી ગયા. કર્મચારીઓ અને સેનાપતિઓ દૂર દૂર ખસી ગયા. સ્નેહી સ્વજનો પણ ખૂણેખાંચરે ભરાવા લાગ્યા.

શક શહેનશાહે જેને સજા કરી હતી. એ શકરાજ એકલો પડચો; એકલવાયો થઈ ગયો.

એણે ચારે તરફ નજર કરી. પોતાનું કહી શકાય તેવું કોઈ ત્યાં નહોતું. જેમ આખો સંસાર માણસને છોડી દે, પણ એનો પડછાયો એને ન છોડે એમ મહાત્મા નકલંક એની પાછળ શાંતિથી ઊભા હતા.

શકરાજે એમના તરફ જોતાં કહ્યું: ' મહાત્માજી ! કઈ પળે મને સંજીવની રોપ મંગાવવાની કુમતિ સૂઝી ! અરે, દીર્ઘાયુષી તો થવાયું નહિ અને ઊલટું કમોતે મરવાનું આવ્યું.'

' શકરાજ ! જે થાય તે સારા માટે જ સમજો. વિપત્તિમાં જ માણસનું હીર પરખાય છે. શહેનશાહની સંદેશકટારી શું તમારા જીવનસુવર્ણને માટીમાં મેળવી દેશે ? ' મહાત્માએ કહ્યું.

'સ્વામીના હુકમને તાબે થવું અનિવાર્ય છે.' શક-રાજે કહ્યું.

'અરે ! પણ સ્વામી કેવો ? વાત વાતનો વહેમી અને હુકમ પણ કેવો ? સાવ અન્યાયી !'

'સત્તા આગળ શાણપણ નકામું છે.' શકરાજે કહ્યું.'

'ખોટી વાત છે. શાણપણ પાસે સત્તા નિરર્થક છે.'

'મહાત્માજી ! સત્તાને સહુ સર્વસ્વ માની બેઠા છે. ધર્મ તો સાવ કથીર બન્યો છે. ધર્મ–કર્મની વાતો ત્યાં સુધી જ ચાલી શકે છે, જ્યાં સુધી સત્તાનો સુસવાટો આવ્યો ન હોય. આપે જોયું નહિ ? યુવરાજ પણ મારાથી આઘો ખસી ગયો છે. મારા સેનાપતિઓ મને મોં દેખાડતા નથી. પ્રજાજનો તો જાણે મારું પ્રાણપંખેરું ઊડી ગયું એમ માની બેઠા છે. મને તો મરવા પહેલાં મોત આવી ગયું.' શકરાજે કહ્યું.

'ચિંતા ન કરો, રાજવી ! હું તમારી પડખે છું.' મહાત્માએ કહ્યું, 'હું સત્તાની સામે બાકરી બાંધનારો છું; બાજ પર ચકલીઓને ચલાવનાર છું. એકને એક લાખ સાથે બાથ ભિડાવનાર છું.'

'શું આપ મારી પડખે છો ?' શકરાજને ઉત્સાહ વ્યાપી ગયો, પણ બીજી પળે એ નિરુત્સાહમાં પલટાઈ ગયો. એણે કહ્યું ' આભ ફાટયું હોય ત્યાં થીગડું કેમ દેવાશે ?'

'દેવાશે, રાજન્ ! હિંમત ન હારો ! દૃઢ નિશ્ચય કરો ' મહા-ત્માએ આટલું બોલી પોતાનાં બંને નેત્રો શકરાજ પર સ્થિર કર્યાં. એ નેત્રોમાંથી કોઈ અદૃશ્ય જ્યોત નીકળી રહી હતી, જે શકરાજના હારેલા હૈયા પર ચેતન પાથરતી હતી.

'અરે ! આખો સંસાર પૂંઠ ફેરવી જાય, તોપણ મહાત્મા જેને પક્ષે છે, એની જીત છે ' કોઈ મીઠો રૂપેરી ઘંટડી જેવો અવાજ આવ્યો.

'કોણ છે એ ?'

'હું મઘા !' શકરાજથી શરમ રાખતી મઘા આજ ખુલ્લે મોંએ સામે આવીને ઊભી રહી,

'વાહ રે મઘા ! શું તને મોતનો ડર લાગતો નથી ?' શકરાજે આ યુવતી એને આજ સુધી નગણ્ય લાગી હતી; આજ એની ગણના થઈ રહી.

'જ્યાં મહાત્મા ત્યાં મઘા. મહાત્મા હોય ત્યાં મઘાને મોતનો પણ ડર નથી લાગતો મરવું તો એકવાર જ છે જો !' મઘા બોલી ને આગળ વધી. આજ સુધી એ કદી આમ શકરાજના સામે આવીને ઊભી રહી નહોતી.

'વાહ ! સાવ એકલવાયા બની બેઠેલા મારા જગતમાં છેવટે બે માણસની પણ વસ્તી છે ખરી !' શકરાજે કહ્યું. એમના મોં પરથી દીનતા સરી ગઈ. 'મરતાંય મીઠાશ લાગશે, કાં મઘા ?'

'કોને મરવાનું છે ? અરે ? અમે મહાત્મા નકલંકના શિષ્યો –શક ધનુર્ધરો–સ્વામી કાજે શર આપતાં પાછી પાની નહિ કરીએ આમ બોલતી બોલતી શક ધનુર્ધરોની એક પંક્તિ પાછળ આવીને ગોઠવાઈ ગઈ.

'ઓહ ! આટલા શૂરવીરો હજી મારા પડખે રહેવાની હિંમત ધરાવે છે ! તો શું મારે શહેનશાહની સાને થવું ? ના, ના, એ કરતાં મરવું બહેતર છે.' શકરાજે હુકમને અન્યાયી લેખવા છતાં હુકમ કરનાર તરફ પોતાની વફાદારી પ્રગટ કરી.

'મરવું પણ નહિ, મારવું પણ નહિ, માત્ર પોતાનો માર્ગ કરવો. શકરાજ ! સિંહ અને સત્પુરુષોને માટે તો અપાર ધરતી પડી છે. કૂવાના દેડકા ન બનો. ગગનવિહારી ગરુડરાજ થાઓ. આ દેશ છોડી દો. મારી સાથે ચાલો, હૈયું કટાર અને હાથ સાબૂત હશે તો આવાં સો રાજ્ય સર્જી શકશો !' મહાત્માએ સંક્ષેપમાં

ભાવિનો પંથ કહ્યો. એકએક શબ્દ વિધાતાના લેખ જેવો સમર્થ હતો

'મારે દેશત્યાગ કરવો? દેશત્યાગ એ જીવત્યાગ જેટલું જ કપરું કામ છે. આ માટીમાંથી દેહ સરજાયો છે; અને આ માટીમાં જ દફનાય; એ મારી અંતરની ઇચ્છા છે.'

'રાજન્! ક્યારેક અંતરની ઇચ્છાઓને દાબવી પડે છે. અવિચારી રાજાઓના અન્યાયથી દુભાયેલા તમે એકલા નથી; તમારી જેમ બીજા પણ છે.' મહાત્માએ શકરાજને સમજાવવા માંડ્યા. તેઓ તેમને સત્ય હકીકતથી વાકેફ કરવા માગતા હતા

'મારા જેવો બદનસીબ બીજો કોણ હોય?'

'મહાત્માજી પોતે!' મઘા વચ્ચે બોલી ઊઠી એનાથી રહેવાયું નહિ.

'શું મહાત્માજી મારા જેવા છે?' શકરાજને આશ્ચર્ય થયું: 'સંભવી ન શકે. પ્રેમના અવતાર, ડહાપણના દરિયા, વિદ્યાના સ્વામી મહાત્માના દુશ્મન કોણ હોય?'

'દુનિયામાં કશું અસંભવ નથી કામીને મન કશું પવિત્ર નથી. ગાંડા હાથીને મન દુનિયાનો સંત કે માટીની ટેકરી બંને સરખાં છે.' મહાત્માએ કહ્યું.

'ઓહ! તો શું આપને પણ જિગરના ઘા પડેલા છે?' શકરાજે કહ્યું.

'સંસાર તો સુખ–દુઃખનું સંમિશ્રણ છે. દુઃખ તો રહેવાનું જ છે, એને સુખરૂપે સમજવાની વૃત્તિ કેળવો એટલે એ કઠોર નહિ લાગે. કેટલાક ઘા છુપાવ્યા સારા છે. શકરાજ, એટલું જાણી લો કે તમારા કરતાંય ભયંકર અન્યાય પામેલો હું છું.' મહાત્માએ સ્પષ્ટ કર્યું.

'હજારોને ન્યાય કરનારા તમને અન્યાય ? અરે ! એ અન્યાય મિટાવવા મારાં રક્તમાંસ આપને અર્પણ છે. મારું તો જે થશે તે, પણ આપની યત્કિંચિત્ પણ સેવા કરી શકીશ તો મને મરતાં દુઃખ નહિ થાય.'

'ધન્યવાદ રાજન્ ! આજ હું સાધુવેશમાં નથી, પણ હું સાધુ છું. ચાલતાં ચાલતાંય પગ નીચે કીડી ચંપાઈ ન જાય તેની સંભાળ રાખનાર ધર્મનો ઉપાસક છું. વેરી તરફ પહેલું વહાલ, એ મારું ધર્મસૂત્ર છે. પણ પ્રસંગ એવો બન્યો છે, કે બધું પાણીમાં ! તમે મારી મદદ માગો, હું તમારી મદદ માગું, એવો ઘાટ થયો છે. વૈદ પોતે પોતાની દવા પોતે કરી શકતો નથી. એને અન્યનું અવલંબન લેવું પડે છે.' મહાત્માએ કહ્યું.

'તો શું કરવું ? મારી જીવનરક્ષા ને આપની ન્યાયરક્ષા માટે મારે શું કરવું ? આદેશ આપો.' શકરાજે પ્રશ્ન કર્યો.

'આ રાજ છોડી મારી સાથે ચાલો.'

'મારા પંચાણું શાહીઓનું શું ?'

'એ તો જ્યાં રામ ત્યાં અયોધ્યા.' મહાત્માએ કહ્યું.

'અરે, અમે પણ આ અન્યાયી શાસન છોડી દેવા માગીએ છીએ.' મહાત્માના શિષ્ય બનેલા શક ધનુર્ધરોએ કહ્યું.

'ઓહ ! માતૃભૂમિનો ત્યાગ ? અરે, અન્યાયીનો ત્યાગ ગમે છે; પણ જન્મભૂમિનો ત્યાગ ગમતો નથી. મરવું તો છે જ, શકપ્રજાને માટે હીરાકટારી સન્માનરૂપ છે.' શકરાજે કહ્યું. એને પોતાની માતૃભૂમિને છોડવા કરતાં મોત વિશેષ પસંદ હતું. આવા પ્રસંગે કોઈ શક પ્રજાજન હીરાકટારી ખાતાં લેશ પણ ન અચકાતો.

'શું દીવા પર જેમ પતંગ બળી મરે છે, એમ નિરર્થક પ્રાણ આપ વેડફી દેશો ? આ શક્તિ, આ સામર્થ્ય, આ ડહાપણ એમ જ રોળાઈ જવા દેવા માટે છે ?' મહાત્માએ ફરી નિરાશ શકરાજને ઉત્સાહિત કરવા માટે કહ્યું, ને આગળ બોલ્યા :

'રાજન્ ! વાદળ ઘેરાયાં છે. વીજળીઓ ચમકે છે. વાદળને વરસી જવા દો. વીજળીઓ ઝબકી જવા દો. જરા જાત સમાલીને આઘા ખસી જાઓ. ટૂંક સમયમાં જ આકાશ ચોખ્ખું થશે. સૂરજનાં અજવાળાં વેરાશે. સાચ–ખોટ પરખાઈ જશે. જિંદગી હારવા માટે નથી, દેહ વ્યર્થ ફગાવી દેવા માટે નથી.'

'શું આકાશ ચોખ્ખું થશે ખરું ?'

'અવશ્ય. સંસારનો કાયદો છે : જે મેલું થાય છે, તે ચોખ્ખું થાય છે. જે ચોખ્ખું થાય છે, તે મેલું થાય છે. આજે જ તૈયારી કરો. ચાલો, મારા દેશમાં. તમારા પરાક્રમના સૂર્યને ત્યાં ચમકાવો પછી જોજો કે શક શહેનશાહ આપોઆપ તમારું સન્માન કરશે. તમને અહીં આમંત્રશે.'

'મારો દેશ તજી દઉં ?' શકરાજનું મન માનતું નહોતું.

'દેશ શું ? આ સંજીવની ગ્રંથ તો કહે છે કે, કુળને માટે કુળનો ત્યાગ કરવો, જનપદ માટે ગામનો ત્યાગ કરવો : પણ પોતાના પ્રાણની રક્ષા માટે જરૂર પડે તો પૃથ્વીનો પણ ત્યાગ કરવો. વળી કહ્યું છે કે આપત્તિકાળ માટે ધનની રક્ષા કરવી. ધન વડે સ્ત્રી આદિની રક્ષા કરવી. પણ પોતાની તો ધન તથા સ્ત્રીથી રક્ષા કરવી' હે રાજન્ ! જીવતો નર ભદ્રા પામે. નીતિ કહે છે કે બળવાનથી પરાભવ પામેલા પુરુષે પરદેશમાં ચાલ્યા જવું ને પ્રાણની રક્ષા કરવી. કારણ કે પ્રાણ હશે તો બધું ગયેલું પાછું આવી મળશે.' મહાત્માએ સંજીવની રોપનાં કેટલાક સૂત્રો કહ્યાં.

'તો આપની સલાહ મુજબ મારે પ્રાણરક્ષા કરવી. અને તે માટે મારા દેશનો ત્યાગ કરવો ? શકરાજે ફરી પ્રશ્ન કર્યો.

'અવશ્ય, કહ્યું છે કે, આપત્તિ આવી પડતાં બુદ્ધિમાન માણસે ધીરજનો ત્યાગ ન કરવો. ધીરજથી માણસ વહી ગયેલાં પાણી વાળી લાવે છે. સમુદ્રમાં વહાણ ભાંગી જતાં વહાણવટીઓ સમુદ્રને

ભુજાબળથી તરવા મથે છે, એમ ને એમ મોત સ્વીકારતા નથી, જુલમ કરનાર કરે. એ ગુનેગાર જરૂર છે; પણ જુલમ સહન કરનાર એનાથી વધુ ગુનેગાર છે.' મહાત્માએ ફરી ફરી દેશત્યાગની વાતને મક્કમ કરવા માંડી.

'મારે દેશત્યાગ કરવો એમ જ આપ સલાહ આપો છો ?' શકરાજ કંઈ નિર્ણય કરી શકતા નહોતા.

' અવશ્ય અભિમાની કાર્યાકાર્યને નહિ જાણનાર, અવળે માર્ગે ચઢી ગયેલા પિતા કે ગુરુનો પણ ત્યાગ કરવામાં પાપ નથી; પછી સ્વામીની તો શી વાત ? ' મહાત્માએ કહ્યું.

' ઓહ ! દેશત્યાગ ! '

શકરાજ વળી વિચારમાં પડી ગયા.

મહાત્માએ કહ્યું : 'હે રાજન્, વીતતી દરેક પળ અસ્તિ–નાસ્તિ લઈને આવી રહી છે. તરત નિર્ણય થવો ઘટે. નહિ તો તળાવમાં રહેલાં ત્રણ માછલાંઓની ગતિ પામશો.

' મને એ કથા કહો. ' શકરાજે વિપત્તિનું ઓસડ વાર્તામાં દીઠું.

મહાત્માએ વાર્તા શરૂ કરી.

"એક જળાશય હતું. એમાં નાનાં–મોટાં અનેક માછલાં રહેતાં હતાં એમાં ત્રણ મત્સ્યો આગેવાન હતાં : એકનું નામ અગમચેતી હતું. બીજાનું નામ સમયસૂચક હતું. ત્રીજાનું નામ યદ્‌ભવિષ્ય હતું.

એકવાર સંધ્યાટાણે ત્યાંથી કેટલાક માછીમારો નીકળ્યા. તેઓએ આ જળાશય જોયું અને બોલ્યા :

' અરે ! આ પાણીનો ધરો તો આપણી નજરમાં પણ હજી

આવ્યો નથી ! કેટલાં માછલાં છે? અરે, અત્યારે તો રાત પડવા આવી છે. સવારે આવીને આપણે આ બધાંને લઈ જઈશું.'

માછીમારો આ વાત કરતા કરતા ચાલ્યા ગયા. સંધ્યાના સુંદર સમયે શીતળ પાણીમાં માછલાં રમતાં હતાં. તેઓને કાને આ વાત ન પડી : પણ પેલાં ત્રણ આગેવાનોએ આ સાંભળ્યું. આ વખતે અગમચેતી મત્સ્યે કહ્યું :

'અરે ! તમે પેલા માછીમારોની વાતો સાંભળી ? મને ડર લાગે છે. આપણું મોત આવ્યું સમજો. મેં ડાહ્યા માણસો પાસેથી સાંભળ્યું છે કે શત્રુ બળવાન હોય ને આપણે શક્તિમાન ન હોઈએ તો બીજે ચાલ્યા જવું અથવા બળવાન રાજનો આશ્રય લેવો. આ સિવાય બીજી ગતિ નથી. માટે પ્રભાત થાય ને પેલા માછીમારો આપણા મોતનો ગાળિયો લઈને આવી પહોંચે તે પહેલાં ક્યાંય ચાલ્યા જવું બહેતર છે'

આ સાંભળી સમયસૂચક નામનો મત્સ્ય બોલ્યો :

'સમય ઓળખતા શીખો, એવું ડાહ્યા પુરુષોનું વચન મેં સાંભળ્યું છે. ભાઈ અગમચેતીએ બરાબર કહ્યું છે. ભયને દૂરથી પિછાણવો જોઈએ. અને બળવાન શત્રુ હોય તો તેનાથી બચી જવું જોઈએ. કપટીઓ, નપુંસકો, કાગડાઓ, બાયલાઓ ને મૃગો પરદેશ જવાથી ડરનારા છે : અને તેઓ પોતાના દેશમાં મરણ પામે છે જે સર્વત્ર ગતિ કરી શકે એમ છે, તે દેશમાં રાગ રાખીને શા માટે નાશ પામે ? બાયલા લોકો જ "આ બાપનો કૂવો છે" એમ કહીને ખારું પાણી પીએ છે. માટે હું તમારી સાથે આવવા તૈયાર છું.'

આ સાંભળી યદ્ભવિષ્ય મત્સ્ય ખડખડાટ હસતો, આ બંનેની મશ્કરી કરતો બોલ્યો :

'તમે બંને કાયરો છો, વળી સ્વદેશની પ્રીતિ વગરના છો.

કોઈની ધમકીથી શું આપણે પ્યારા પિતૃદેશ ને વહાલી માતૃભૂમિથી દેશવટો લેવો ? અરે; મોત મોત શું કરો છો ? જો આયુષ્યબંધ પૂરા થયા હશે તો જ્યાં જશો ત્યાં આવીને મોત તમને પકડી લેશે. જુઓ. મેં ડાહ્યા માણસો પાસેથી સાંભળ્યું છે, કે ભલે અનાથ હોય, પણ દૈવથી સનાથ હોય તો તે બચે છે, એને ઊની આંચ પણ આવતી નથી. જે દૈવથી તરછોડાયેલું હોય. તે ગમે તેવું સનાથ હોય પણ નાશ પામે છે. વનમાં તજાયેલાં અનાથ બાળક જીવતાં જોવાયાં છે, ને ઘર-મહેલમાં સચવાયેલાં બાળક મૃત્યુ પામે છે. મને તો મારો પિતૃદેશ છોડવો ગમતો નથી. તમારે જવું હોય તો જાઓ.'

અગમચેતી બોલ્યું : 'પોતાની અને શત્રુની શક્તિ જાણ્યા વિના જે અવિચારી રીતે સામે થાય છે, તે અગ્નિમાં પતંગિયાની જેમ નાશ પામે છે. અસમર્થ પુરુષોનો કોપ પોતાનો જ નાશ કરે છે, જેમ અગ્નિ પર ચડાવેલું પાત્ર બહુ તપતાં પોતાની જાતને જ બાળી નાખે છે.'

યદ્‌ભવિષ્ય બોલ્યું : 'હું એવી વાણી પર વિશ્વાસ કરતું નથી. આ જ ભૂમિમાં હું તો રમીશ, જીવન આવે કે મૃત્યુ.'

આ પ્રમાણે વાત સાંભળી અગમચેતી અને સમયસૂચક બંને મત્સ્યો પોતાના પરિવાર સાથે એ જળાશય છોડી બીજા જળાશયમાં ચાલ્યાં ગયાં.

પ્રભાતે વહેલા વહેલા માછીમારો ત્યાં આવ્યા ને યદ્‌ભવિષ્યને ઢીમાંને, પકડીને લઈ ગયા, સાથે તમામ બાકી રહેલાં મત્સ્યોને પણ પકડતા ગયા અને જળાશય મત્સ્યવિહોણું બની ગયું.

મહાત્માએ વાત પૂરી કરી. એનો સાર કહેતાં કહ્યું: 'શકરાજ! અત્યારે તમારી સ્થિતિ પણ આ મત્સ્યોના જેવી છે. શું કરવું તેનો નિર્ણય તમારે કરવાનો રહે છે.'

એક તરફ કાળા અસવારની ધાક અને બીજી બાજુ મહાત્માની અગમચેતીની અને જીવ બચાવવા દેશનો ત્યાગ કરવાની વાત–એ વચ્ચે શકરાજ અને એના સાથીઓનું ચિત્ત ઝોલાં ખાઈ રહ્યું. શું કરવું એનો આખરી નિર્ણય કરવાનું કામ મુશ્કેલ હતું.

# ૪૭

## આખરી નિર્ણય

શુકરાજ પોતાના રાજપ્રાસાદની અટારીએ વિચારમગ્ન બનીને ખડા છે. સમય બહુ ઓછો છે, અને બહુ ભારે નિર્ણય લેવાનો છે. કાં તો મોત કાં જીવન; એનો ફેંસલો થવાની ઘડીઓ ગણાય છે. મહાત્મા નકલંક પણ સાથે છે.

શુકરાજ પોતાના અલકાપુરીસમા મનોહર મીનનગરને ધારી ધારીને નીરખી રહ્યા તે. એમની દૃષ્ટિ દૂર દૂર સુધી ફરી રહી છે એમનું અંતર વિચારી રહ્યું છે:

'કેવું સુંદર નગર! ઓહ, અંતરના સ્નેહ સાથે બંધાયેલી આ દુનિયા અંતરની સાથે જ છૂટે! આ રાજમાર્ગો, જ્યાં મારા પિતામહોએ પગલાં પાડ્યાં છે; આ દેવમંદિરો, જ્યાં એમણે અને અમે નિત્ય પ્રાર્થનાઓ કરી છે; આ ઉદ્યાનો, આ મહાલયો, જ્યાં તેઓ અને અમે અમારી ઊગતી વયમાં પ્રેયસીઓ સાથે ભમ્યા ફર્યા: અને આ સિંહાસન જ્યાંથી પ્રજાને અમારા પૂર્વજોએ અને અમે શીલ, સદાચાર ને સ્વદેશપ્રેમના પાઠ પઢાવ્યા છે; શું એ બધું છોડવાનું?'

શકરાજે ભારે હૈયે મહાત્માને કહ્યું :

'આપે અગમચેતીની સૂચક વાર્તાથી મને જે દોરવણી આપી છે, એ મિત્ર, ગુરુ અને હિતકામી વડીલ તરીકેની છે. પણ શું શહેનશાહના દિલમાં મારા ખુલાસાઓ કંઈ અજવાળું નહિ પાડે ? શું મારી ભૂતકાળની સુંદર કારકિર્દી પણ મારા પક્ષમાં નહિ બોલે ?'

મહાત્માએ જવાબમાં કહ્યું :

'શકરાજ ! આપણે સમાન સુખીદુઃખી છીએ. પોતાનો દેશ અને પોતાના પ્રિયજનોને છોડવાં એ કેટલીક વાર જીવને ખોળિયું છોડવા જેટલું કઠિન કામ કરે છે : પણ નિરુપાયે બધું કરવું પડે છે. મેં પણ એવું જ દુઃખ વેઠયું છે. મેં પણ સમજવા–સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ આખરે મને લાગ્યું કે કદાચ પૃથ્વીનો છેડો પ્રાપ્ત કરી શકાય, પણ રાજકારણી પુરુષોના મનનો છેડો કોઈથી જાણી શકાતો નથી. રાજકાજમાં એક વાર અવિશ્વાસ પેદા થઈ જાય, પછી સમજ માટેના તમામ પ્રયત્નો વિશેષ ગેરસમજના કારણ બને છે; અને આપણે વધુ ને વધુ નિર્બળ લેખાઈએ છીએ એ વધારામાં.'

'મેં તો મારી પ્રજા અને મારા શહેનશાહ–બંનેનું હિત કર્યું છે.' શકરાજે હૈયાવરાળ કાઢી.

મહાત્માએ કહ્યું : 'એ જ આપણી મુસીબતનું કારણ છે. રાજાનું હિત કરનારો લોકમાં દ્વેષપાત્ર થઈ પડે છે, અને દેશનું હિત કરનારાઓનો રાજાઓ ત્યાગ કરે છે. હાથી મદોન્મત્ત થાય તો વશ કરી શકાય છે, પણ રાજા મદોન્મત્ત થાય તો તેને વશ કરતા ઘણું ગુમાવવું પડે છે. સૂકા ભેગું ઘણું લીલું બાળવું પડે છે.'

'અરે ! શહેનશાહના દરબારમાં તો હું એમનો મિત્ર લેખાતો હતો.' શકરાજનો લાગણીતંતુ હજી શાંત થયો ન હતો.

'રાજન્ ! સ્વદેશત્યાગનો વિચાર કરતાં જે વેદના તમે અનુભવો છો, એવી હું પણ અનુભવી ચૂકેલો છું. બધા રાજાઓની હું વાત

કરતો નથી, પણ કેટલાક રાજાઓ વિષે તો હું માનું છું અગર કાગડામાં પવિત્રતા સંભવે, સર્પમાં ક્ષમા સંભવે, મદ્ય પીનારામાં તત્ત્વવિચાર સંભવે, તો રાજામાં મિત્રતા સંભવે. રાજા કોઈનો મિત્ર નથી. એ મિત્ર ન હોય તો શત્રુ જરૂર છે: પણ શત્રુ ન હોય ત્યારે મિત્ર હોવાનો સંભવ નથી.' મહાત્મા શકરાજને સ્વદેશ-ત્યાગ માટે તૈયાર કરી રહ્યા હતા.

'આખા જીવનમાં આ દેશમાંથી થોડા સમય માટે પણ હું પરદેશમાં ગયો નથી, હવે એ કેમ શકય બનશે? મહાત્માજી! શહેનશાહની આ છરીને મારા મસ્તકની ભેટ ચઢાવી લેવા દો. મારા વારસો સુખે રાજ ભોગવશે.' શકરાજે કહ્યું.

'અરે રાજન્! પોતાના હાથે પોતાનું મસ્તક ઉતારી દેવા જેટલા શૂરવીર હોવા છતાં, આટલા બધા નાસીપાસ કેમ થાવ છો? શું સિંહ પોતાના જંગલમાં જ સત્તા જમાવી શકે? બીજા જંગલમાં એ સંચરી ન શકે? રે! દાઢ, નખ ને પૂછનાં આયુધવાળો પરાક્રમી સિંહ તો જે વનમાં જાય ત્યાં એને માટે સ્વદેશ સરજે છે. ધીર, સમર્થ ને બુદ્ધિશાળીને સ્વદેશ કેવો ને વિદેશ કેવો? એ તો જે દેશમાં વાસ કરે, તે દેશ પર પોતાના બાહુબળથી વિજય મેળવે છે.'

મહાત્માએ શકરાજને બરાબર પાનો ચઢાવ્યો. એમને એક પંથ અને દો કાજ જેવું હતું.

શકરાજ બોલ્યા: 'હું મારા શાહીઓનો સ્વતંત્ર મત જાણવા માગું છું. એમની પાસેથી આજે નિર્ણય લઈશ કે દેશત્યાગ કાં પ્રાણત્યાગ, એમાંથી શું પસંદ કરવા યોગ્ય છે?'

શાહીઓ અને ધનુર્ધરો મહાત્માની વાણી સાંભળી રહ્યા હતા. તેઓએ ખૂબ ઊંચા અવાજે કહ્યું:

'અમે યદ્દભવિષ્ય મત્સ્યની જેમ બાપાના કૂવામાં બૂડી મરવા માગતા નથી. પરદેશ જઈને પરાક્રમ પ્રસારીશું. આપણને માર્ગ-દર્શક તરીકે મહાત્મા જેવા મહાપુરુષ મળ્યા છે. શા માટે હાથે કરીને જીવ કાઢી નાખવો ? દેશ તો હજીય ફરી ફરી મળશે, પણ ગયેલો પ્રાણ ફરી ફરી નહિ મળે.'

'શાબાશ, મારા વીરો ! તમે સાથે હશો તો આપણે સ્વર્ગ પણ જીતી લઈશું.' શકરાજ ઉત્સાહમાં આવી ગયા.

'મહાનુભાવો ! મારી એક વાત સાંભળી લો. હું તમને હંમેશને માટે પરદેશમાં ઘસડી જવા માગતો નથી. એ તો ગાયથી વાછડું છોડાવવા જેવી વાત છે. અને મારું શાસ્ત્ર તો વળી એમ પણ કહે છે, કે કોઈ પણ જીવ કોઈનો પણ નિતાંત વેરી કે નિતાંત મિત્ર નથી, પરિસ્થિતિ મિત્ર યા શત્રુ બનાવે છે ને પરિસ્થિતિ પલટાતાં બધું પલટાઈ જાય છે. યાદ રાખો કે આજે તમારું મસ્તક માગનાર એ જ શહેનશાહ એકવાર તમને સ્વદેશ પાછા ફરવાનું માનભર્યું નિમંત્રણ પાઠવશે સત્ય કદી પણ છૂપું રહેતું નથી !'

'અમે મહાત્માજી કહે ત્યારે ને કહે ત્યાં પ્રસ્થાન કરવા તૈયાર છીએ. એ અમારા મિત્ર, ગુરુ ને વડીલ છે.' બધેથી એક-સરખો અવાજ આવ્યો.

મહાત્માએ કહ્યું : 'હું તો અહીં તમને નિમંત્રણ આપવા જ આવ્યો હતો. સમય વગર સારું કામ પણ વણસી જાય, એ રીતે યોગ્ય તકની રાહ જોતો હતો. મારું તમને ભારત આવવાનું આમંત્રણ છે. બાકી તો મિત્ર અને શત્રુની બાબતમાં એક નીતિ-વાકય યાદ રાખજો કે ઘણીવાર માણસ શત્રુ દ્વારા રક્ષાય છે ને મિત્ર દ્વારા માર ખાય છે. મારા માટે તો મિત્ર કે શત્રુનો કોઈ સવાલ નથી, પણ અનુભવ કહું તો મારા મિત્રે મારા શત્રુની

ગરજ સારી છે: ને જે શત્રુ જેવા લેખાય તેઓએ મિત્રનું કામ કર્યું છે. ભારત આવવાનું તમને મારું નિમંત્રણ છે.'

'અમે તૈયાર છીએ, આપની આજ્ઞાની જ વાર સમજો !' બધા એક સાથે બોલી ઊઠ્યા.

'હું પણ તૈયાર છું.' મઘા બોલી ઊઠી. એ અત્યાર સુધી ચૂપ બેઠી હતી.

'મઘા ! મઘા ! તારું ભાવિ અહીં રહેવાનું છે.' મહાત્માએ તેના તરફ સ્નેહભરી નજર નાખતાં કહ્યું.

'કાં ? હું પણ મહાત્માનું વાછરડું છે, ગાય ત્યાં વાછરડું !'

'મઘા ! મોતનું ફરમાન લઈ આવનાર પુરુષને તેં ઓળખ્યો ?' મહાત્માએ કહ્યું.

'એને ક્યાંથી ઓળખું ? શહેનશાહના દરબારમાં હું કદી ગઈ નથી.' મઘા બોલી, 'શકરાજનાં ન્યાય અને પ્રેમ એવાં હતાં કે અમે શક શહેનશાહને પણ ભૂલી ગયાં હતાં.'

'મઘા ! સંદેશવાહકને જરા પણ ન પિછાન્યો ?' મહાત્માએ ફરી પૂછ્યું.

'ના લેશ પણ નહિ. એને પિછાનવાની મને દરકાર પણ શા માટે ?'

'ખૈરૂતની દરકાર તો ખરી ને ?'

'જરૂર. મને એ ગમે છે, છતાં એની ઓશિયાળી હું નથી. એ ભલે ત્યાં દરબારમાં રહ્યો. હું તો તમારી સાથે જ આવીશ, અને શકરાજની મારાથી બનશે તે સેવા બજાવીશ.'

'શકરાજની સેવા બજાવવા તારે અહીં જ રહેવાનું છે.' મહાત્માએ નવી જ વાત કરી.

'શકરાજ ત્યાં અને એમની સેવા અહીં ? ન બને. હું તો ઘડીભર પણ અહીં રહેવા માગતી નથી. ખૈરૂત આવી પહોંચશે એને ગરજ હશે તો...' મઘા બોલી.

'ખૈરૂત અહીં આવી ગયો. આપણને મળી પણ ગયો.'

'શું કહો છો ? ક્યારે આવ્યો ?' મઘા બોલી. બીજા બધા પણ તેના સૂરમાં સૂર પુરાવી રહ્યા.

'કાળા અસવારને નીરખ્યો હતો ને ?'

'હા.'

'એ જ ખૈરૂત હતો.' મહાત્મા કોઈ રહસ્યનો ઘટસ્ફોટ કરતા હોય એમ ધડાકો કર્યો.

'હોઈ ન શકે, બની ન શકે. અમારે પણ આપના જેવી જ આંખો છે, ને આપની જેમ અમે જોઈએ છીએ.' બધા એકસાથે બોલી ઊઠ્યા. કેટલાક આ ઢંગધડા વગરની વાતથી અકળાઈ ઊઠ્યા હતા. માત્ર શકરાજ શાંત હતાં.

'સંસારમાં ન બનવા જેવું ઘણું બને છે, બનવા જેવું ઘણું બનતું નથી. રાજનીતિ રૂપવતી વેશ્યા જેવી છે : એ ક્યારે, કોને, કેવી રીતે વશ કરી લેશે, એ કહેવાય નહિ. ખૈરૂતે શહેનશાહની ચાકરી નોંધાવી છે.'

'એનો વાંધો નથી, પણ શકરાજના વિરોધમાં ?' મઘા બોલી. એનો પતિ આવો બેવફા નીવડે એ વાત એ જાજરમાન સ્ત્રી સહી શકતી નહોતી.

'હા, પેલા સિંહ અને ઊંટની વાત જેવું બન્યું છે. ઊંટને વગર તલવારે હલાલ કરી નાખ્યો, એમ ખૈરૂતનું થયું. એ બિચારો ફસાઈ ગયો છે.'

'તો મહારાજ ! ખૈરૂતનો આજથી ત્યાગ. એના પુત્રનો પણ આજથી ત્યાગ. એની સેજ આજથી મારે માટે અસ્પૃશ્ય ! એવા પુરુષનો માળો હું ન બાંધું.' મઘા ઉશ્કેરાઈ ગઈ હતી. એણે ગુલ્મ તરફ પણ એક ક્રોધભરી નજર નાખી, જાણે ખૈરૂતના પાપની એ પ્રતિમૂર્તિ ન હોય !

'મઘા ! લાગણીવશ ન થા. પરિસ્થિતિને બરાબર તપાસતી રહે અને સમજતી રહે. અને જે કર્તવ્ય પ્રાપ્ત થયું હોય તે બરાબર બજાવ !'

'કર્તવ્ય જરૂર બજાવીશ, પણ આજથી મારે અને ઔરૂતને છૂટાછેડા !'

'મઘા ! ટૂંકામાં વાત સમજ. ઔરૂત બધે સંદેશા આપતો આપતો આખરે અહીં જવાબ લેવા આવશે. અહીંથી એ ફરી મસ્તક લેવા ઉપડશે. તારે થોડા દહાડા એને અહીં રોકી લેવાનો. અમે સરહદ પર પહોંચી જઈએ પછી તું અને ઔરૂત છૂટાં.'

ઔરૂતને ગમે તે રીતે અહીં રોકી લઉં, એમ જ ને ? એને રોકી લઉં કાં ? ઠગવિદ્યાથી, ચાતુરીથી, પ્રેમવિદ્યાથી, મોહવિદ્યાથી, અને એમ ને એમ ન રોકાય તો છેવટે આ હીરાકટારીથી પણ કાં ?' મઘા ઉશ્કેરાયલી હતી. એણે ઔરૂતને રોકી રાખવાનું કર્તવ્ય સ્વીકારી લીધું.

'ગોળથી કામ સરતું હોય ત્યાં ઝેર ન વાપરવું.' મહાત્માએ કહ્યું.

'અહીં તો ઝેરનું જ કામ છે, છતાં તમારી આજ્ઞા મને માન્ય છે. માત્ર એની સેજ માટેની માગણી નહિ સ્વીકારું, રે ! એના દેહની ગંધ પણ હવે મારે માટે દુઃસહ છે. મેં કેવો ધાર્યો હતો ને કેવો નીકળ્યો !'

'બસ મઘા ! બહુ ગરમ ન થતી. અમારી સલામતી તારી શાન્તિ પર અવલંબે છે. ચાલો, સહુ તૈયાર થાઓ. આજની રાત પૂરી થાય તે પહેલાં આપણે ચૂપચાપ શીરીન નદી ઓળંગી જવાની છે.'

પછી શક વીરોને ઉદ્દેશીને મહાત્માએ કહ્યું : 'શક વીરો ! જેમને હજીય ઘરનો અને વતનનો મોહ હોય એ ઘેર રહેજો. ખંડિયામાં ખાપણ હોય એ જ સાથે ચાલજો.'

સહુએ આખરી નિર્ણય કરી લીધો હતો. એક પણ શકવીર ના ન બોલ્યો. સહુ ઝડપી તૈયારી માટે રવાના થયા.

મહાત્માએ લાગણીવશ બની મઘાને કહ્યું : 'મઘા, બરાબર સાવધ રહેજે! તારા પર જ અમારી સહુની સલામતીનો આધાર છે. આજે તો સૌથી મોટો કર્તવ્યભાર તારા ઉપર જ આવી પડ્યો છે.'

મઘાએ એનો જવાબ હસતાં આંસુથી વાળ્યો.

એક તરફ આત્મપ્રિય મહાત્માનો વિયોગ અને બીજી તરફ રાજાને બચાવવાનું કર્તવ્ય–એ બેમાં મઘાએ રાજાને બચાવવાના કર્તવ્યને પ્રથમ પસંદ કર્યું.

ઘેરાયેલા અંધકારમાં આશાના તારલિયા ચમકી રહે, એમ મઘાને એક વાતની પૂરી શાન્તિ હતી. મહાત્મા જે માટે અહીં આવ્યા હતા, પોતે જે માટે એમને અહીં લાવી હતી, એ કાર્ય કંઈક પૂરું થતું હતું.

# ૪૮

## ઔરતનું ભૂત!

આંખમાં આંસુ સાથે મધા મીનનગર તજીને જતા શકરાજને અને મહાત્માને નીરખી રહી. પંચાણુ શાહીઓ અને એમના સેવકો પણ આજે વતન તજી રહ્યા હતા. પાછળ શક ધનુર્ધરોનો કાફલો હતો, જે દેશપરદેશમાં ફરીને પોતાનું પરાક્રમ દેખાડવા ઈચ્છતા હતા.

જાદુગર સાદડી ફેલાવે અને સંકેલી લે એમ બધા બનાવો વીજળની ઝડપથી બની ગયા. મહા હર્ષની પાછળ મહા શોક હોય છે. એ મહાત્માના વાક્યને મધા વારંવાર યાદ કરી રહી. એ માનતી હતી કે, એનું આ સુંદર સ્વપ્ન કદી પૂરું નહિ થાય, પણ કેવું અણધાર્યું એ તૂટી પડ્યું!

ઓહ! થોડાક દિવસો, થોડાક મહિના, પણ કેટલા આનંદમાં વિત્યા! આજે જાણે એમ લાગે છે કે, મહાત્મા ગઈ કાલે જ અહીં આવ્યા, વાતો કરી ન કરી, બેઠા–ઉઠયા પણ પૂરું નહિ ને આજે જાણે ચાલી નીકળ્યા!

શું શું સંભારું? શું શું વિસારું?

મઘાની આંખમાંથી અશ્રુધારા વહી રહી : 'એક વાર તો એમ થાય છે કે દોડીને મહાત્મનો માર્ગ રોકી લઉં ! પણ, ના, ના, પ્રિયને કાજ પ્રાણનો ઉત્સંગ કરતાંય અચકાવું ન જોઈએ ! આજ પ્રિયનું પ્રિય થઇ રહ્યું છે ! ન રોકાય !' મઘા મનમાં ને મનમાં રડી રહી;-- 'માર્ગ તમારો સુખદ હો '

મહાત્મા નકલંક, શકરાજ અને પોતાના સ્નેહીઓ અને સ્વજનોના આખરી વિદાયની વસમી ઘડીનો પ્રસંગ મઘાથી ભૂલ્યો ભુલાતો ન હતો..

પોતે આખી રાત બહાવરાની જેમ પોતાના ઘેરથી રાજમહેલે ને રાજમહેલેથી પોતાના ઘેરે આંટા મારતી રહી.

મહાત્મા માટે પ્રવાસની તૈયારીઓ કરી દીધી. સુંદર અશ્વ શોધીને લઈ આવી, સુંદર સાજ એના પર ગોઠવ્યો. એના પર કીમતી ખડિયો નાખ્યો. એક તરફના ખાનામાં ખોરાકી ને બીજા ખાનામાં પોશાકી મૂકી

શકરાજનો અશ્વ પણ તૈયાર થઈ ગયો હતો.

ધનુર્ધરો પણ પોતાના અશ્વો તેયાર કરી આવી ગયા હતા. એમને નવીન દેશ ખેડવાના, નવા પરાક્રમ કરવાના અરમાન હતા. આ પહેલા પણ પોતાના અનેક શક મિત્રો ભારત ગયા હતા, પણ જે ગયા તે ગયા. ફરી પાછા આવ્યા નહોતા.

એ દેશમાં તેઓ એક અજબ રાહગીર સાથે સંચરતા હતા.

ભારતમાં રહેલા શકમિત્રોએ પોતાના સંગઠનથી ભારતની ભૂમિ પર રાજ ખડાં કર્યાં હતાં, નવા ધર્મને સ્વીકાર્યા હતા. પોતાની પ્રતિભાથી ને સંગઠનશક્તિથી ભારતનાં રાજ્યોને ધ્રૂજાવતા હતા. શક-સુંદરીઓએ પણ પોતાનું આગવું સ્થાન મેળવ્યું હતું દરેક દરબારમાં આવી સુંદરીઓનું સ્થાન રહેતું હતું. દરેક ભારતીય રાજા શકસુંદરીના સહવાસને અભિમાનનો વિષય લેખતો; અને પોતાના

આ પગલાને ચંદ્રગુપ્ત મૌર્યના ગ્રીકસુંદરી હેલનને પોતાની પાસે રાખવાના પગલા સાથે સરખાવવામાં ગૌરવ માનતો.

આ કૂચમાંથી સુંદરીઓને બાકાત રાખવામાં આવી હતી, કારણકે આ કૂચ એક રીતે વિજયપ્રસ્થાન કરતાં વધુ દેશનિકાલ જેવી હતી. પાછળ શહેનશાહનો ભય હતો. ઔરતની જેમ પોતાના જ માણસો શહેનશાહની નોકરીમાં સરી જઈ, પોતાને દગો કરે તેવો પણ સંભવ હતે. એટલે ચુનંદા માણસોની આ કૂચ હતી કૂચની આગેવાની મહાત્મા નકલંકની હતી.

મધરાતનો પહોર પૂરો થયો એટલે શીરીન નદીનાં જળમાં છબછબિયાં બોલ્યાં.

અશ્વો એક પછી એક પસાર થવા લાગ્યા.

વાતાવરણ ખૂબ જ ગંભીર હતું,

શ્વાસની ધમણ પણ જાણે થંભી ગઈ હતી.

શક રાજનો અશ્વ જ્યારે નદીમાં ઉતર્યો ત્યારે એમનું હૈયું ઘણું ભારે થઈ ગયું. એમનાથી સહસા પોતાના નગર તરફ જોવાઈ ગયું, એમની દૃષ્ટિ નગરના ઊંચા મિનારા ને બુરજો પર જડાઈ ગઈ.

થોડીવારે ઘોડાનું મુખ ફેરવીને એ નગર તરફ નીરખી રહ્યા, ને બોલ્યા. 'મહાત્માજી! વતનત્યાગ કરતાં શહેનશાહની કટારી સુખદ લાગે છે. હું પાછો ફરી જાઉં ? હું આ માટી, આ વૃક્ષ, આ નગર નહિ છોડી શકું. બુલબુલની કબર ગુલશનમાં જ શોભે.'

શકરાજના આ શબ્દો સાંભળી મહાત્માએ પોતાનો અશ્વ થંભાવી દીધો. એમણે કહ્યું :

'રાજન્ ! કર્તવ્ય સિંહનું ને મન શિયાળનું, આ કેમ ચાલશે ? આગળ ધર્યો પગ પાછળ કેમ ધરાશે ?'

'કોઈ કાર્યની સિદ્ધિ અર્થે સ્વદેશ છોડચો હોત તો મનમાં અરમાન રહેત. આ તો જીવ બચાવવા ભીરુ બનીને હું મારી ભોમકા

તજું છું. હીરાકટારી તો અમારું હીર છે.' શકરાજ ભારે અવાજે બોલ્યા.

'તમને વિધાતાએ જિંદગી બક્ષી એ ધૂળમાં મેળવવા માટે નથી. જરા શ્રદ્ધા રાખો, 'રાજન્!' મહાત્માએ પોતાના અશ્વને, શકરાજના અશ્વની સમીપ ખેંચ્યો. બંને અશ્વ એકબીજાને મોં અડકાડી સ્નેહ કરી રહ્યા.

મહાત્માએ એ દૃશ્ય તરફ શકરાજનું લક્ષ ખેંચતાં કહ્યું : 'શકરાજ! હું તમારો મિત્ર ખરો કે નહિ ?'

'કેવળ મિત્ર જ નહિ, વડીલ અને ગુરુ પણ ખરા. તમારા ઉપદેશોએ, તમારી ધનુર્વિદ્યાએ, તમારા ભદ્ર મંત્રોએ અમને તમારા સેવક પણ બનાવી દીધા છે.' શકરાજે કહ્યું.

'મિત્રને ખાતર માભોમ તજો કે નહિ ?'

'અવશ્ય'

'તો શહેનશાહની કટારીથી જીવ બચાવવા ખાતર નહિ, પણ મારી ખાતર તમે દેશ તજો છો, એમ સમજો. હું કોઈ મરજીવા-ઓને ખોજવા નીકળેલો પ્રવાસી આત્મા છું.' મહાત્માએ બધી સ્પષ્ટતા કરી દીધી.

'તમારે ખાતર તો તમે કહો તે છોડવા તૈયાર છું. પણ તમે તો એકે હજારાં જેવા છો. મારી જરૂર તમને કેવી ?' શકરાજે ખુલાસો માગ્યો.

'ગમે તેવી હોંશિયાર મા દીકરાના કાન વીંધી શકતી નથી, એ માટે તો બીજો જણ જોઈએ છે. ગમે તેવો કસબી પોતાની આંખનું કણું પોતે કાઢી શકતો નથી. મારી નિર્દોષ સાધ્વી બહેનને એક રાજાએ કેદ કરી છે'

'તમારી બહેનને કેદ કરી છે, એક ભારતીય રાજાએ ?'

'હા. એ રાજા વિજ્ઞાનીના જેવી શક્તિવાળો, મંત્રવાળો, વિદ્યાબળવાળો અને સત્તાવાળો છે. બધા એની ખુશામત જ કર્યા

કરે છે. પ્રજા, મંત્રી કે અન્ય કોઈ એની સામે ચૂંકારો કરવાની હિંમત કરતા નથી. કોઈ ભારતીય રાજા સાધ્વી સ્ત્રીને સ્પર્શવાની પણ ઇચ્છા ન કરે, અને તે પણ મારી બહેનને? એ કુરાજાએ કુકૃત્ય કર્યું છે. એની સત્તા એવી પ્રબળ છે, કે ભલભલા એની સામે ચૂંકારો કરી શકતા નથી. એ ધર્મ–કર્મનું ભાન ભૂલ્યો છે. આ ભાનભૂલ્યા રાજાની સાન મારે ઠેકાણે લાવવી છે. એટલા માટે જ, મેં મારો દેશ તજ્યો છે.' મહાત્માએ ભાવવાહી વાણીમાં કહ્યું.

શકરાજે કહ્યું : તમે દેશ તજ્યો, અમે પણ દેશ તજીએ છીએ. ચાલો, હવે તો આપણે સદાના સાથી બની ગયા. ચાલો બેલીઓ!'

ને શકરાજે પોતાના ઘોડાને એડી મારી.

મધરાતના જળમાં તારાઓ પોતાના પ્રતિબિંબ નિહાળી રહ્યા હતા. એ તારક–છબીવાળા જળને આ સાહસિક નરપુંગવોનો બેડો જોતજોતામાં પાર કરી ગયો.

એ જાય! એ જાય! અંધકારમાં વિલીન થતી આકૃતિઓ નિહાળતી મઘા નદીકાંઠે થોડીવાર ઊભી રહી.

મઘાએ આકાશ સામે જોયું:' કેવડું મોટું આકાશ, પણ નથી સૂરજ કે ચંદ્ર! નાનકડા ગોળા જેવા એ બે વિના આવડું મોટું આભ પણ કેવું નિરાધાર લાગે છે!'

મઘાને આખો પ્રદેશ રાજા ને મહાત્મા વગર નિરાધાર લાગ્યો, વનવગડા જેવો લાગ્યો.

'રે સૂકી જીવનવાટ!
ઔરત! જોઉં તારી વાટ!'

પળવાર તો એ ઢીલી થઈ ગઈ. એને મોટામાં મોટો નેહ મહાત્માનો લાગ્યો હતો. એમાંય પેલી અર્પણભરી રાત પછી તો મહાત્મા એના જીવન–પ્રાણ બની ગયા હતા. એ વિચારી રહી :

' હાય રે મઘા! તું ભારતમાં જન્મી હોત તો? રે! આટ-આટલા શકો ત્યાં ગયા, એ સાથે તું પણ ગઈ હોત તો? રે! આ મહાત્મા રાજકુમાર હતા ત્યારે તેમને મળી હોત તો? તો

એમની હૃદયરાણી બની જાત ! તો એવી સંજીવની છાંટત કે મહાત્મા શકદેશ અને ભારત બંનેના સ્વામી બની જાત !

'શકરાજ ? કેટલો ઢીલો છે ? એ રાજા થવાને યોગ્ય જ નથી !

'ઔરત ? એ કેવો વિશ્વાસઘાતી છે ? મારા દેહને સ્પર્શવાને જ એ લાયક નથી. સ્ત્રી તો રત્નગર્ભા છે, હીરાની ખાણ છે. પણ આવા નિર્માલ્ય પુરુષોએ એને પાષાણગર્ભા બનાવી મૂકી છે, હીરાની ખાણને કોલસાની ખાણ બનાવી દીધી છે.

ઔરત અને શકરાજ કરતા વીરતા, ધીરતા ને બુદ્ધિમાં સો ગણા વધે મહાત્મા !

'મહાત્માની હાજરી મારા મનને કેટલી બધી આશાયેશ આપતી હતી ! પણ આજે એ આશાયેશ પણ ટળી.' મઘા જાણે નિરાધારતાની દુઃખદ લાગણી અનુભવી રહી.

મઘાએ પોતાના સોનેરી વાળને હાથમાં લીધા : થોડીવાર રમાડચા ને પછી કચકચાવીને અંબોડો બાંધ્યો. એણે વિશાળ વક્ષઃસ્થળ પરની કંચૂકી જોરથી બાંધી ને પગને જોરથી ધરતી પર પછાડચા.

એ સરિતાકિનારેથી પાછી ફરી.

એક યવનદાસી પાછળ ખડી હતી એ મઘાના મિજાજને પિછાણતી હતી. આવું ઉત્કૃષ્ટ રૂપ હમેશાં મિજાજી હોય છે, એનો એને અનુભવ હતો. મિજાજ જ એની મહત્તા હોય છે

મઘાને પોતાના ઘરને બદલે બીજી દિશામાં જતી જોઈને દાસીએ કહ્યુ, 'આપણું ઘર આ દિશામાં છે આપ બીજી દિશામાં જાઓ છો.'

મઘા જે દિશામાં ચાલતી હતી એ જ દિશામાં ચાલતી રહી અને બોલી: 'આયના ! એ ઘર હવે મારું ઘર નથી.'

'ક્યાં? ગુલ્મ પણ ત્યાં છે.'

'ગુલ્મ હવે મારો દીકરો નથી.'

'એમ કેમ?'

'તું બહુ નહિ સમજે. એ બધું મેં છોડી દીધું છે. હવે મારે નવા વરને વરવું છે.' મઘા સામાન્ય વાત બોલતી હોય તેમ બોલી.

'ઓહ? શું કહો છો તમે આ?' દાસી આયના આશ્ચર્યમાં ડૂબી ગઈ.

'હા. મેં નવા વર માટે રાજ્યમાંથી રજા પણ મેળવી લીધી છે, પેલો કાળો અસવાર અહીંથી ચાલ્યો જાય, એટલે મારો સ્વયંવર રચાશે.'

શકદ્વીપની સુંદરીઓને પતિના ત્યાગ માટે રાજ્યની મંજૂરીની અપેક્ષા રહેતી. એ પછી એનું નવો વર વરવાનું પગલું અયોગ્ય ન લેખાતું.

મઘા પોતાની દિશામાં આગળ વધી. દાસી એને અનુસરી રહી.

દિવસ ઊગ્યો, ને સૂરજ જરાક ઊંચે આવ્યો! મીનનગરમાં સ્મશાનની શાંતિ પ્રસરેલી હતી,* ત્યાં આ બધા સમાચાર મીનનગરમાં, પ્રભાતકાળનાં રવિકિરણની જેમ, બધે પ્રસરી વળ્યા. સહુના

---

* મ્લેચ્છ જાતિઓના આગમનનો તે સમયનો આછો ઇતિહાસ આવો છે.

હિંદુસ્તાનની ઉત્તરમા શક જાતિ, યુચિ (ઋષિક) જાતિ તથા તુષાર જાતિ રહેતી હતી. ઈ. સ પૂ. ૧૭૬ થી માંડીને તે જાતિઓમાં એકબીજાઓના હુમલાઓથી ભારે હલચલ મચી ગઈ: અને તે ત્રણે જાતિઓનાં ટોળાં એક પછી એક, હિંદુસ્તાન પર ઊતરી આવ્યાં.

ઈ.સ. પૂ. ૧૨૦–૧૧૫ માં શકોએ સિંધ પ્રાંત કબજે કર્યો, પછી તેઓ ધીમે ધીમે સૌરાષ્ટ્ર અને ઉજ્જૈન સુધી પહોચ્યા. તે વખતે તે લોકોમાં નહપાન અને ઉષવદાત નામના સરદારો મુખ્ય હતા. તેમના સિક્કા તે

આશ્ચર્યનો પાર ન રહ્યો.' કોઈક દિવસો જ આશ્ચર્યના સંભાર ઊગે છે, અને એક નહિ પણ અનેક આશ્ચર્યોમાં પ્રજાનાં ચિત્ત ગરકાવ થઈ જાય છે.

કાળા અસવારનાં વિનાશક પગલાં તો હજી તાજાં જ હતાં, ત્યાં શકરાજ બહાર ચાલ્યા ગયાના સમાચાર આવ્યા. અને એટલામાં તો અનેક દિવસથી પ્રજાના મન-ચિત્તનો કાબૂ લઈ લેનાર મહાત્માની અનુપસ્થિતિ પણ ચર્ચાનો વિષય બની.

રાજા જશે તો ગાદી ખાલી રહેવાની નથી, બીજો રાજા આવશે; પ્રજાને એમાં ખાસ રસ ન લાગ્યો. મહાત્મા પણ પરદેશી પંખી હતા, ગમે ત્યારે ઊડી જવાના હતા, એ દિવસ વહેલા ગયા એટલું જ! પણ મઘાય ગુમ હતી. એ તો નગરનો પ્રાણ હતી, નગરનો આનંદ હતી, નગરનું હૃદય હતી. એ પોતાના વતનનો અને નગરનો ત્યાગ કરીને ચાલી જાય એ કેમ પાલવે?

લોકોને મન તો આવી બધી વિચિત્ર ઘટનાઓમાં મઘાના ચાલ્યા જવાની ઘટના જ સર્વોપરિ બની રહી; અને લોકો એનો જ વિશેષ અફસોસ કરવા લાગ્યાં. એટલામાં સૌને ભારે આશાજનક ખબર મળ્યા કે મઘા શકરાજ અને મહાત્મા સાથે નથી ગઈ, પણ નગરમાં જ છે. ઔરતનો પત્તો નથી, અને મઘા હવે નવા વરને વરવાની છે; રાજ્ય તરફથી એણે એ માટે અનુજ્ઞા પણ મેળવી લીધી છે.

મીનનગરના જુવાનોમાં એક નવા ઉત્સાહનું મોજું પ્રસરી રહ્યું. જુવાનો ફરી પોતાના દેહની ટાપટીપમાં અને મઘા પાસે કેવી રીતે રજૂ થવું તેની વિચારણામાં પડી ગયા.

---

ભાગમાં મુખ્યત્વે મળી આવે છે નહપાન મહારાષ્ટ્ર અને કોંકણ સુધી ફરી વળ્યો હતો. શકો ધીમે ધીમે મથુરા સુધી પહોંચ્યા.

પંજાબમાં તે વખતે યવન (યૂનાની ગ્રીક) રાજ્યો હતા. શકોના આગમનથી અવાન્તર લાભ એ થયો કે એ રાજ્યો પણ શકોના સપાટામાં આવી ગયા. પછી આન્ધ્ર શ્રી ગૌતમીપુત્ર શાતકર્ણી પ્રબળ થયો. એણે શકોને હાંકયા.

કેટલાક લોકોએ મધાના ઘરની તપાસ કરી તો જણાયું કે એ ત્યાં નથી, માત્ર એનો પુત્ર ગુલ્મ છેઃ ને ઔરૂત તો દિવસોથી શહેનશાહના દરબારમાં સંદેશો લઈને ગયો તે ગયો, પાછો આવ્યો જ નથી. સંભવ છે, એને જાનહાનિ પહોંચી હોય! આ તો શહેન-શાહનો દરબાર છે!

બધા લોકો કાળા અસવારની રાહ જોવા લાગ્યા. જેના પગલે લોકો દીનહીન બની જતા. ખાવાનું છોડી દેતા, રમવાનું મૂકી દેતા, ને ભયંકર અનિષ્ટની કલ્પના કરતા, એના પુનરાગમનની લોકો પ્રતીક્ષા કરવા લાગ્યા.

ત્રીજે દિવસે કાળા અસવારના ઘોડાના ડાબલા ગાજ્યા. આખા ગામમાં 'એ આવ્યો! એ આવ્યો!' થઈ રહ્યું.

અસવાર સીધો રાજમહેલમાં ગયો, પણ રાજાજીની મુલાકાત ન થતાં, પાછો વળીને અતિથિગૃહમાં આવી ગયો. તરત જ એની પૂછપરછ શરૂ થઈ.

લોકો પૂછવા લાગ્યાઃ 'રે! તમે ક્યારે પાછા જશો?'

કાળો અસવાર લોકોને આટલી શાંતિથી પ્રશ્નો કરતા જોઈ આશ્ચર્ય પામ્યો. એ પૂછવા લાગ્યો 'મારા પાછા ફરવામાં તમને આટલી ઇંતેજારી કાં?'

લોકો કહેતાઃ તમારા ગયા પછી શકસુંદરી મધાનો સ્વયંવર થવાનો છે.'

'કઈ મધા?' અસવાર આશ્ચર્યથી પૂછતો.

'પેલી મહાત્માજીવાળી જ તો; બીજી કઈ?' લોકો જવાબ વાળતા,

'અરે, એ મધા તો પરણેલી છે ને!' અસવાર કહેતો.

'હા, હા, એ કથા તો સહુ જાણે છે, કાગડો દહીંથરું લઈ ગયો હતો.' લોક ઉત્સાહમાં આવીને વાત કરતા.

'એ તો ઔરૂત સાથે પરણી હતી ને!'

'હા. હા. ઔરૂત! એ બદામનો ઔરૂત! ક્યાં સોનાપરી જેવી મધા ને ક્યાં બાહુક જેવો ઔરૂત! ઔરૂત મરી ગયો ને બિચારી મધા એની બલામાંથી છૂટી.' લોકો નિરાંતે વાત કરતા.

અસવાર એકદમ ઊંચો–નીચો થઈ ગયો. એ બોલ્યો : 'કોણે કહ્યું કે ઔરૂત મરી ગયો?'

'અરે! જાતે મરી ગયો કહો કે કોઈકે મારી નાખ્યો કહો, બેય સરખું જ છે ને!'

'કોણે મારી નાખ્યો?' અસવારે પ્રશ્ન કર્યો.

'શક શહનશાહે'

'કંઈ કારણ?'

'કારણ આ દેશમાં ક્યાં શોધવા જવું પડે તેમ છે? કહે છે, કે શહેનશાહ કોઈ કારણસર આપણા શકરાજ પર કોપ્યા હતા. શકરાજે પોતાની સફાઈ માટે ઔરૂતને ત્યાં મોકલ્યો. સફાઈ કરતાં કંઈક વધારે પડતું બોલ્યો હશે. આખરે તો એ શકરાજનો વફાદાર સેવકને! ખોટું એનાથી સહન થયું નહિ હોય. શહેનશાહે ક્રોધમાં એનું માથું ધડથી જુદું કરી નાંખ્યું હશે.' લોકોએ વિસ્તારથી વાત કહી.

'અરે ભલા માણસો! ઔરૂત તો જીવે છે.' અસવારે ઊંચેથી કહ્યું.

'ક્યાં છે ઔરૂત?'

'અરે, આ રહ્યો. હું પોતે–જાતે–પંડે ઔરૂત!' અસવારે પોતાના તરફ આંગળી ચીંધતાં કહ્યું.

'અલ્યા! આ અસવાર ગાંડો લાગે છે!' એક જુવાને કહ્યું.

'સોનબાઈ જોઈને કોણ ન પલળે? એનેય મધાનું નામ સાંભળી મોંમાં પાણી આવ્યું હશે. અલ્યા! ઔરૂત તો શકરાજનો

સેવક. એ કંઈ શકરાજનું મસ્તક લેવા આવે ખરો ? કહેતા બી દીવાના ઔર સુનતા બી દીવાના ?' બીજાએ કહ્યું.

'ભાઈ ! સમય સમય બળવાન છે. મધા મારી પત્ની. ગુલ્મ મારો પુત્ર. મધા મારી છે. એના પર કોઈ દાવો ન કરી શકે.' બૈરૂતે કહ્યું,

'મધાને તેં જોઈ છે ? તારા જેવાને તો એ એની મોજડી ઉપાડવાય ન રાખે !' ત્રીજાએ કહ્યું.

આ બોલનારાઓને વારતા ઘણા લોકો બોલ્યા: 'અરે ! મૂળ વાત કરોને ! એ ક્યારે અહીંથી ઊપડે છે ?'

'રે ભલા લોકો ! હું જ બૈરૂત છું. તમારી સામે જ જીવતો-જાગતો ખડો છું.' અસવાર વળી વળીને બોલ્યો.

'તું બૈરૂત નથી. બૈરૂતનું ભૂત હઈશ ! બૈરૂત તો શકરાજનો સ્વામિભક્ત સેવક હતો, અને તું તો એમનું માથું માગવા આવ્યો છે. તું બૈરૂત ન હોય. અલબત્ત, તારા કાન એવા છે, તારું નાક એવું છે !' લોકો ચિડાઈને બોલ્યા, ને એની છેડછાડ કરવા લાગ્યા.

જે કાળા અસવારનો પડછાયો મુલક પર શેહ પાડતો, લોકોને ગમગીનીમાં નાખી દેતો, લોકોનાં હૈયાં ફફડાવતો એના પર લોક-માનસે આમ સહેલાઈથી વિજય મેળવ્યો. સહુ કહે: 'હવે એમાં ડરવું શું ? ક્યાં બે.વાર મરવાનું છે ?'

બૈરૂતે કહ્યું : 'હું મધાને મળવા માગું છું. શકરાજ મળ્યા નથી. ક્યાંય ચાલ્યા ગયા લાગે છે. વારુ, હું આજે ને આજે મધાને મળવા ચાહું છું. પછી ઊપડવા માગું છું. મારે માથે મોટું કામ છે, મોટી જવાબદારી છે.'

લોકો કહે: 'એમ હોય તો અમે મધાને પૂછી આવીએ.'

'હા. કહેજો એને કે તારો બૈરૂત તને મળવા માગે છે.'

'કહીશું કે બૈરૂતનું ભૂત તને મળવા માગે છે.'

'તમે બધા ભૂત છો એટલે તમને બધાને હું ભૂત લાગતો હઈશ. ભૂલશો નહિ કે હું તો શક શહેનશાહનો શકદ્વીપવર્તી અનુ-સાધક અધિકારી છું, અને તમે બધા શક શહેનશાહની પ્રજા છો.' અસવારે મિજાજમાં શેહ પાડવા કહ્યું.

'અમે એ કબૂલ કરીએ છીએ, પણ એક વાત કબૂલ કરતા નથી. તું બધું છે, પણ ઔરૂત નથી.'

'અરે ! તમે લોકો તો કેવા ભોળા છો ? જરા વેશ–બદલો કર્યો કે મૂળ માણસને જ ભૂલી ગયા ? હું ઔરૂત છું. કપરી કામગીરી અદા કરવા માટે મેં વેશ બદલ્યો હતો, પણ પેલા મહાત્માએ ઊંધું માર્યું ! શકરાજ તો મને પરખી ન શક્યા, પણ મહાત્માએ અને ઈશારામાં ઓળખી લીધો.' ઔરૂતે હૈયાવરાળ કાઢી.

લોકોએ એની જબાનથી જ એને પકડયો.

## ૪૯

# પતિપત્નીનો સ્વામીબદલો

શકપ્રદેશ આખો એક ઠંડા યુદ્ધનો ભોગ બની ગયો હતો.. આ યોજના મહાત્માની હતી અને એને કાર્યમાં પરિણત કરનાર સુંદરી મઘા હતી.

કાળો અસવાર ભારે વિમાસણમાં પડી ગયો. ઘડીક એ પોતાની જાતને શક શહેનશાહના શકદ્વીપના અનુશાસન અધિકારી તરીકે ઓળખાવતો, તો ઘડીકમાં પોતે જ ઔરૂત છે, એમ પ્રતિપાદન કરવા મથતો.

લોકો તો બંને રીતે એની ઠેકડી ઉડાડવા લાગ્યા હતા. લોકો કહેતા: 'રે ભૂત ! તું ભાગતો થા.'

એ કહેતો : 'અરે ! મારે મઘાને મળવું છે. એને ખબર આપો.'

લોકો કહેતા, 'શક શહેનશાહનો અનુચર થયો એટલે શું મઘાને દબાવવા માગે છે?'

કાળો અસવાર વળી ઢીલો પડી જતો. આ નવા જાગેલા પ્રકરણે એના તેજ–પ્રતાપને કોડીનો કરી નાખ્યો હતો. એણે જરા રોફ જમાવવા કહ્યું, 'શક શહેનશાહને ઓળખો છો ? ઊભા ને ઊભા ચીરીને મીઠું ભભરાવશે. આ કંઈ ઢીલો પોચો શકરાજ નથી !'

'અલ્યા, આ તો શક શહેનશાહના નામે એનો સ્વાર્થ સાધવા માગતો લાગે છે! અને આપણા શકરાજનું ભૂંડું બોલે છે. જરા એને ડાહ્યો બનાવો !' લોકો ઉશ્કેરાઈ ગયા.

પણ કાળો અસવાર વખત વર્તી ગયો, એણે કહ્યું : 'મારે મઘાને મળવું છે.'

'એક શરતે. પરણવાની વાત એની પાસે ન કરવી.'

'કાં ?'

'અમારા નગરનું એ બેનમૂન મોતી છે. એ રાજની વફાદાર સેવિકા છે, એ મહાત્માની શિષ્યા છે, અજબ વિદ્યા–શિલ્પ શીખેલી છે, એને કોઈ બહારનો પરણી જાય તો અમારું બધું સારું બહાર ચાલ્યું જાય '

'અરે ! પણ હું તો એને પરણેલો પતિ છું.'

'મારો દુષ્ટને ! વળી પાછી એની એ જ વાત !' લોકો ઉશ્કેરાયા.

'સારું. હું એને પરણવાની વાત નહિ કરું, મારી મુલાકાત તો કરાવશો ને ?'

'પુછાવીએ છીએ, હા પાડશે તો મળી શકાશે.'

થોડીવારમાં સંદેશવાહકો ગયા અને આવ્યા તેઓ સમાચાર લાવ્યા કે મઘાસુંદરી સ્વયંવરની વ્યવસ્થામા પડ્યાં છે, હમણાં નહિ મળી શકે

કાળો અસવાર મૂંઝાઈ ગયો.

એ મહેલમાં પાછો ફર્યો અને શહેનશાહના હુકમનો અમલ કરવા માટે શકરાજને શોધી રહ્યો એને બધી દાઝ શકરાજ પર કાઢવી હતી; એમનું માથું ઉતારી લેવું હતું, પણ કમનસીબી તો જુઓ : શકરાજ તો ન મળ્યા, બલ્કે એમનું માથું લેવાને બદલે પોતાનું માથું દેવાનો ઘાટ રચાઈ ગયો !

ત્યાં તો ગામમાં પડહ વાગતો સંભળાયો કે મઘા સુંદરી સ્વયંવર રચતાં પહેલાં 'સંજીવની રોપ' નામનું નાટક ખેલવાની છે. આ નાટ્યવિદ્યા એણે મહાત્મા પાસેથી હાંસલ કરી છે: અને સ્વયવર પછી આ નાટિકા કરતાં કરતાં દેશેદેશનો મઘાસુંદરી પ્રવાસ ખેડવાનાં છે.

આખા મીનનગરમાં મઘાની અને એના નાટકની જ ચર્ચા થઈ રહી. કેટલાક રાજકીય પ્રવાહો વાતાવરણમાં હતા, પણ જાણે એમાં કોઈને રસ રહ્યો નહિ યમરાજ કરતાં પણ ભયંકર લેખાતા કાળા અસવારનો પણ કોઈ ભાવ જ પૂછતું નહોતુ. માથું લઈ જાય કે ન લઈ જાય, એની તમા કોઈને રહી નહોતી.

જ્યાં જુઓ ત્યાં જોબનસુંદર મઘાના સૌંદર્યની અને મઘાના નાટકની બોલબાલા હતી. શકદ્વીપની મહાન સુંદરી તરીકે તેની ગણના થતી હતી.

કાળા અસવારે ખાનગી રીતે મઘાને મળવા પ્રયાસ કર્યો. એણે કહેરાવ્યું કે હું ભૈરૂત છું, જીવતો છું, અને તું આ શું કરે છે?

મઘાએ એટલી જ ખાનગી રીતે સંદેશો પાઠવ્યો કે 'તું ભૈરૂત હોય એમ હું માનતી નથી. અને હોય તો, તેં સ્વામી બદલ્યો છે. શહેનશાહની સેવામાં સોનાનો મહેલ મળે, એના કરતાં શકરાજની સેવાની ઝૂંપડી ઉત્તમ હતી. તેં સત્તાને સન્માની સ્નેહને ઠોકર મારી છે.'

કાળા અસવારે ફરીથી પોતાની ખાતરી કરાવવા પ્રયત્ન કર્યો. એણે કહ્યું : 'આપણો મોટો સ્વામી શહેનશાહ છે. એણે મને પ્રથમ તો ઘણો હેરાન કર્યો. તું બધી બાતમી જાણે છે ને કહેતો નથી, માટે હાથીને પગે કરીશ, એમ મને કહ્યું. મેં કહ્યું કે હું તો રાજનો વફાદાર સેવક છું. તો શહેનશાહે કહ્યું કે મારી સેવામાં રહી જા.

શકરાજનું મસ્તક મંગાવું છું, પછી એ રાજનો શાહી તને બનાવીશ. તારી પત્નીની ખ્યાતિ પણ સાંભળી છે. એને અહીં બોલાવી લઈશું. મેં શહેનશાહની સેવા સ્વીકારી. શકરાજનુ મસ્તક લઈ આવવાનું ફરમાન મને થયું. મેં જાણીજોઈને વેશપલટો કર્યો. હું ઔરત છું, એની ખબર પડી જાય તો કદાચ લોક મને હણી નાખે એ બીકે.'

મઘાએ કહેરાવ્યું: 'તું મફતનો ખાંડ ખાય છે. તને મહાત્માજીએ ઓળખી લીધો હતો. અને શહેનશાહ ગમે તેવો મોટો હોય તોય આપણે તો શકરાજનું લૂણ ખાધું છે. વિશ્વાસઘાતીની બધી વિદ્યા નિષ્ફળ: ગુરુનું એ વચન છે.'

કાળા અસ્વારે ફરી કાકલૂદિ કરી: 'તારા માટે ત્યાં શહેનશાહે સુંદર મહેલ રાખ્યો છે, દાસ–દાસીઓ રાખ્યાં છે. તું, હું અને ગુલ્મ–ત્રણે જણાં મોજ કરીશું. વસ્તુને વસ્તુની રીતે સમજ મોટાની સેવામાં મોટો લાભ હોય છે'

મઘા ઝટ પંજામાં આવે તેવી નહોતી એણે કહેવરાવ્યું, "ગમે તેવા મોટા દુન્યવી લાભ માટે માણસ માણસાઈ વેચતો નથી. સાચું દિલ વેચાતું નથી. બેવફા માણસનો હું સંગ કરતી નથી. તારાથી થયેલો ગુલ્મ તને પાછો. જેને સ્વાતિનું જળ જાણી મેં ઝીલ્યું, એ ફટકિયું મોતી નીકળ્યું. એટલે તારું તને મુબારક. હવે હું તો કોઈ મોતી પકવીશ નહિ. તને છોડચો; હવે જગતનો કોઈ પુરુષ મને ભાવશે નહિ. શકરાજ ને મહાત્માની સેવામાં–દેશ અને ધર્મની ભક્તિમાં–મારું બાકીનું જીવન પૂરું કરીશ. નાટચવિદ્યા મેં શીખી લીધી છે મારું ગુજરાન એનાથી ચલાવી લઈશ, પણ કોઈ કાળે તને નહિ સઘરું !'

કાળો અસવાર ઢીલો પડી ગયો; એણે કહેવરાવ્યું: 'હઠીલી મઘા ! કંઈક તો સમજ. તારો સ્વયંવર મારું સ્મશાન બનશે.'

મઘાએ કહેવરાવ્યું: 'મારી લીલી વાડી તેં વેરાન કરી છે. તેં કેટલું ખરાબ કર્યું છે, તે તને ભવિષ્યમાં સમજાશે. તેં

સ્વામી બદલ્યો. સ્વામી બદલવાનો જો તને હક છે, તો હું પણ શા માટે સ્વામી ન બદલું ? સ્ત્રી કે પુરુષ બન્નેને માટે મૂળભૂત સેવા–તત્ત્વ તો વફાદારી જ છે ને !'

કાળા અસવારની મનની બધી મહેચ્છાઓ ભાંગી પડી અને એનો નવા હોદ્દાનો મિજાજ ઠંડો પડી ગયો

શકરાજનું માથું લેવાની વાત તો અધૂરી જ રહી અને એ મઘાની ચિંતામાં પડી ગયો. સ્વામી તો ગમે તેવો મળે તોય ચાલે, સુંદરી આવી ક્યાંય મળવાની નહોતી ! પોતાને માટે મઘા એક હતી. મઘાને માટે સો ઔરત તૈયાર હતા.

છેવટે ઔરતે એકવાર જાત મુલાકાત માટે માગણી કરી; પણ મઘા તો ગજવેલની હતી એણે કહેવડાવ્યું, 'નાટક પછી બધી વાત.'

કાળો અસવાર એ દિવસની પ્રતિક્ષામા શહેનશાહની આજ્ઞાને વીસરી ગયો. નવરો બેસી રહ્યો. એને બીજી કામગીરીમાં રસ ન રહ્યો.

## ૫૮

## મઘાનું નાટક

આખરે ઇંતેજારીના દિવસોનો અંત આવ્યો. મીનનગરના કાંગરા પર સંધ્યા આથમવા લાગી ને રંગગૃહનાં દ્વાર ખૂલ્યાં.

લોકોએ જબરો ધસારો કર્યો. પગ મૂકવા જેટલીય ખાલી જગ્યા ન રહી. કાળો અસવાર પણ માન મૂકીને બધાની સાથે ત્યાં આવીને યોગ્ય સ્થળે ગોઠવાઈ ગયો મઘાનું અપૂર્વ સૌંદર્ય નગરનો નયનાનંદ અને હૃદયાનંદ હતું. એના સ્પર્શમાં તો સ્વર્ગ ઝાંખું લાગે તેમ હતું.

થોડીવારમાં પડદો ઊપડયો એક દૃશ્ય નજર સામે ખડું થયું. મીનનગરની રૂપાળી લતાકુંજમાં એક નવયૌવના ઘૂમે છે. જાણે વીજળીનો બીજો અવતાર છે; ફૂલવેલની બીજી પ્રતિકૃતિ છે. એના હાથમાં વનમાળા છે: ને કુંજેકુંજ ગાતી ફરે છે: ઓહ! શું સુંદર સ્ત્રી! શો અજબ દેહ! એ કહે છે:

'કયા વરને હું વરું?
'દિલ મારું છે ભર્યું ભર્યું!'

ત્યાં સામેના નેપથ્યમાંથી અજબ કાંકડો શકરાજનો નિમક-હલાલ નોકર આવે છે. એય અજબ રંગીલો જવાન છે. એ હાથમાં મોટી મોટી ફૂલમાળાઓ લઈને આવ્યો છે. એ બોલે છે:

'મઘા, જો આ વરને તું વરે,
'તો એ તારે ઘેર પાણી ભરે !'

મઘા થનક થનક નાચી રહી. એનાં રૂપાળાં અંગો રાત્રિ-દીપકોના પ્રકાશમાં ખૂબ મોહક લાગ્યાં.

વળી મઘા બોલી :

'મઘા એ વરને વરે,
'જે એનું કહ્યું કરે.'

જુવાનિયો કહે છે :

'આ વરને તું વરે,
'તો એ તારું કહ્યું કરે.'

'એમ ?' સુંદરી પગ ઉપાડે છે. પોતાની પાની જુવાનની સામે ધરે છે. જુવાનિયો પોતાના વાળથી એ પગની રજને સાફ કરે છે.

સુંદરી ફરી નૃત્ય કરે છે, અને ફુલવલયવાળો પોતાનો નાજુક હાથ લંબાવે છે.

જુવાનિયો એ હાથને હૈયે ચાંપે છે. સુંદરી પોતાના જુલ્ફાં વેરી નાખે છે.

જુવાનિયો જુલ્ફાંનો જૂડો બાંધે છે.

સુંદરીને ઠેસ વાગે છે !

જુવાનિયો દોડીને ઘાયલ ભાગને ચૂમી લે છે.

સુંદરી ખુશ ખુશ થઈ જાય છે; એના ઉપર વારી જાય છે. એ દોડીને જુવાનના કંઠે ઝૂલી રહે છે !

બંને જણાં ગાય છે.

'મયૂરી મયૂરને વરે !
'ચાંદની ચંદ્રને વરે !
'ઉરથી આનંદ ઝરે !
'નેત્રથી અમૃત ગરે !

'રે ! સુંદરી એવા વરને તું વરે !
'જે તારા થાકયા ચરણને ઉર ધરે !

એક પ્રવેશ પૂરો થયો. પ્રેક્ષકો ખૂબ આનંદમાં આવી ગયા. તાળીઓ પર તાળીઓ પડવા લાગી. ભાવ, ભાષા, ને ભંગી સાવ નવા હતાં. રે મઘા ! તું આટલી નૃત્યવિદ્યા ને નાટયવિદ્યામાં નિષ્ણાત કયારે બની ?

લોકો આશ્ચર્યમુગ્ધ હતા, ત્યાં દૃશ્ય પલટાયું. એ લતાકુંજ, એ સરિતાતીર એકદમ અદૃશ્ય થયાં ને નવું દૃશ્ય હાજર થયું.

મીનનગરનો રાજદરબાર,
સિંહાસને શકરાજ બેઠા છે.

શું એમનો રોફ ! શું એમનો દાબ ! દાઢીમૂછના કાતરા-હૂબહૂ જોઈ લો. વાત કરતાં ખભો ઉલાળવાની આદત, અને પ્રશ્ન કરીને સામાને દોઢી આંખે જોઈ રહેવાની ટેવ બરાબર શકરાજ જેવી જ. શકરાજ કહે છે,

'જાઓ કોઈ ભારતને દેશ
'ધરી ત્યાંના ધર્મનો વેશ,
'લાવો કોઈ સંજીવનીનો રોપ,
'લાવીને અહીં રોપો એ રોપ.'

મીંઢોળબંધો એક નવજુવાન ભર દરબારમાં ખડો થાય છે. એ મહારાજને મસ્તક નમાવી કહે છે :

'લાવું લાવું હું સંજીવની રોપ,
'નહિ તો આપું જિંદગીનો ભોગ.'

શકરાજ સિંહાસન પરથી ઊઠીને કહે છે :

'લાવે જો જિંદગીનો રોપ,
'રાજ આપું, પાટ આપું.
'છડી આપું, ચામર આપું.
'ચારે દિશાનું રાજ આપું.

'પણ ઝટ કરજે મારું કાજ.
'મરણથી મારે દૂર જાવું.
'મોતથી મારે અમર થાવું.'
પેલો નવજુવાનિયો ઉભો થઈને કહે છે.
'રાજ મારી મધા ને પાટ મારી મધા,
'ત્રણ લોકના રાજથીય વડેરી છે મધા.
'ઝટ જાઉં, સંજીવની રોપ લાવું,
'ન લાવું તો ઘેર પાછો ન આવું.'

જુવાનિયો નવેલી નારને મૂકીને ચાલવા તૈયાર થાય છે, ત્યા નાર વિરહની વ્યાકુળતા દાખવે છે. નાવલિયો નવેલીને ઝટ તેડાવી લેવાના વાયદા કરે છે, પણ નારી માનતી નથી. બંને સાથે વિદાય લે છે.

પડદો પડે છે. અનારની વાડીઓ અદૃશ્ય થાય છે. ને એને સ્થાને તાડવૃક્ષ ઊગી નીકળે છે!

પ્રેક્ષકો સમજી ગયા કે અત્યાર સુધીની ખેલની ભૂમિ શકદ્વીપ હતી: હવે ભારત દેશ આવ્યો.

સાગરનો વિશાળ કાંઠો છે. બે મોટી શિલાઓ પડી છે.

એક પર પુરુષ બેઠો છે, બીજી પર સ્ત્રી બેઠી છે, બંનેએ ભારતીય પોશાક સજ્યા છે. પુરુષ હતાશ છે. એ બોલે છે.

'સાગરમાં ઓટ છે સુંદરી!
'હૈયામાંય ખોટ છે સુંદરી!
'ન મળ્યો સંજીવનીનો રોપ!
'મારશે શાહ કરીને કોપ.'
સુંદરી કહે છે:
'નથી તારે હૈયે વિશ્રામ.
'નથી મારે દિલે આરામ,

'પેટમાં કંઈ વલોણું ફરે,
'જાણે ઘોડો ઘટમાં ચરે.'

પ્રાર્થના કરતાં હોય તેમ બંને આકાશ સામે જોઈ રહે છે; ત્યાં આકાશમાં ગડેડાટ થાય છે. મેઘ અથડાય છે. વીજળી વાદળને ઊભાં ને ઊભાં જ ચીરી નાખે છે. એમાંથી એક અસવાર ધસ્યો આવે છે!

પ્રેક્ષકો બૂમ પાડે છે:

'રે કાળો અસવાર આવ્યો! કાઢો એને!

પણ ના, ના. પ્રેક્ષકો પોતાની ભૂલ સમજે છે. એ પાછા બૂમ પાડે છે।

'આ તો ધોળો અસવાર।
'આ તો દેવાંશી અસવાર!
'જુવાનીનો જાણે નવો અવતાર!
'વાવંટોળમાં જાણે નવો પ્રાણ!'

એ અસવાર આવે છે. ઓહ! શું રવિસમું એનું તેજ! રે, ચંદ્રસુધાથી છલબલતું શું એનું ભાલ! હાથ જાણે વરદાનના, પગ જાણે ઇંદ્રના ઐરાવતના!

કરમાયેલા કમળ જેવા પેલાં નર અને નારી પર તેની નજર પડે છે; ને દેવાંશી અસવાર પોતાના નેત્રકિરણ બંને પર મૂકે છે.

'નથી અમૃત કોઈએ પીધાં,
'શાને અજંપા આ લીધા?
'સાચું અમૃત એ જ્ઞાન
'સાચું અમૃત જીવનનું ભાન.'

અને એ અસવાર એક પુસ્તક કાઢે છે. આકાશમાં એ ઉલાળે છે; એ અદ્ધર રહે છે પાણીમાં એ ડુબાડે છે; ઉપર એ તરે છે. બોલે છે,

'આ રહ્યો સંજીવનીનો રોપ,
'પાને પાને એને પુણ્ય–પ્રકાશ,
'શબ્દે શબ્દે એને સત્ય–પ્રકાશ,
'જીવનડહાપણનો એ છે ભંડાર,
'એના બળે તરી જવો સંસાર.'

થાકેલાં સ્ત્રી–પુરુષમાં ચેતન આવે છે. એ ઊભા થાય છે. દેવાંશી અસવારને સાથે લે છે, ને કહે છે।

'પધારો આપ અમારે દેશ.'

અસવાર કહે છે :

'સંતોને છે બધે સ્વદેશ.'

ને સાગરના તટ પર એક વહાણ તરતું આવે છે. ત્રણે જણાં એમાં બેસી જાય છે

. વહાણ ઉપડે છે, ત્યાં વાવંટોળ જાગે છે, પવન ફુંકાય છે, મોજા ઊછળે છે, અવાજ આવે છે :

'જાગ્યા છે આંધી ને વંટોળ,
'થોડીવારમાં કરશે બધું જળબંબોળ.'

સામો અવાજ આવે છે :

'અંતરમાં છે અદકાં આંધી ને વંટોળ,
'આ શું કરશે આપણને જળબંબોળ?'

ને જાણે મોજા મનાઈ ગયાં. રૂઠેલો દરિયો શાંત થઈ ગયો. સૌએ કિનારે પગ મૂકયા.

નગરમાં તોરણ બંધાય છે. પૃથ્વી પર કુમકુમ પગલીઓ પડે છે.

રાજકુમાર સોનાને દડે રમતો આવે છે. દડો એનો કૂવામાં પડે છે. પેલો અસવાર ધનુષ્ય–બાણ ગ્રહે છે ને દડો કાઢી આપે છે.

લોકો કહે છે : 'ઓહ અજબ અસવાર ને ગજબ એની વિદ્યા શીખવો અમને આપની એ વિદ્યા !'

અસવાર કહે છે.

'શીખવવા આવ્યો છું, શૂરવીરોને !
'શીખવીશ એવું કે ચકલી બાજથી લડે !
'શીખવીશ એવું કે બકરી વાઘથી લડે !
'શીખવીશ એવું કે ગરુડ સાપથી ડરે !
'આત્માને ખપ પડ્યો છે આત્માર્થીઓનો !
'બળવાન કુહારને ખપ પડ્યો છે હાથાનો,
'કારણ કે ઇંદ્રિયો વિનાનો આત્મા છું,
'આત્માને પરાક્રમ માટે ઇંદ્રિયોનો ખપ છે.
મર્ત્યને અમર્ત્યનો, નશ્વરને વિનશ્વરનો
ખપ પડ્યો છે આજે !'

એક પછી એક શક યોદ્ધાઓ પેલાં અસવારના પગમાં પડે છે પ્રેક્ષકો એકાએક બોલી ઊઠ્યા :

'અરે આ તો મહાત્મા નકલંક !
'અરે, એમના પગલે આપણી પૃથ્વી પર પોયણાં ઊગ્યાં !
'એમણે આંજ્યા અમૃતતાનાં અંજન !
'એમણે રોપ્યા ડહાપણના ફુવારા !
'એમની વાર્તાકૂંપીએ અમર કર્યાં આપણને !'

'ધન્ય મઘા ! ધન્ય મઘા ! નવું તારું નાટક, જૂની તારી વાત !' જબરદસ્ત ભાવોન્માદ સર્વત્ર વ્યાપી ગયો, ત્યાં તો રંગમંચ પર કાળાં ડિબાંગ વાદળાં આવીને ઘેરી વળ્યા. ફરી વાદળ ! ફરી ગર્જનાઓ ! મોટું એક ખંજર સનસનાટી સાથે પડદા પર આવીને લટકી રહ્યું.

એક ભયંકર હાથ દેખાયો.

એની પાછળ ભયંકર મોં દેખાયું. પાડાના જેવા અવાજે એ મોં બોલ્યું,

'હું છું શહેનશાહનો દૂત,
'જાણી લો યમરાજનો સપૂત,
'શકરાજનું માન માગું,
'માન માટે માથું માગું!
'માથું માગું! માથું માગું!'

આ શબ્દો ખૂબ ભાવોત્તોજક રીતે બોલાયા. પ્રેક્ષકો એકદમ અધીરા થઈ ગયા. એ બોલ્યા,

'ભલે તું શહેનશાહ સાત વાર!
'પણ અમારો શાહ તો શકરાજ!'

નાટક બરાબર જામ્યું.

કાળા ઘનઘોર પડદાને ચીરતું ખંજર ફરી દેખાયું: ને ભયંકર મુખાકૃતિ આવીને બોલવા લાગી:

'હું છું શહેનશાહનો દૂત,
'જાણો લો યમરાજનો સપૂત,
'માગું, માગું ને એક જ માગું,
'શકરાજનું શંકિત માથું માગું,
'શકરાજ નમ્રતાથી બોલ્યા,
'કારણ છે શું ને શંકા છે શી!
'અમ હૈયું તો છે શાશી;
'માગે જો ધડ તો ધરવું છે માથું,
'નથી ભરવું સ્વામીદ્રોહનું ભાથું.'
શક શહેનશાહનો દૂત કહે છે:
'ચાકરને મળ્યું અમરતાનું મૂળ,
'શહેનશાહ રહ્યા મર્ત્યતાને મૂળ,
'દિલમાં રમી રહ્યું આ શૂળ;
'થઈ રહ્યું છે સુવર્ણ હવે ધૂળ.
'માગું, માગું ને એક જ માગું!
'રે શકરાજનું માથું માગું!'

ત્યાં પડદો ચીરીને જાતજાતના લોકો આવે છે, એમાં શૂરવીરો છે, ધનુર્ધરો છે, વેપારીઓ છે, આમજનતાના પ્રતિનિધિઓ છે. તેઓ ગાય છે :

'શકરાજ અમારા, શકરાજ અમારા,
'ભલે શહેનશાહ હોય સાત વાર સારા.'

સહુ આ નાટક ભજવાય છે એ ભૂલી ગયા. એક પ્રેક્ષકે પ્રશ્ન કર્યો, 'અરે, આ બહાનાથી તો કોઈ અજાણ્યા ઝાડ પરથી ફળ પણ ન ચૂંટી શકાય, ત્યારે આ તો માણસના માથાની વાત છે!'

આ સાંભળી બીજો બોલ્યો: 'માણસના માથાની પણ નહિ, એક શાહીના માથાની વાત છે. એ કેમ બને?'

'એ ન બને, કદી પણ ન બને!' બધેથી કડક પ્રત્યુત્તર મળ્યો.

ને એના પડઘા ખૂબ ગાજી રહ્યા. પેલા કાળા પડદા પરનું ભયાનક મોં ઝાંખું પડતું ચાલ્યું ને થોડીવારમાં તો પડદા પાછળ અદૃશ્ય થવા લાગ્યું.

આ વખતે આખા ગગનપટને ભરતો એક અવાજ આવ્યો, અને એકાએક મહાત્માની મૂર્તિ સંપૂર્ણ પડદાને આવરી લેતી દેખાઈ.

પ્રેક્ષકોએ ઉત્સાહમાં આવી 'મહાત્માની જય'નો પોકાર કર્યો.

એ વખતે મૂર્તિમાંથી જાણે શાંતિનાં સૂરો છૂટ્યા.

'શૂરાને છે બધે સ્વદેશ,
'ચાલો ને અમારે દેશ.
'છે રૂડો અમારો ભારતદેશ.
'સંતો અને શૂરાઓનો છે સ્વદેશ
'ચાલો ચાલોને અમારે ભારત દેશ!'

ને ધીરે ધીરે જાણે શકરાજ તૈયાર થાય છે પાછળ પંચાણું શાહીઓ તૈયાર થઈને આવે છે. એની પાછળ ધનુર્ધરો તૈયાર થઈને આવે છે. બધા એક મીઠું ગાન ઉપાડે છે,

'પ્રણામ! પ્રણામ પ્યારા પિતૃદેશ,
'શૂરાને છે બધે સ્વદેશ!
'અમને ગમે છે તમારો દેશ.
'પ્રણામ, પ્રણામ, પ્યારા પિતૃદેશ.'

ને મહાત્મા નકલંકનો અશ્વ આગળ ચાલે છે, બધા પાછળ પાછળ ચાલે છે.

ક્ષિતિજ પર રવિનાં કિરણો પથરાયાં છેઃ અને એ કેસરી રંગની આભામાં બધા શૂરા મીઠું મીઠું ગાતા ચાલ્યા જાય છે. અવાજ પડઘા પાડે છેઃ

'પ્રણામ, પ્રણામ, પ્યારા પિતૃદેશ.'

અને મધાનું નાટક પૂરું થયું. નાટ્યગૃહની રંગભૂમિ ઉપર પડદો પડી ગયો.

પ્રેક્ષકોની આંખો આંસુનો અભિષેક કરી રહી.

# ૫૧

## મસ્તકનો ઉપયોગ

નાટક પૂરું થયું હતું; પણ પ્રેક્ષકોના દિલ પર એણે એવી ચોટ લગાવી કે પળવાર તો એ નાટકને સહુ સત્ય માની બેઠા. કેટલાક તો ગદ્ગદિત કંઠે પોકાર પાડી રહ્યા: 'રોકો મહાત્માને! રોકો શકરાજને!'

પછી તો આટલેથી સંતોષ ન થયો હોય એમ પ્રેક્ષકો રંગભૂમિ પર દોડ્યા. એમણે વેશધારી મહાત્મા નકલંકને રોક્યા, ઘોડેથી નીચે ઉતાર્યા ને કહ્યું:

'મહાત્મા, અમારા દેશને ન છોડો!'

મહાત્માએ મસ્તક પરનો લોહનો ટોપ ઉતારીને હાથમાં લીધો. પણ અરે, આ શું? ટોપ નીચેથી લાંબો લાંબો કેશકલાપ નીકળી આવ્યો.

મહાત્માના વેશધારીએ કહ્યું: 'હું તો મઘા છું. મહાત્માની પરમ સેવિકા ને શકરાજની ચરણકિંકરી.'

'અરે, તો મહાત્મા ક્યાં?'

'દૂર દૂર, ઘણે દૂર. આ દેશની ધરતીથી ઘણે દૂર!'

'તો આપણા સ્વામી શકરાજ ક્યાં?' લોકોએ બીજો પ્રશ્ન પૂછ્યો.

'મહાત્માની સાથેઃ પુરુષાર્થ અને પ્રારબ્ધ અજમાવવા ભારતમાં.' મઘાએ કહ્યું.

'અમે નહિ જવા દઈએ.' લોકોએ ફરી કહ્યું.

'રે ઘેલા લોકો ! એ તો ક્યારના ચાલ્યા ગયા.'

'અમે તેની પાછળ પાછળ જઈશું.' લોકોએ કહ્યું. 'અને શકરાજ અને મહાત્માને પાછા લાવીશું.'

'અશક્ય છે. શક શહેનશાહની કૃપાદૃષ્ટિ વિના એમનું પાછા ફરવું શક્ય નથી.' મઘાએ કહ્યું.

'તો ચાલો પાટનગરમાં શહેનશાહની પાસે. એમને તમામ વાત સમજાવીએ. અરે, ક્યાં ગયો પેલો માથાનો માગનાર કાળો અસવાર ?'

કાળો અસવાર પ્રેક્ષકગણ વચ્ચે બેઠો હતો, ને મઘાના તેજ–રૂપનું મૂલ્યાંકન કરી રહ્યો હતો. એ વિચારતો હતો કે મને અને મઘાને એક જ સમયે મહાત્માનો મેળાપ થયો. અમે બંનેએ સાથે જ એમની ચરણસેવા કરી, પણ હું કથીરનો કથીર રહ્યો, અને મઘા સુવર્ણ બની ગઈ. મને મઘા જેવું જ સત્સંગનું સુવર્ણ મળ્યું, છતાં એને છોડી, શહેનશાહની સેવા દ્વારા સ્થૂલ સુવર્ણની પ્રાપ્તિની મને ઝંખના લાગી. મઘા પંડિતા બની, હું માત્ર સેવક રહ્યો. એ સંસ્કારી બની, હું અસંસ્કારી થયો.

આવા વિચાર કરતો એ લોકસમુદાયમાંથી સરકી જવાનો વિચાર કરી રહ્યો હતો, ત્યાં લોકોએ એને પકડ્યો.

લોકોએ કહ્યું: 'રે કાળા અસવાર ! આ કાળું કર્મ કરવા તું આવ્યો, માટે તને પહેલો ઠેકાણે કરીશું.'

કાળો અસવાર કરગરી રહ્યો : 'અરે ! હું ઔરત છું. મને ન મારો. હું તો માત્ર ચિઠ્ઠીનો ચાકર છું.'

લોકો ગુસ્સે થઈ ગયા. તેઓએ એને વાળથી પકડ્યો અને કહ્યું, 'તું ઔરત છે ? તો તો તારો ગુનો બમણો થાય છે. તેં

સ્વામીદ્રોહ કર્યો. શકરાજનો તું સેવક અને તું જ તેમનું માથું લેવા આવ્યો ?'

બૌરૂત બોલ્યો: 'મને માફ કરો. શક શહેનશાહની આજ્ઞા ઉઠાવવા માટે હું નિરુપાય હતો.'

લોકો બોલ્યા : 'તો તારું માથું ક્યાં ગયું હતું ? તારે તારું માથું ધરી દેવું હતું. હીરાકટારીનો ધર્મ તું સાવ વીસરી ગયો ?'

બૌરૂત બોલ્યો, 'મારા માથાની કઈ કિંમત નથી રહી. અરે, મઘા સ્વયંવરની લત લઈને બેઠી, અને મારું તો સર્વસ્વ લૂંટાઈ ગયું. આ રહ્યું મારું મસ્તક. તમને અર્પણ છે.'

'ઉતારી લો એનું મસ્તક ને ભાલા પર એને ચોંટાડો ને કાઢો નગરમાં વરઘોડો. લોકોને કહો કે સ્વામીદ્રોહીઓનું સન્માન આ રીતે થાય છે.'

બૌરૂતના મોતિયા મરી ગયા. એ દોડ્યો. જઈને મઘાના ચરણમાં પડ્યો

મઘાએ કહ્યું : 'બૌરૂતનું મસ્તક હું પોતે ઉતારી લઈશ, એમાં તમારી જરૂર નથી.'

લોકો થોભી ગયા. મઘા લોકમનની અધીશ્વરી બની ગઈ હતી.

મઘા બૌરૂતને ઊભો કરતી લોકોની સામે જોઈને બોલી: 'આપણે શહેનશાહ પાસે જવું છે ને ?'

'અવશ્ય.' સામેથી જવાબ આવ્યો.

'આપણે શકરાજ અને મહાત્માને પાછા બોલાવવા છે ને ?'

'જરૂર એ માટે તો આપણો આ બધો પ્રયત્ન છે.' લોકસમુદાયે કહ્યું.

'શહેનશાહના દરબારમાં આપણી વતી કોણ બોલશે ? સિંહના જડબામાં માથું મૂકવાનું છે.' મઘાએ કાર્યની ગંભીરતા જણાવી.

મધાદેવી ! તમારે જ બોલવાનું, અમારું ગજું નહિઃ વળી બોલતાં પણ ફાવે નહિ.' લોકોએ કહ્યું.

'તમારી વાત સાચી. પણ હું એક સ્ત્રી છું, અને પોતાની સામે એક સ્ત્રી પ્રતિવાદ કરે એ શક શહેનશાહને કદાચ ન પણ રુચે. આપણે તો કામથી કામ છે.' મધાએ કહ્યું.

'તો અમો લઢી લેવા તૈયાર છીએ.' પ્રજાએ કહ્યું.

'પણ એ રીતે નિરર્થક લડવાથી શકરાજ અને મહાત્માનું આપણે શુભ નહિ કરી શકીએ.'

'તો શું કરવું ?'

'એમાં મસ્તિષ્કવાળાનું કામ છે. એવું મસ્તિષ્ક શોધી કાઢો કે જે શહેનશાહ સાથે માથું ફોડે.' મધાએ કહ્યું.

'અમારી નજરમાં એવું કોઈ મસ્તિષ્ક આવતું નથી.'

'અરે કાં ભૂલો ? એક મસ્તક તો આપણી પાસે છે જ.'

'ક્યાં છે ?'

'આ રહ્યું.' મઘાએ બૌરૂતને બતાવીને કહ્યું, 'આ મસ્તક શહેનશાહ પાસે રજૂ કરીશું. એટલે આપોઆપ વાર્તાલાપ થઈ જશે.'

'મધા ! ઓ મધા ! શું તું એક સ્ત્રી, અને તે પણ મારી પરણેતર ઊઠીને મારું મસ્તક કાપી લઈશ ? અને એ મસ્તક શહેન-શાહ પાસે રજૂ કરીશ ? મધા એમાં ન તો તું મારું ભલું કરી શકીશ, ન શકરાજ કે મહાત્માનું ભલું કરી શકીશ; તેમજ ન આ લોકોનું ભલું કરી શકીશ કંઈક વિચાર, ઓ મધા ! મને આમ નિરર્થક કમોતે ન માર !' બૌરૂત કાકલૂદી કરી રહ્યો. એ ગળગળો થઈ ગયો. એ મધાના ચરણને નમી રહ્યો.

લોકોએ ભારે કિકિયારી કરી અને બૌરૂતનું મસ્તક ઉતારી લેવા માગતા હોય તેમ ધસારો કર્યો.

મધા આડી ફરી. એણે બૌરૂતનું સંરક્ષણ કર્યું ને બોલીઃ

'કોઈ માણસને મારી નાખવાથી કંઈ ફાયદો થતો નથી, પણ એ માણસનું માથું ઉપયોગમાં લેવાથી જ ખરો ફાયદો થાય છે, એમ મારા ગુરુનું કહેવું છે. હું મહાત્માની શિષ્યા છું. હું ઔરૂતનું માથું કાપી લેવા માગતી નથી, પણ શહેનશાહ પાસે આપણા વતી એનો ઉપયોગ કરવા માગું છું. એ શક શહેનશાહ સામે આપણા વતી બોલશે કહો એનો આનાથી વિશેષ સારો ઉપયોગ શો હોઈ શકે ?'

'મઘા ! હું તૈયાર છું. મને એક તક આપો. હું શક શહેન-શાહને સાચેસાચી વાતો કહીને એની આંખો ખોલી નાખીશ' ઔરૂત ઉત્સાહમાં આવી ગયો.

'શહેનશાહ તારા પર કોપ કરશે તો ?'

'તો મારું માથું ડૂલ કરીશ. મને પ્રાયશ્ચિત કરવાની એક તક મળશે હું ભયંકર રીતે પસ્તાઈ રહ્યો છું.' ઔરૂતે કહ્યું.

'મઘા ! તું અમારી આગેવાન છે. તુ શકરાજની વિશ્વાસુ અને મહાત્માની મહાન શિષ્યા છે. તને રુચે તે કર' લોકોએ મઘાને પોતાનું પ્રતિનિધિત્વ આપી દીધું.

મઘાએ કહ્યું : 'ચાલો આપણે જલદી ઊપડીએ. શહેન-શાહને મળીએ, એમનો ભ્રમ દૂર કરી, લશ્કરી કુમક લઈને ભારત તરફ ઊપઠી જઈએ'

ઔરૂત આગળ થયો.

મઘા એની પાછળ ચાલી.

લોકસમુદાય એમને અનુસર્યો.

# પર

## સૌરાષ્ટ્રની ધરતી પર

દ્વારકાધીશનું ગગનચુંબી દેવાલય, જેના જળ-અરીસામાં પોતાનું મોં નિહાળીને મલકાતું ખડું છે, એ સાગરદેવના ક્ષિતિજ સુધી પહોંચતા જળતરંગો પર કોઈ બે પક્ષી ઊડતાં આવતાં નજરે પડતાં હતાં.

સાગરપટ પર ઊડતાં એ બે પંખી, ધીરે ધીરે મોટો આકાર ધરી રહ્યાં હતાં. આખરે એ થોડે દૂર રહ્યાં ત્યારે કળાયું કે એ બે પંખી નથી, પણ બે વહાણો છે.

સાગરકાંઠે ઊભેલા ચોકિયાતોએ નાની સરખી સાવધાનીની બૂમ પાડી, પણ દ્વારામતીના દ્વારમાંથી કોઈ બહાર ન આવ્યું.

દ્વારામતીના દેવાલયની ધજા એમ ને એમ ફરકી રહી, અને આરતીની ઝાલરો એમ ને એમ રણઝણતી રહી.

ભૂખ્યા પેટના માણસોને દરિયા સામે જોવાની હામ નહોતી, કારણ કે દરિયાને તો કેટલાક લડાયક લોકો ઘેરીને બેઠા હતા.

એક રાજાને જેમ બે પ્રકારની પ્રજા હોય—લશ્કરી ને શહેરી, એમ આ દેવાલયનો ભક્તગણ બે પ્રકારનો હતો. એક યાત્રાળુઓને રીઝવી, ધંધો-ધાપો ને ખેતી કરી આ દેવને ભજતો. બીજો સાગરમાં ધાડ-લૂંટ પાડી જે મળે તેનાથી દેવને પૂજતો.

બન્ને પ્રકારના ભક્તો પૂરા આસ્થાવાન હતા, પણ વર્ચસ્વ અહીં, સંસારમાં હમેશાં બનતું આવ્યું છે તેમ, લડાયક મિજાજના લોકોનું હતું.

ચોકીદારના સાવધાનીસૂચક અવાજ સાથે દેવાલયમાંથી તો કોઈ બહાર ન આવ્યું, પણ આજુબાજુના સાગરકાંઠાની ઝૂંપડીઓ અને સાદાં મકાનોમાંથી કેટલાક લોકો બહાર નીકળી આવ્યા, ને કાંઠા પર પડેલી નાની-મોટી નાવડીઓમાં ચડી બેઠા, અને પેલાં દૂર દૂર કળાતાં બે વહાણોની સામે જવા નીકળી પડ્યા

આ નાવડીઓ નાની હતી, પણ એમની માતા જેવી હૂંફાળી હતી, ને આ રત્નાકર તો તેમનો પિતા હતો.÷

આ વહાણવટીઓ ભારે કુશળ હતા નાનીસરખી નાવડી પણ એમના હાથમાં પડીને મોટા જહાજનું કામ કરતી. અને બાણ ચલાવવામાં તો એ બીજા અર્જુન જેવા હતા. ગમે તેવું લક્ષ્ય અંધારી રાતે, આંખે પાટા બાંધીને માત્ર શબ્દના આછા અણસારે વીંધી શકતા.

આ લોકો લહેરી અને મરજીવા હતા

એ કોઈ વાર માછલી પકડતા, કોઈ વાર મોતી લઈ આવતા, તો કોઈ વાર માણસ પકડતા. અને કોઈ વાર યુધ્ધે ચડી, વિજય વરીને ધન, ધાન્ય, સુવર્ણ ને સ્ત્રીઓની લૂંટ કરી લાવતા

પણ ગાય, બ્રાહ્મણ અને સાધુને એ ન અડતા

સ્ત્રીની બાબતમાં એ નીતિ પાળતા, છતા સ્ત્રીને કેદી તરીકે પકડતાં અચકાતા નહીં. સુવર્ણની શોધ એ એમનું મુખ્ય ધ્યેય હતું. રત્નાકર એમના ધંધાની મોટી પેઢી હતો.

÷ આજની બંગાળની ખાડીનું પ્રાચીન નામ મહોદધિ હતુ ને અરબી સાગરનુ પુરાણુ નામ રત્નાકર હતુ. 'હિંદ' શબ્દ મુસ્લિમોથી પણ બારસો વર્ષ પ્રાચીન છે. ઈરાની સમ્રાટ દારાના શિલાલેખમા 'હિંદુ' શબ્દ છે. સિંધુ હિંદુના સમીકરણથી જ યુનાની લેખકોએ Indos-ઇંડોસ-ક્લો, ઇંડોસમાથી 'ઇંડિયા' આવ્યુ. સિંધુનુ પ્રાચીન નામ સૌવીર.

આકાશમાં ઉષાએ હમણાં જ ગુલાબી રંગ પૂર્યો હતો ને પૃથ્વી પરથી શ્યામ અંચળો હજી હવે ઊઠી રહ્યો હતો. આવા ઝાંખા પ્રકાશમાં આ લોકોનો પ્રવાસ સુખદ થતો, ને પાછલા પહોરની નિદ્રાનો લાભ સારો મળતો.

થોડીવારમાં પચીસ–ત્રીસ નાવડીઓ વેગથી પેલાં બે આગંતુક વહાણો તરફ સરવા લાગી.

દરેક નાવમાં સશક્ત અને સશસ્ત્ર જુવાનો હતા, થોડાક વૃદ્ધો પણ હતા, અને કેટલાક જુવાનીને ઉંબરે આવતા કિશોરો પણ હતા. કિશોરોનો ઉત્સાહ અજબ હતો. તેઓ શિખાઉ હતા, અને લડવાના આવેગમાં આમતેમ શસ્ત્રો ઘુમાવી રહ્યા હતા.

સામેથી આવતાં જહાજોનો નૌકાદીપ હજી જલતો હતો. જહાજના આગળના ભાગમાં સશસ્ત્ર યોદ્ધાઓની એક પંક્તિ ઊભેલી નજરે પડતી હતી.

ઉષા અરુણને સાદ દેતી હતી. સાગરપટ પર પ્રકાશ પથરાતો હતો, ત્યાં નાની નાની નાવોમાંથી શંખ ફુંકાયા, ભેરી વાગી ને સાથે સળગતાં બાણો છૂટયાં;

આ બાણોનો વેગ અપૂર્વ હતો; થોડીવારમાં લક્ષ્યને ભેદી નાખે તેવો હતો. પણ ત્યાં તો સામેથી એટલા જ વેગથી. એટલી ચોકસાઈથી બાણ આવવા લાગ્યાં અને બાણે–બાણ ભટકાઈને સાગરશરણ થવા લાગ્યાં.

આગંતુક જહાજો પણ એ જ ગતિથી આગળ વધતાં હતાં. એમને હૈયે લેશ પણ થડકારો લાગતો નહોતો.

થોડીવાર બન્ને તરફથી બાણોની ઉપરાછાપરી વર્ષા થઈ રહી, પણ એકેય બાણ પેલાં બે જહાજોને સ્પર્શી ન શક્યું.

નાની નાની નાવોનો સમૂહ ધીરે ધીરે વધી રહ્યો હતો. જ્યાં જુઓ ત્યાં ચાર–પાંચ જુવાન એક એક નાવને લઈને આવી રહ્યા

દેખાતા હતા. સહુ જાણે મોજમાં હતા. કોઈ ધંધાદારી કામે જતા હોય, તેવું તેમના ઉત્સાહ પરથી અને આવડત પરથી લાગતું હતું.

મોતી શોધવા, માછલી પકડવા કે યાત્રાળુ વહાણ લૂંટવા એ રોજ આ રીતે નીકળતા; એમનો એ રોજિંદો વ્યવસાય હતો.. દરિયામાંથી જે મળે—રત્નાકર રોજી તરીકે રોજ જે આપે–તેમાંથી અમુક ભાગ દેવભાગ તરીકે તારવીને મંદિરમા અર્પણ કરતા અને બાકીનો ભાગ જૂથવાર સમાન ભાગે વહેંચાતો.

આગંતુક બન્ને વહાણ મોટાં હતાં, માલદાર લાગતાં હતાં, ને એના પરના પ્રવાસીઓ પણ કંઈક સુખી હોય તેવા દેખાતા હતા. આજ સારો શિકાર મળશે એ વિચારથી બધાનાં મન ઉમંગમાં આવી ગયાં હતાં.

નાની નાની નાવો હવે ઠીક ઠીક આગળ વધી હતી ને જહાજની સમીપ જવા પ્રયત્ન કરી રહી હતી. કોઈ મોટા ગઢની અંદર પ્રવેશ કરવા પાયદળ લશ્કર પ્રયત્ન કરે એમ, આ લોકો યત્ન કરતા હતા.

કેટલાક તીરંદાજી કરી રહ્યા હતા, તો વળી કેટલાક એકદમ પાસે સરકી જઈને આંકડિયાવાળી રસ્સીઓ જહાજ પર ફેંકવા લાગ્યા હતા. આ રસ્સી જહાજમાં ભરાવી, તે વાટે જહાજ પર ચઢી તેઓ હાથોહાથનું યુદ્ધ ખેલવા માગતા હતા જીતનો નિર્ણય આ પ્રકારની લડાઈ કરી આપતી.

રસ્સીઓ ઊંચે ફેંકવામાં આવી અને જેવી ફેંકાઈ તેવી ધાર્યા નિશાને ભરાઈ પણ ગઈ.

મોંમાં તલવાર, પીઠ પર ધનુષ્યબાણ ને કમરમાં ફરસી લઈને નાવમાંથી જુવાનો ઉપર ચડવા લાગ્યા રસ્સી પર વાનરો ચડે એ કુશળતાથી તેઓ ચઢી ગયા, પણ તેઓ પોતાના કાર્યનો પ્રારંભ કરે એ પહેલાં તો યુક્તિપૂર્વક તૂતક પર ગોઠવેલું પાટિયું ખસી

નાવમાં રહેલા લોકોએ એ સળગતા ગોળા પર પાણી છાંટચું, પણ પાણીથી એ ગોળો બુઝાવાના બદલે વધુ ભભૂકી ઊઠચો. થોડીવારમાં આખું નાવ અગ્નિમાં સપડાઈ ગયું.

ફરી વાર બીજો ગોળો ફેંકચો.

હવામાં એ ચાલ્યો. એનું આવરણ દૂર થઈ ગયું, ને પડચો કે પડશે ! બધી નાવો એનાથી બચવા, ડરથી આઘીપાછી થવા લાગી. એ આઘીપાછી થતી નાવો એકબીજા સાથે ટકરાઈ ગઈ, કેટલીક તો ઊંધી વળી ગઈ.

આખરે ગોળો પડચો. બીજી નાવ સળગી, ઊંધી પડી, સાગરશરણ થઈ.

નાવડીઓ માટે મામલો અણધારી રીતે ખરાબ થઈ ગયો.

આ નાવડીઓમાં બેઠેલા લોકોએ તરત ધોળો વાવટો ફરકાવ્યો અને હથિયારો હેઠાં મૂકવા માંડચાં.

જહાજના તૂતક પર આ વખતે બે વ્યક્તિઓ દૃષ્ટિગોચર થઈ : એક ખૂબ શ્વેતવર્ણી ને બીજી સુવર્ણવર્ણી.

સુવર્ણવર્ણી વ્યક્તિએ કહ્યું : ‘ યુદ્ધ થોભાવો. આ કંઈ લડવૈયા નથી, આ તો લૂંટારા છે. દરિયાના ચાંચિયા છે ! ’

શ્વેતવર્ણી વ્યક્તિએ કહ્યું : ‘ મહાત્માજી ! લૂંટારાનો નાશ કરવા દો. રત્નાકર નિર્ભય થાય.’

આ બંને વ્યક્તિ તરત ઓળખાઈ જાય તેમ હતી. બંને જહાજોમાંથી એમના નામના જયનાદ ગાજી ઊઠચા એક હતા મહાત્મા નકલંક અને બીજા હતા શકરાજ.

‘ લૂંટારાનો નાશ કરવો છે, પણ માણસનો નાશ નથી કરવો. આ ખપના માણસો છે.’ મહાત્માએ કહ્યું.

‘ શું એમને આપના લશ્કરમાં લેશો ? ઉજ્જૈનના કિલ્લા એ તોડશે ?’ શકરાજે વ્યંગમાં કહ્યું. એમની નીતિ તો શત્રુનો શિરચ્છેદ કરવાની હતી. એ સાપ અને શત્રુને સમાન માનતા.

'જરૂર. એમ પણ બને. અહીં તો ગા વાળે તે ગેવાળ. પણ શકરાજ, એક વાત કહી રાખું ? ઉજ્જૈન વિષે કે મારા વિષે કશોય ઉલ્લેખ ક્યાંય વાતચીતમાં ન કરશો. નહિ તો શાસ્ત્રમાં કહ્યું છે કે છ કાન રહસ્યને પ્રગટ કરી દે છે.' મહાત્માએ કહ્યું ને આગળ બોલ્યા, 'રાજન્ ! શક્તિ તો જ્યાંથી મળે ત્યાંથી એકત્ર કરવી. જોઈએ. આવી અદૃશ્ય શક્તિની તો આપણને ખૂબ જરૂર પડશે.'

'નિયંત્રણ વગરની શક્તિ ક્યારેક રક્ષનારને જ ભક્ષી લે છે.' શકરાજે સ્વાનુભાન કહ્યો.

'નિશ્ચિંત રહો. શક્તિ આગ જેવા છે, એ હું જાણું છું, પણ એને રક્ષતાં આવડે તો તો મરતા માણસને હૂંફ આપી જિવાડી દે એવી પણ હોય છે.'

'આ લોકો કોણ છે ?' શકરાજે પ્રશ્ન કર્યો.

'એ અહીં વસતા કાબા લોક છે. લૂંટ સિવાય બીજો કોઈ કસબ એમને આવડતો નથી. કોઈએ એમને શિખવાડ્યો પણ નથી. આખા જગતને જીતવા નીકળે એવા બહાદુર આ લોકો છે.' આર્ય કાલકે કહ્યું.

'એમનો રાજા કોણ છે?'

'એ જ તો આ ધરતીની મુશ્કેલી છે. અહીં ગણતંત્ર છે. તંત્ર જીર્ણશીર્ણ થઈ ગયું છે. સાપ ગયા છે, લિસોટા રહ્યા છે. એક રીતે અહીં કોઈ કોઈનો રાજા નથી. રાજા દ્વારકાધીશ. બીજી રીતે દરેક શક્તિશાળી માણસ રાજાની રીતે વર્તે છે.'

ધીરે ધીરે બધા ચાચિયા શરણે આવતા હતા. એમના શસ્ત્રો કબજે કરી લેવામાં આવ્યાં હતાં. તેઓ શરણાગતિ સ્વીકારી રહ્યા હતા.

શકરાજ કુશળ સેનાપતિની અદાથી બધી વાતો પકડી રહ્યા હતા. એ બોલ્યા, 'આ લોકોના નેતાનું નામ શું ?

'અહીં તો હવે ગામગામના નેતા છે. સમાજ જેટલો નબળો બન્યો તેટલાં નેતા સબળ બન્યા. આ સૌરાષ્ટ્ર દેશ છે. અહીં ગણ–

તંત્ર છે. અહીં રાજા ઐક્ય નથી, કુરાજા અનેક છે. ગણતંત્રનો સૂર્ય આથમી રહ્યો છે. થોડાંક ગણતંત્રો જરૂર બળવાન છે, પણ હું તો આ દેશમાં ભૂમિ, જનપદ અને સંસ્કૃતિની રક્ષા માટે એક-છત્રધારી ધર્મપ્રાણ રાજવીની જરૂર જોઉં છું.' મહાત્માએ કહ્યું.

'આ ગણતંત્રો નિર્બળ છે, તો એની અત્યારની નિર્બળતાનું કારણ શું છે?'

મહાત્માએ જવાબ આપતાં પહેલા સાગરના વિશાળ પટ પર નજર નાખી. ચાંચિયાઓ લગભગ બધા કેદ થઈ ગયા હતા

મહાત્માએ કહ્યું:

'ગણતંત્રમાં આખરની જવાબદારી કોઈ પર હોતી નથી, કાં તો બધા જવાબદાર, કાં કોઈ જવાબદાર નહીં! એ જ એની મોટી નબળી કડી છે, અને વખત આવતાં એ જ એને માટે પ્રાણઘાતક નીવડે છે.'

શકરાજની સાથે વાતચીતમાં રોકવા છતાં મહાત્મા પરિસ્થિતિ પર સતત આંખ રાખી રહ્યા હતા. એમની એક આખ ચાંચિયાઓ પર, બીજી શકરાજ પર હતી. બંને દ્વારા એમને કાર્યસિદ્ધ કરવી હતી.

## ૫૩

## મઘા-ઔરતનું અપહરણ

આજનો પડછાયો જોઈ, પંખીઓ કલરવ કરતાં બંધ થઈ જાય, એમ શકરાજના પ્રચંડ યોદ્ધાઓએ મહાત્મા નકલંકે તૈયાર કરેલા લક્ષવેધી તીરંદાજોએ ને શકરાજની વ્યૂહરચનાએ ચાંચિયા લોકોને વશ કરી લીધા.

પરસોથી સમુદ્રના ઉંદર લેખાતા આ ચાંચયિાઓએ ભલભલાં જહાજોનો ભુક્કો બોલાવ્યો હતો. એમને પોતાની ચપળતા, કાર્ય-કુશળતા અને ધનુર્વિદ્યાની નિપુણતાનું અભિમાન હતું. આજ એ અભિમાન પર ઘા થયો હતો અને ન છૂટકે એમને સંધિનો વાવટો ફરકાવવો પડ્યો હતો, ને હથિયાર હેઠાં મૂકવાં પડ્યાં હતાં.

શકરાજનાં વહાણો દ્વારામતીના* બંદર પર લાગર્યાં ત્યારે લગભગ ચાંચિયાઓના તમામ બેડા જિતાઈ ગયા હતા, અને નાયક વાસુકિને પૂરેપૂરો કબજે કરવામાં આવ્યો હતો.

વાસુકિ વર્ષો જૂનો પ્રખ્યાત ચાંચિયો હતો. એની ભારે નામના હતીઃ અને જ્યાં એનું નાવ ફરતું ત્યા ભલભલા જંગબહાદુરો

---

* આર્ય કાલક શકદ્વીપ–સિંધમાથી આવીને સહુ પ્રથમ ગિરનાર કે શત્રુંજય પાસે આવ્યા હતા, એવા પણ ઐતિહાસિક ઉલ્લેખો છે.

પણ ભાગીને દૂર ઊભા રહેતા. એ જે દરિયામાં રમત રમતો, ત્યાં એની મંજૂરી વગર બીજું કોઈ રમી શકતું નહિ.

વાસુકિ જૂના ખમીરનો માનવી હતો. લૂંટારો હતો પણ ખાનદાન લૂંટારો હતોઃ અને એને પોતાના નીતિનિયમો હતા, જે ગમે તે આપત્તિમાં પણ એ તોડતો નહિ. વાસુકિ આજે જુવાની વટાવી ગયો હતો, પણ એનું શરીર સૌષ્ઠવ અને શરીરશક્તિ હજી એનાં એ જ હતાં.

દ્વારામતીના સૂર્યમંદિરને કાંઠે ઊભા રહી આર્ય કાલકે એકવાર ચારેતરફ નજર ફેંકી. પછી એમણે જાણે ઘણા વખતથી બંધ કરીને મૂકી રાખેલી સ્મૃતિની સંદૂકને ખોલી. પળવારમાં અજબ સંવેદનો એમને ઘેરી વળ્યાં!

દુઃખદ! ભારે દુઃખદ! પોતાને સાધુતામાંથી મિટાવી દેનાર સંવેદન! એમને પોતાની બહેન સરસ્વતી સાંભરી. રે, એની કેવી સ્થિતિ હશે? બાજના હાથમાં પડેલી બિચારી એ પારેવીનું શું થયું હશે?

મહાત્મા વિચારી રહ્યા, પણ ત્યાં તેમને લાગ્યું કે હું મારી બહેનને પારેવીની ઉપમા આપીને અપમાન કરી રહ્યો છું. સરસ્વતી તો સિંહસંતાન છે, ભલભલા આતતાયીને પડકાર આપનારી એ સાક્ષાત સ્ત્રીશક્તિ છે. એને કોઈ હેવાન રાજા દીવાલોમાં ગોંધી શકે, પણ એનું શીલ દૂષિત ન કરી શકે. સરસ્વતી બીજી અંબિકા છે.

મહાત્માનું જરા ઉદાસીન બનેલું મોં આ વાતની યાદથી અભિમાનમાં ખીલી ઊઠયું. એમને યાદ આવી મહાસતી સીતા! રાવણ જેવા દુષ્ટ રાજવીને ત્યાં એકાકી વસવા છતાં પોતાના શીલની અણીશુદ્ધ રક્ષા કરનાર એ કોમળ રાજરાણી યાદ આવી. મહાત્માથી એકાએક બોલી જવાયું, 'રે! સ્ત્રી જેમ કુસુમની કળી છે : એમ એ ગજવેલની પૂતળી પણ છે. જેવી સતી સીતા એવી બેન સરસ્વતી!

રે! જેણે દેહને ફેંકી દેવા જેવો અને આત્માને રક્ષવા જેવો જાણ્યો, એનાં વ્રત–ધર્મને ઊની આંચ ક્યાં આવવાની હતી!'

શકરાજ આ વખતે દ્વારામતીના સૂર્યમંદિરના નિરીક્ષણમાં પડ્યા હતા. પોતે સૂર્યોપાસક હતા. સાગરના કાંઠા પરનું પોતાના દેવનું મંદિર એમને આ ભૂમિને આત્મીય માનવા પ્રેરતું હતું. અલબત્ત, શકદ્વીપમાં સહુને સહુના ઈષ્ટદેવને પૂજવાની છૂટ હતી, પણ જન્મજાત સંસ્કારો વધુ વર્ચસ્વ ધરાવતા હતા. શકરાજ પણ પોતાના મનોપ્રદેશમાં વિચારી રહ્યા.

પોતાના વતનથી પોતાને કેવી રીતે નીકળવું પડ્યું, કેવી રીતે સમસુખી–સમદુઃખી મહાત્માનો સમાગમ થયો, જ્યાં માથુ કપાવવાનો પ્રસંગ હતો, ત્યાં માથાને મુગટથી શણગારવા માટે મહાત્મા અહીં કેવી રીતે અહીં લઈ આવ્યા, અને ચાંચિયાઓ સાથેની લડાઈમાં કેવી વ્યૂહાત્મક પદ્ધતિથી વિજય અપાવ્યો, વગેરે વિચારોનાં વમળોમાં એ ઘૂમી રહ્યા.

સામે જ બંધનમાં પડેલો વાસુકિ ઊભો હતો. એ ઊભો ઊભો દૂર દૂર દરિયા પર નજર રાખી રહ્યો હતો. ત્યાં દૂર કંઈક કળાતું હોય એવું એના મોં પરથી લાગતું હતું. એના મુખ પર હર્ષ અને શોકની મિશ્રિત રેખાઓ રમતી હતી.

થોડીવારે એ જોરથી કંઈક બોલ્યો. આ સાંકેતિક શબ્દો હતા, અને એમાં દરેક ચાંચિયા જુવાનને પાનો ચઢાવે તેવું કંઈક હતું. બંધનમાં પડેલા તમામ ચાંચિયા સાવધ થઈને દરિયા તરફ નીરખી રહ્યા.

વાસુકિના શબ્દોએ મહાત્માનું ધ્યાન ખેંચ્યું.

શકરાજ પણ સાવધ બની ગયા.

શક યોદ્ધાઓએ ફરી પોતાનાં શસ્ત્ર સંભાળ્યાં.

'વાસુકિ! શું છે?' મહાત્માએ પૂછ્યું.

'જય દ્વારકાધીશ ! અમારો નવો બેડો અમને છોડાવવા આવી રહ્યો છે. યુદ્ધ ! યુદ્ધ ! તૈયાર !' વાસુકિએ કહ્યું ને એણે હાથનું નેજવું કરી તાકીતાકીને જોવા માંડ્યું.

'તૈયાર રહો, ધનુર્ધરો !' મહાત્માએ સેનાપતિની જેમ પોતાના શક ધનુર્ધરોને પડકારો કર્યો.

એક પળમાં બધા ધનુર્ધરો સાગરકાંઠે દરિયા ભણી મુખ કરીને ગોઠવાઈ ગયા. એમના હાથમાં ધનુષ તોળાઈ રહ્યાં.

શકરાજ ગરુડદૃષ્ટિથી દરિયા ભણી નીરખી રહ્યા. ખરેખર, ચાંચિયાઓને નવી મદદ આવી રહી હતી. આ ચાંચિયા અને એ ચાંચિયા એકત્ર થઈ જાય તો મામલો વિકટ બની જાય, અને તો પછી આ પરદેશની ભૂમિ પર પોતાનું કોણ ? પોતાનું દાઝે કોને ?

શકરાજે પોતાની તલવાર ખેંચી અને હુકમ કર્યો : 'પ્રથમ આ તમામ ચાંચિયાઓનો શિરચ્છેદ કરી નાખો. પછી નવા આવનારા દુશ્મનો સાથે સમજી લઈશું. ત્વરા કરો.'

શકરાજનો આદેશ મળતાં પળવારમાં ધનુષ ખભે ભેરવાઈ ગયાં, ને કમર પર લટકતી તાતી તલવારો બહાર નીકળી આવી.

'ન રહે વાંસ, ન બને વાંસળી વાસુકિ ! પહેલો ભોગ તારો.' શકરાજે તલવાર ઉઠાવી.

વાસુકિ નિર્ભય ખડો હતો. એને શકરાજની તલવારની કે એમની ધાકધમકીની લેશ પણ પરવા નહોતી. એ મોતથી ડરનારો નહોતો. રણમાં મોત મળે તો સ્વર્ગ મળે !

વાસુકિએ સ્વસ્થતાથી કહ્યું: 'શકરાજ ! અમે તમારા દાસ છીએ. એકવાર શરણાગતિ સ્વીકારી એ સ્વીકારી. દગો નહિ કરીએ.'

'એવી વાતોમાં હું માનતો નથી. કબજામા આવેલા સાપને સંઘરવા કરતાં એનો નાશ કરવો ઉત્તમ છે. જોખમી શત્રુનો

શિરચ્છેદ સારો.' શકરાજે કહ્યું અને વાસુકિનો વધ કરવા આગળ વધ્યા.

વાસુકિ અડગ ઊભો હતો. એને શિરચ્છેદની જાણે જરાય બીક નહોતી. એ વળી બોલ્યો,

'શકરાજ! આમારું લોહી વહાવવું ભૂંડું છે હો!'

'કંઈ ચિંતા નહિ. અમે પણ એટલા જ ભૂંડા છીએ' શકરાજે મગરૂરીમાં કહ્યું અને વધ માટે તલવાર ઊંચી કરી,

દૂર દૂરથી દરિયામાં નાવોનો એક કાફલો તડામાર ચાલ્યો આવતો હતો.

શકરાજની તલવાર ઊંચી થઈને નીચે ઊતરે, એ પહેલાં મહાત્માનો હાથ ઊંચો થયો. એમનો અવાજ આવ્યો : 'થોભી જાઓ રાજન્!'

'કાં?' શકરાજે પ્રશ્ન કર્યો.

'મારું જમણું અંગ ફરકે છે.' આર્ય કાલકે કહ્યું.

'એટલે શું?' શકરાજે ઉગામેલી પોતાની તલવારને નિરુપાયે સ્થિર કરતાં પૂછ્યું. એમને આ દખલગીરી રુચી નહિ.

'આપણું શુભ થતું હું જોઉં છું. વાસુકિને અભયદાન આપો. એની ખાનદાની મને માન ઉપજાવે છે. એની મોત સામેની નિર્ભયતા મને ગમે છે ભલભલો ભડવીર મોતને માથા પર જોઈ ઘેટા જેવો થઈ જાય છે.' મહાત્માએ શાંતિથી નિર્ણય આપ્યો

'રહેવા દો મહાત્માજી! દુશ્મન પરની દયા આપણને જ ભરખે છે.' શકરાજે કહ્યું. મહાત્માના છેલ્લા વાક્યના શબ્દો શકરાજને ખૂંચી રહ્યા. એ પોતાના માટે તો વપરાયા નથી ને! પણ અત્યારે એમણે ખમી ખાવામાં સાર જોયો.

'મને માનશુકન થાય છે. આવતો નૌકાકાફલો આપણા મિત્રોનો છે.' આર્ય કાલકે, ભવિષ્યવાણી ભાખતા હોય તેમ કહ્યું.

'અશક્ય મહાત્માજી ! આ દેશમાં કે શકદેશમાં, આપણે જે અહીં છીએ તેનાથી બીજા કોઈ આપણા મિત્ર નથી. આગ્રહ છોડી દો, અને આ ઝેરી સાપની કત્લ કરવા દો. આ લોકોની હત્યાથી આવતી લડાઈ અડધી તો ચપટીમાં જિતાઈ જશે.' શકરાજે ફરી વિનંતી કરી.

'વાસુકિને અભયદાન !. મહાત્માએ ટૂંકામાં કહ્યું: એમાં આજ્ઞા હતી, ટંકાર હતો. કોઈ એ આજ્ઞાને ઉથાપવાની હિંમત કરી શકે તેમ નહોતું.

'વાસુકિ ! તું મુક્ત, પણ આ બીજા લૂંટારાઓને તો...' શકરાજે આજ્ઞાનુવર્તી સેવકની જેમ પ્રશ્ન કર્યો.

'યથા રાજા તથા પ્રજા. શકરાજ ! એ બધાને અભય. મારું જ્ઞાન કહે કે જે વિષને હણવા માટે આપણે નીકળ્યા છીએ, એને હણવા માટે આ વિષ ઉપયોગી છે. વિષનું ઔષધ કુશળ ધન્વંતરી વિષમાં જ જુએ છે. સહુને અભયદાન. ચિંતા ન કરો આપણે નમાલા નથી મિત્ર થશે તો મહોબ્બત કરીશું, દુશ્મન થશે તો ફરી યુદ્ધના દાવ ખેલીશું.'

મહાત્મા આટલું બોલીને શાંત થઈ ગયા શકરાજની અકળામણનો પાર ન રહ્યો. દુશ્મન પર દયા દાખવવામાં એમની રાજનીતિ નિષેધ ભણતી હતી અલબત્ત, આર્યોની એ આગવી વિશિષ્ટતા હતી, પણ એમાં એમણે ઘણું સહન પણ કર્યું હતું.

શકરાજથી ન રહેવાયું: એ બોલ્યા. 'મહાત્માજી ! નીતિ, ધર્મ, દયા, ચારિત્ર્ય, એ બધું રણભૂમિની બહારની વસ્તુ છે'

'રાજન્ ! આર્ય માન્યતા એથી જુદી છે. ખરે વખતે જો શુભ સંસ્કાર ન સચવાય, તો પછી એ બિલાડીના ટોપની જેમ

હોય, મહાત્મા પોતાને ઊંડા કૂવામાં ઉતારી વરધ કાપતા ન હોય ! શકરાજ પળવાર શંકામાં પડી ગયા.

મહાત્મા શકરાજની આંખોમા એ ભાવ વાંચી શકતા હતા. એમને એ આંખોમા પળવાર રાજા દર્પણસેનની તસવીર જાણે નાચતી દેખાઈ, પણ શકરાજ જેમ પરિસ્થિતિને વશ થઈ અપ્રિયને પ્રિય કરી રહ્યા હતા, એમ મહાત્મા પણ અપ્રિયને પ્રિય કરી રહ્યા.

કાફલો હવે સાવ નજીક આવી ગયો હતો.

એમાંથી એક બુલંદ સ્વર આવ્યો: 'શક શહેનશાહનો વિજય હો !'

શકરાજે એ જયકારના શબ્દો ઝીલવા કાન સરવા કર્યા.

ફરી સ્વરો આવ્યા: 'શક શહેનશાહનો વિજય હો.'

'અરે ! આ શું ?' શકરાજ આશ્ચર્યમાં પડી ગયા.

મહાત્મા આંખો મીંચી ગયા ને થોડીવારે બોલ્યા, 'મારું જમણું અંગ ફરકે છે. શ્વાસ ડાબી નાસિકામાં છે. જરૂર આપણું શુભ થશે. મિત્રોનો મેળો થશે.'

શકરાજના કાન સસલાની જેમ સરવા બન્યા હતા. એમને નવો જ વહેમ પડી રહ્યો હતો. થોડીવારમા અકળાઈને એ બોલ્યા:

'અરે ! આપણા મિત્રો જરૂર, પણ આજ તો શત્રુના લેબાશમાં ! આ તો ઘરના શત્રુ આવી પહોંચ્યા લાગે છે. શક શહેનશાહે આપણો પીછો પકડવા આ બધાને મોકલ્યા છે. ઓહ ! ઘરના દાઝયા વનમાં ગયા તો ત્યાં પણ લાગી આગ !'

'ચિંતા નહિ, શકરાજ ! આ આર્ય ભૂમિ છે. મગરનું જોર પાણીમાં, એમ અહીં શહેનશાહનું જોર ચાલે તેમ નથી. અને આ આપણો મિત્ર વાસુકિ છે ને ? એની એક હાકે હજારો યોદ્ધા આવીને ઊભા રહેશે. આપણે એના મહેમાન છીએ. એની સેના આપણને જરૂર મદદ કરશે.'

શકરાજ વાસુકિ સામે જોઈ રહ્યા. પળવાર પહેલાં જેના લોહી માટે પોતે તૈયાર થયા હતા, એને મિત્ર થવાનું કહેવું કઠિન હતું. શકરાજ મહાત્માને મનોમન અભિવંદી રહ્યા, ને પોતાની ઉતાવળ માટે પસ્તાઈ રહ્યા. રાજકારણમાં તો શત્રુ પળવારમાં મિત્ર ને મિત્ર પળવારમાં શત્રુ !

'ચિંતા ન કરો, શકરાજ.' વાસુકિ વગર વિનંતીએ બોલ્યો, 'અમે જરૂર લૂંટારા છીએ, પણ નીતિનિયમમાં માનનારા છીએ. અમને બચાવનારને માટે અમે જાન આપીએ એવા છીએ. હુકમ કરો, મહાત્માજી !'

'પ્રથમ વાસુકિને બંધનમુક્ત કરો.' મહાત્માએ કહ્યું. વાસુકિને મુક્ત કરવામાં આવ્યો.

'વાસુકિને માથે શકસરદારનો મુગટ મૂકો.' મહાત્માએ હુકમ કર્યો.

વાસુકિને માથે મુગટ મૂકવામાં આવ્યો.

'વાસુકિ ! તું અમારો બને છે.' મહાત્મા જાણે વાસુકિને વફાદારીના સોગન લેવરાવતા હોય તેમ બોલ્યા.

'હું આપનો દાસ છું.' વાસુકિ બોલ્યો.

'વાસુકિ ! તપાસ કર. કોણ આવ્યા છે ? મિત્ર છે કે શત્રુ ?'

'જેવો હુકમ !' વાસુકિએ બોલતાં બોલતાં તો તરત પાણીમાં ઝંપલાવ્યું.

પાણીમાં થોડે દૂર અડધી તૂટેલી એક નૌકા તરતી પડી હતી. એ પર એ ચડી બેઠો, ને થોડાંક હલેસાં મારી નાવને આવતા કાફલાની લગોલગ કરી દીધી.

સામેથી જહાજ ચાલ્યું આવતું હતું. એના કપ્તાનને વાસુકિએ દરિયાઈ ભાષામાં કંઈક કહ્યું.

થોડીવારમાં એક રસ્સી નીચે ઊતરી આવી.

વાસુકિ વાનરની જેમ ઉપર ચડી ગયો ને થોડીવારમાં પાછો નીચે ઊતરી આવ્યો. ફરી પોતાની નાવડીમાં એ ચડી બેઠો. થોડાંક હલેસાં દીધાં કે દ્વારામતીને કાંઠે.

એ ઊતરીને મહાત્મા પાસે દોડ્યો ને બોલ્યો. 'મહાત્માજી એ તો આપના મિત્રોનો બેડો છે.'

'મિત્રોનો ?' શકરાજને હજી એમાં શંકા લાગતી હતી.

'હા, કહે છે કે શકરાજ મહાત્માની મદદે ભારતમાં ગયા છે, એવી ગાથા ત્યાં ગવાઈ છે. શક શહેનશાહે મદદમાં સેના મોકલી છે.' વાસુકિ બોલ્યો.

'ન મનાય તેવી વાત છે.' શકરાજે કહ્યું.

'વાસુકિ ! જા, ત્યાં વહાણમાંથી બે જણને તેડી લાવ. લે, શકરાજની મુદ્રા.' મહાત્માએ શકરાજ પાસેથી મુદ્રા લઈને આપી.

વાસુકિ તરત પાછો ફર્યો. શકરાજ આ આગરા જનના નવા અવતારને જતો નીરખી રહ્યા, ને બોલ્યા. 'મહાત્માજી ! આપની મંત્ર–શક્તિ અદ્ભુત છે. ભલભલાં ભૂત પળવારમાં વશ બની જાય છે !'

'દિલભર દિલ છે, રાજન્ ! સામો માણસ ખાનદાન હોય તો આપણા દિલનો પડઘો પડે જ છે

'અપવાદમાં રાજા દર્પણસેન ખરો ને ?' શકરાજે વળી કડકી લાપા વાપરી. મહાત્માને વારંવાર જખમમાં થતો થોંચપરોણો ગમતો નહોતો. પણ એમણે એ ખમી ખાધો.

વાસુકિ થોડીવારમાં બે જણને લઈને પાછો ફર્યો.

એમાં એક પ્રજાવર્ગનો નેતા નહુષ હતો, બીજો રાજ તરફનો નેતા નહપાન હતો. બંનેએ શકરાજને પોતાનાં મસ્તક નમાવ્યાં.

શકરાજે બંનેના નમસ્કાર ઝીલ્યા.. પ્રસન્ન વચન ઉચ્ચાર્યાં, ને બોલ્યા : 'તમારું આગમન મને રહસ્યભર્યું લાગે છે. ખુલાસો કરશો તો રાજી થઈશ.'

નક્ષત્રે પોતાની વાત શરૂ કરતાં કહ્યું :

'આપના ગયા પછી, મહાસુંદરી મઘાએ પોતાના પતિનો પત્તો ન મળતો હોવાથી એને મરી ગયેલો સમજી ફરી સ્વયંવર યોજ્યો. આ પહેલાં એણે એક નાટક ભજવ્યું. એ નાટકનું નામ 'સંજીવની શોધ.' આ નાટકમાં એણે સંજીવનીની શોધ, મહાત્માનું મિલન, મહાત્મા અને શકરાજની મુલાકાત વગેરે સુંદર રીતે ભજવી બતાવ્યું. પછી શકરાજ તરફ શહેનશાહને શંકા કઈ રીતે થઈ, મસ્તકની માગણી કેવી રીતે કરવામાં આવી ને આપ કેવી રીતે વતનત્યાગ કરી ગયા, એ ખૂબ સુંદર રીતે ભજવ્યું ને એક સારા રાજકર્તા શહેનશાહ તરફથી સામાન્ય શંકાને કારણે કેટલો બધો હેરાન કરવામાં આવે છે, ને પ્રજા કેવી શાંત રહી જોયા કરે છે, એ પણ સૂચવ્યું. નાટક જોઈને પ્રજા વર્તમાન ઘટનાનો ભેદ પામી ગઈ. પ્રજા એકદમ જાગી ગઈ.'

'શાબાશ મઘા !' શકરાજ વચ્ચે બોલ્યાં.

'મઘાએ તો કમાલ કરી.' રાજપ્રતિનિધિ નહપાને વાત આગળ ચલાવી. 'એણે શહેનશાહની સેવામાં રહેલા ઔરૂતની સાન ઠેકાણે આણી. બસ, પછી તો બધાએ મળીને શકરાજને બચાવવાની યોજના તૈયાર કરી. મઘા આગેવાન બની. ઐરૂતે પ્રજાને તૈયાર કરી. બધા પાટનગરમાં ગયા. શહેનશાહ ચમકી ગયા. એમણે વાત ફેરવી નાખી કહ્યું, જાઓ, લશ્કર લઈ જાઓ, ને શકરાજને ભારતવિજયમાં મદદ કરો. એમને કહો કે ભારત જીતીને માનપૂર્વક પાછા આવો. હું અપૂર્વ માન આપીશ. મારી શંકા ટળી ગઈ છે.'

'વાહ મારી શિષ્યા ! ગુરુથી સવાઈ નીકળી.' મહાત્માથી બોલાઈ ગયું.

નહપાન બોલ્યો, 'અમે આપ સર્વનું પગલેપગલું દબાવતા નીકળી પડ્યા, પણ રસ્તામાં ચાંચિયાનો ભેટો થયો.'

'અમને પણ ભેટો થયો હતો.' શકરાજ બોલ્યાં. એ અત્યારે ખૂબ ઉમંગમાં હતા. 'રે, મઘાને બોલાવ. મારે એને કપાળે ચૂમી ચોડવી છે; ઇનામ આપવું છે.'

'મહારાજ ! હવેની વાત જરા શોકજનક છે અમે ચાંચિયાને મેં સામેની લડતમાં હરાવ્યા, પણ એ દગો કરી ગયા. રાતે ચૂપ-ચાપ આવીને મઘા અને ઐરૂતને એ ઉપાડી ગયા.' નહપાને શોકભર્યા સ્વરમાં કહ્યું : 'અમે ઘણી શોધ કરી, પણ હજી એમનો પત્તો મળ્યો નથી.'

હર્ષના સાગરમાં દુઃખની ઓટ આવી : બધા એકદમ લેવાઈ ગયા.

'ચાંચિયા સ્ત્રીને લઈ જાય, પણ માનથી રાખે અને આપણને પહોંચાડે.' મહાત્માએ કહ્યું. 'આ દેશમાં બાળક, રાજા, સ્ત્રી, ગાય અને બ્રાહ્મણ અવધ્ય લેખાય છે.'

'એ વાત સાચી, પણ મને એક શંકા છે.' વાસુકિએ વચ્ચે કહ્યું.

'શી શંકા ?'

'હમણાં પાશુપત સંપ્રદાયના લોકો સોમનાથ પાટણ તરફ બહુ ફરે છે. એ નરબલિ આપે છે. એ માટે તેઓ અમારી સાથે ઘૂમે છે, અમારા ઘર પાસે ધામા નાખીને પડ્યા રહે છે. સુવર્ણના લાલચુ કેટલાક ચાંચિયા આ નરબલિ પૂરો પાડવાનું કામ કરે છે.'

'ઓહ ! પણ નરબલિનો તો રાજ તરફથી નિષેધ છે ને ?' મહાત્માએ કહ્યું.

'જરૂર છે, પણ આ પાશુપત લોકો માથાભારે છે, એ ભારે લડવૈયા પણ છે. પ્રજાને દબાવવા કે દુશ્મનને ડારવા અહીંના ગણતંત્રોના સ્વામીઓને તેઓનો વારંવાર ખપ પડે છે, એટલે તેઓ આંખ આડા કાન કરે છે.' વાસુકિએ કહ્યું.

'શકરાજ! તમે શકસસૂહનું સ્વાગત કરો. હું મઘાને શોધવા જાઉં છું. મારે મન એ બીજી સરસ્વતી છે.' મહાત્માએ કહ્યું.

શકરાજને આ પ્રસંગે આ ભાવાવેશ ન રુચ્યો, પણ મહાત્માઓ મનચલા હોય છે, એનો એમને તાજો અનુભવ થઈ ગયો હતો. તેઓ બોલ્યા :

'અહીંની વ્યવસ્થા પણ જરૂરી છે. નવો દેશ છે અમારા માટે. મિત્ર-શત્રુની પિછાન નથી. આપ જઈને આવો ત્યાં સુધી લશ્કરી ઢબે અમે અહીંનું શાસન ચલાવીશું.'

'સારું,' મહાત્માએ મંજૂરી આપી. 'કોઈ ગુનેગાર લાગે તો સજા કરજો, પણ દેહાંતદંડ ન દેશો. વારુ, તો મારી સાથે કોણ આવશે ?'

'સેવક આપની સાથે છે. સાંજે ઊપડીએ. શોધ માટે રાત્રી અનુકૂળ રહેશે મારા અનુચરોને અત્યારે જ રવાના કરું છું.' વાસુકિએ કહ્યું.

'વાસુકિના તમામ સાથીદારોને મુક્ત કરો.' શકરાજે આજ્ઞા કરી. એણે સમય પારખી લીધો. મહાત્મા જતાં જતાં આજ્ઞા કરી જશ ખાટે, એના કરતાં પોતે કાં ખાટી ન જાય!

વાસુકિના સાથીદારો મુક્ત થયા.

મહાત્મા સંધ્યાની રાહ જોઈ રહ્યા. એમના આનંદના ચંદ્ર ઉપર મઘા-મૈરૂતના અપહરણના સમાચારનો રાહુ ફરી વળ્યો હતો.

# ૫૪

## મઘાની મુક્તિ

મહાત્મા ભારે ચિંતામાં પડી ગયા. સાંજ કેમેય પડી. મન વારંવાર પૂછતું હતું, 'મઘા કયાં ?'

સાગર જાણે સામો એજ સવાલ પૂછતો હતો : 'મઘા કયાં?'

ચક્રવાક જાણે એ જ શબ્દનો પડઘો પાડતો હતો : 'મઘા કયાં'?

જળ તરંગો જાણે એ જ શબ્દો બોલતા હતા : 'મઘા કયાં ?'

મનનો ઢંગ તો જુઓ ! જેને ખાતર એક ભવમાંથી બે ભવ કર્યાં—મુનિમાંથી મહારથી બન્યા—એ ભગિની સરસ્વતી ક્ષણ વાર વીસરાઈ ગઈ; અને એનું સ્થાન મઘાએ લઈ લીધું.

અહીંની બે માનવજાતોથી એમને મઘા માટે ડર હતો : એક પાશુપત લોકોથી, જેઓ મનુષ્યબલિમાં ભારે શ્રદ્ધા ધરાવતા હતા. તેઓ લડાયક બળવાળા હોવાથી કોઈનો પ્રતિબંધ સહન કરતા નહિ. એમને છંછેડવા એ કાળા નાગને છંછેડવા બરાબર હતું.

બીજો ભય વિન્ધ્યવાસી પહ્લવ લોકોનો હતો. તેઓ મનુષ્ય-ભક્ષક હતા મનુષ્યનું લોહી એમને માટે શરબત હતું, ને મનુષ્યનું માંસ એમને માટે મિષ્ટાન્ન હતું.

નરબલિ કે નરમાંસનો રાજ્યો તરફથી તો ખાસ નિષેધ હતો; છતાં આ અનિષ્ટ ચાલ્યા જ કરતું હતું. ઘણીવાર પાશુપત યોદ્ધાઓની લડાઈમાં મદદ લેવાના આશયથી રાજકર્તાઓ તરફથી આડકતરી રીતે નરબલિ ગુપ્ત રીતે ભેટ પણ અપાતો.

પાશુપત યોદ્ધાઓ ભારે ઝનૂની યોદ્ધાઓ હતા. યુદ્ધ ખેલવું અને એમાં મરવું–મારવું એ એમને મન અનેરી મોજ હતી.

વાસુકિ નૌકા વહેતો આવી પહોંચ્યો. મહાત્માએ નૌકાના અગ્રભાગમાં સ્થાન લેતાં કહ્યું : 'વાસુકિ, મઘા નહીં મળે તો હું સાગરમાં સમાધિ લઈશ'

'ચિંતા ન કરો, આર્યગુરુ ! મઘા જરૂર મળશે. ગુરુદેવ ! મઘાને જો દરિયાએ સંતાડી હશે, તો અગત્સ્યની જેમ હું સાગર પી જઈશ : ધરતીએ છુપાવી હશે તો વરાહ અવતારની જેમ પૃથ્વીને ઊંચી તોળી લઈશ, પણ મઘાને લઈ આવીને જંપીશ. આપ નિશ્ચિંત રહો.' વાસુકિએ આશ્વાસન આપતાં કહ્યું.

વાસુકિએ નૌકા પર પોતાના દશ સમર્થ સાથીદારોને લીધા. આ સાથીદારો જુદા જુદા કાર્યોમાં નિષ્ણાત હતા. કોઈ દરિયામાં પડેલું મોતી શોધી કાઢતા, કોઈ પથ્થરમાં રહેલ ગંધ પારખી શકતા, કોઈ ધૂળ પરથી ત્યાંની ધરતીની ભાળ આપી શકતો. કોઈ હવાની સાથે ઊડી શકતો; અને કોઈ જાતજાતની બોલી બોલીને સંકેત આપી શકતો.

અંધારી રાતમાં તારાનું નિશાન લઈને નૌકા ઊપડી. આર્યગુરુ નૌકામાં શાંત બેઠા હતા. એમના અંતરમાં તો દરિયાનાં ભરતીઓટ ઉછાળા મારી રહ્યાં હતાં; પણ મુખ પર નિશ્ચલ શાંતિ હતી.

વાસુકિએ આ શોધની આગેવાની લીધી. સામાન્ય માણસ માટે રાતનો સાગર–પ્રવાસ કઠિન હતો, પણ આ જૂથને રાતનો સાગરપ્રવાસ વિશેષ સરળ અને સુખદ હતો.

નૌકા ઝડપથી આગળ સરતી હતી.

જે સ્થળે મધાના વહાણને અને ચાંચિયાના વહાણને ભેટો થયો હતો એ દિશા તરફ એમણે નાવોનો વેગ વધાર્યો.

થોડીવારમાં એ સ્થળે પહોંચી ગયા. અહીં લડાઈના અવશેષ જેવું કંઈ નહોતું રહ્યું. પણ એકાદ ભાંગેલી નાવના ટુકડા અહીં-તહીં તરતા હતા.

વાસુકિએ પોતાની નૌકા ત્યાં થોભાવી. આર્યગુરુને ત્યાં બેઠા રાખી બધા પાણીમાં ટપોટપ કૂદી પડ્યા.

રાતના ઘોર અંધારા પર, વદ પક્ષનો મોડો ઉગનારો ચંદ્રમા હજી હવે ઊગતો હતો એની આછી કિરણાવલિ સાગરના અંધારિયા પટ પર પથરાતી હતી. આ કિરણાવલિમાં આર્યગુરુએ વાસુકિ અને એના દશ સાથીદારોને પાણીના પટ પર તરતા જોયા.

જલચરો મોં ફાડીને સામે આવતાં હતાં.

વનેચર જેવો વાસુકિ લાંબી વામે દરિયો કાપતો હતો એના સાથીદારોનાં અંગો માછલીઓની ભ્રાંતિ કરાવતાં હતાં: ને એ ભ્રાંતિમાં કોઈ મગરમત્સ્ય ભક્ષ કરવા આવતો ત્યારે છરીઓનો લાંબો હારડો પહેરેલો એ માનવી મગરને અભક્ષ્ય લાગતો. અને આંધળું સાહસ કરીને એ માનવીની પાસે જનાર જળચરનાં અંગ છેદાઈ જતાં.

રાત સમસમ વહી જતી હતી.

આર્યગુરુ એકલા નૌકા પર બેઠા હતા, નૌકાએ ત્યાં લંગર બાંધ્યું હતું, એટલે થોડી આઘીપાછી થઈને એ પાછી ઠેકાણે આવી જતી.

અને નૌકાની જેમ આર્ય કાલકની સ્મૃતિઓ પણ થોડી આઘીપાછી થતી હતી. જીવનના વિશાળ ફલક પર કેવા કેવા ગમતા—અણગમતા રંગો આવ્યા, એની રંગાવલિ એ પોતાના અંતરપટ ઉપર અને કાળપટ ઉપર નીરખી રહ્યા.

એ સ્મૃતિપટ પર અનેક રંગભરી રસભરી સુંદરીઓ આવીને અદૃશ્ય થઈ ગઈ. બધાને આવરી લેતા અને શીળો પ્રકાશ પાથરતા

પેલા ખાણવાળા મુનિ યાદ આવ્યા, ને પોતાને માથે મોટી જવાબદારી મૂકીને જીવન પૂરું કરનાર ગુરુદેવ યાદ આવ્યા. રાત વહી જતી હતી.

વાસુકિ અને તેના સાથીદારોને ગયે ઘણો વખત થયો હતો, પણ પાછા ફરવાનાં કંઈ નિશાન જણાતાં નહોતાં. મઘાને માટે એ બધા મહેનત કરે, અને પોતે નિશ્ચલ બેસી રહે, એ એમને ગમતી વાત નહોતી. પણ અહીં તેમનાથી કંઈ થઈ શકે તેમ પણ નહોતું.

ઘડીમાં સાગર સામે. ઘડીમાં નૌકા પર, ઘડીમાં દૂર ઝાંખા કિનારા પર તેઓ નજર ફેરવી રહ્યાં.

આભમાં તારાઓ ચમકતા હતા,
સમરાન થઈ જવા આવી હતી.

એકાએક નૌકાને કોઈનો સ્પર્શ થયો. નૌકા હાલી. કોઈ વ્યક્તિ એકદમ ઉપર ફરી આવી. એણે કહ્યું:

'ગુરુદેવ! મઘાનો પત્તો મળ્યો.'

'શું પત્તો મળ્યો? ક્યાં છે મઘા?'

'વાસુકિ નાયકનો આ સંદેશ છે. અમે જાણતા નથી કે અત્યારે એ ક્યાં છે. પણ આપને તરત કાંઠે આવી પશ્ચિમી કાંઠા તરફ જવાનું છે ત્યાં સારંગ મળશે. એ આપને રાહ બતાવશે.'

'સારંગ કોણ?'

'દેવચકલી. મહાગુરુ. વાટના કેડા બતાવવા માટે અમે આવાં પંખી પાળીએ છીએ. સોમનાથ જવાના કેડા બતાવતી દેવચકલીનું નામ સારંગ છે.'

ગુરુ આશ્ચર્ય પામ્યા. 'ચાંચિયા. લૂંટારા, ખૂનીનું ઉપનામ પામેલા આ લોકો કેટલા વીર, કેટલા કર્તવ્યપરાયણ ને કેટલા અતિથિપ્રેમી હતા! વળી આખા વન પર ને દરિયા પર કાબૂ રાખવાની કેવી પદ્ધતિઓ જાણતા હતા!

નૌકા કિનારા તરફ ચાલી અને ઘૂંટણ સમાણાં પાણીમાં આવીને એ ઊભી રહી.

ગુરુ પાણીમાં ચાલતાં કાંઠે આવી ગયા. એમની ઊંચી પડછંદ કાયા ને મોટું માથું લૂંટારાને પણ માન ઉપજાવી રહ્યાં. ત્યાંથી તેઓ પેલા સાથીદાર સાથે નિ:શંક રીતે આગળ ચાલ્યા,

થોડીક વારમાં પ્રભાતિયો તારો આભમાં દેખાયો ને સાથીદારે વિદાય લીધી. સાથે જ એક પંખીનો સ્વર સંભળાયો.

'સારંગ!' આર્યગુરુએ કહ્યું : 'બાપુ, ચાલ માર્ગ બતાવ.'

દેવપંખી ઊડયું થોડીવાર એ ધોરી માર્ગ પર રહ્યું : પછી એણે કેડી લીધી. આર્યગુરુ એ રસ્તે ચાલ્યા

પથ્થર અને ઝાડીમાંથી કેડી ચાલી જતી હતી. ઘણીવાર ઝરણને વીંધીને એ આગળ વધતી. દેવપંખી અને આર્યગુરુ એ રીતે પ થ કાપી રહ્યાં.

ઘણું ચાલ્યા, બપોર થયા, પણ પ થનો પાર ન આવ્યો.

સૂર્ય ખૂબ તપ્યો, એટલે પંખી ઝાડની ઘટામાં બેસી ટહુકવા લાગ્યું આર્ય ગુરુ સમજ્યા કે પંખી વિશ્રામ લેવાનું કહે છે. એમને માણસ કરતાં પંખી વધારે પ્રિય લાગ્યું : નિઃસ્વાર્થભાવે કેવી ઉત્તમ સેવા ઉઠાવે છે!

આર્ય ગુરુએ થોડીવાર ત્યાં વિશ્રામ કર્યો ને વળી દેવપંખી આગળ ઊડયું. આર્યગુરુ પણ એની પાછળ પંખીની જેમ પાંખો કરીને ઊડતા ચાલ્યા.

હવે કેડી પર માણસોનાં પદચિહ્નો દેખાતાં હતાં. કંઈ કંઈ વસ્તુઓ ફેંકેલી નજરે પડતી હતી. હવે ગુરુને મુસાફરી કરવામાં કંઈક રસ આવ્યો. તેઓ ચારે તરફનું નિરીક્ષણ કરતા આગળ વધવા લાગ્યા

સૂરજ પશ્ચિમ તરફ ઢળવા લાગ્યો હતો.

માર્ગનો અંત ક્યારે આવે, એ સમજાય એવું નહોતું. મોટી બીક એ હતી કે સાંજ પડતાં પંખી વિશ્રામ કરશે અને પોતાને

પણ ફરજિયાત વિશ્રામ કરવો પડશે, ને તો મઘાની શોધ અધૂરી રહેશે !

અધૂરી શોધ મનમાં અજંપો જન્માવશે. એ શોધમાં આખો જીવનપંથ કપાઈ જાય, તોય એમાં કંટાળો નહોતો.

ધીરે ધીરે કેડી સાંકડી બનતી ગઈ.

એકાએક કેડી એક અંધારી ગુફામાં જઈને થંભી ગઈ. ધોળે દિવસે ત્યાં અંધારું હતું. ચામાચીડિયાં ચહુકતાં હતાં ને એક બૂરી વાસ નાકને આવરી રહી હતી.

દેવપંખી બહાર રહી ગયું.

ગુરુ ત્યાં ઊભા રહ્યા અને વિચારવા લાગ્યા : હવે શું ? એમના ભોમિયા સમું પંખી તો કંઈ વાત કરવાનું નહોતું. તો પૂછવું કોને ?

એકાએક ગુફાની દીવાલમાંથી એક જણ બહાર નીકળી આવ્યો. એ કોઈ ખાખી વેરાગી જેવો લાગતો હતો. એના હાથમાં લોહીવાળું ત્રિશૂળ હતું અને એનાં અંગો પર ત્રિશૂળના જખમ હતા.

આર્ય ગુરુએ આગંતુકને જોતાંવેંત ઓળખી લીધો અને કહ્યું : 'કોણ વાસુકિ ?'

'હા, ગુરુદેવ ! છું તો આપનો વિનમ્ર સેવક વાસુકિ, પણ અત્યારે છું પાશુપત સંપ્રદાયનો ખાખી વેરાગી. મઘાનો પત્તો મેળવવા આ વેશ સજ્યો છે'

'પત્તો તો મળ્યો ને ?' આર્ય ગુરુએ બીજી વાત છોડી મુખ્ય પ્રશ્ન કર્યો. આમાં એમના મનની અધીરાઈ ભરી હતી.

'પત્તો તો લાગ્યો, પણ પ્રાપ્તિ મુશ્કેલ છે.'

'કેમ ? મરજીવાને શું મુશ્કેલ ? વાસુકિ, મને બધી વાત વિગતથી કહે. જરૂર લાગશે તો ક્ષત્રિયનું લોહી, સાધકની સિદ્ધિ

ને મુનિનું તપ–ત્રણેને આજે હોડમાં મૂકી દઈશ; પણ કામ પાર પાડીને જ જંપીશ.'

આર્યગુરુની અધીરતાને સીમા નહોતી.

વાસુકિએ કહ્યું : 'આર્યગુરુ ! આ અમારાં જ પાપ છે. આપને મૂકીને હું કાંઠે આવ્યો કે મને તરત ખબર મળી ગઈ કે અમારા જાતભાઈઓએ જ મધાને ઉપાડવામાં મદદ કરી છે, આ ખાખી વેરાગી લોકો અમારા લોકોમાં ખૂબ પેધેલા છે, ને કોઈ મોટી લૂંટમાં અમે એમની મદદ લઈએ છીએ, તેમ એમને પણ પૂજાપાઠ માટે કે મોટી સાધના માટે બલિ તરીકે નર–નારી અમે જ મેળવી આપીએ છીએ.'

વાસુકિ શ્વાસ લેવા થોભ્યો.

'હાં પછી...' આર્યગુરુને વાસુકિ શ્વાસ લેવા થોભે એ પણ અત્યારે ગમતી વાત નહોતી.

'મધાની સુંદરતા, પરાક્રમ, હોંશિયારી જોઈ એ લોકોએ એનો બલિ તરીકે ઉપયોગ ન કરતાં, એને સિદ્ધિની સાધનાસુંદરી બનાવવાનો નિર્ણય કર્યો. ગુરુ ! મારા સાથીદારો કહે છે, કે રિવાજ મુજબ એનાં વસ્ત્રો ઉતારી લઈને એને નગ્ન કરી. છતાં એ જરા પણ ન થડકી. એને સિદ્ધ પુરુષ આચાર્ય દેવની પાસે મોકલવામાં આવી. એ નિશ્ચિંત રીતે ચાલી ગઈ. સાધનાગૃહનાં દ્વાર બંધ થયાં, પણ થોડીવારે આચાર્યદેવ બહાર આવ્યા ને બોલ્યા : 'આ સુંદરી અનાર્ય કુલની છે. એ સાધના–સુંદરી બની ન શકે. બલિને યોગ્ય છે કે નહિ તે હવે બીજા આચાર્યો નક્કી કરે.' અને તેમણે મધાને બહાર કાઢી.

'ગુરુદેવ ! મારા સાથીદારો કહે છે, કે મધા તો સાવ શાંત હતી. આચાર્યના આખા દેહ પર પરસેવો હતો. ને મોં પડી ગયું હતું. ન જાણે આપની એ શિષ્યાએ શો ચમત્કાર કર્યો ! ગુરુદેવ !

હવે મધા બીજા કાપાલિકોના હાથમાં પડી છે. મેં અડધે રસ્તે એને ઉઠાવવા આ વેશ સજ્યો, પ્રયત્ન કર્યો, ઇચ્છા તો હતી કે અધવચ્ચેથી જ મધાને લઈને આપને આવી મળું, પણ હું નિષ્ફળ ગયો.'

'તો પછી મધા અત્યારે ક્યાં છે ? ભૈરૂતનો કંઇ પત્તો ખરો ?' આર્યગુરુના શબ્દમા ઉદ્વેગ હતો.

'ભૈરૂતનો કંઈ પત્તો નથી. કોઈ કહે છે કે સામનો કરતાં મરાયો. કોઈ કહે છે એ દરિયામાં ફેંકાઈ ગયો. મધા સોમનાથ પાટણના પાદરમાં છે. ત્યાં એક ગુપ્ત મઠમાં પાશુપત આચાર્યો એકઠા મળ્યા છે. તેઓ નિર્ણય કરી રહ્યા છે કે મધા બલિ તરીકે ગ્રાહ્ય કે અગ્રાહ્ય ! કેટલાક 'હા'ના મતમાં છે, કેટલાક 'ના'ના મતમાં છે.'

'ત્યાં કેટલા માણસો છે ?'

'સોએક જણા પણ ગુરુદેવ ! આ ખાખી લોકો બહુ બળવાન ને લડવામાં ભારે કુશળ હોય છે. એ બધા હોય છે તો નગ્ન શરીરે ફક્ત ખાખ ચોળેલી હોય છે, પણ જાણે કુદરતી લોહકવચ સજ્યું હોય તેમ લાગે છે. એમના તલવારના વાર આગળ એક વાર તો ભલભલા યોદ્ધા પણ ભોંઠા પડી જાય.'

'તો શું કરીશું ?' ગુરુ પ્રશ્ન કરીને એ પ્રશ્નનો ઉત્તર પોતાના મનમાં શોધી રહ્યા. 'માણસ ગમે તેવો હોય પણ આખરે હાડ–ચામનો છે ને ! વાસુકિ, શું કરીશું ?'

'મારા મનમાં પણ દ્વિધા છે. એક તરફ એમ લાગે છે કે લડી લઈએ, બીજી તરફ એમ લાગે છે કે લડચે આપણે પહોંચી શકીએ નહિ. તો પાછા ફરીએ ને દ્વારકાથી મદદ લઈ આવીએ ! પણ પાછી એમાં શંકા એ રહે છે કે સમય પૂરતો મળે કે ન પણ મળે. બલિ દેવોનો નિર્ણય થાય તો ઉત્સવ પાસે જ છે.'

આર્યગુરુ વિચારી રહ્યા. એમણે તરત ગુફામાં રહેલી રજ એકત્ર કરવા માંડી. વાસુકી એમાં સમજ્યા વિના મદદ કરી રહ્યો.

રજને લઈને ગુરુ મંત્રપૂત કરવા માંડ્યા, અને પડતી રાતમાં વનસ્પતિ અને વેલા ખૂંદી રહ્યા.

થોડીવારે એમણે કપડાંની ઝોળીમાં રજ ભરી, અને વાસુકિને કહ્યું, 'ચાલ, એ ચર્ચાસભામાં મને લઈ ચાલ આપણે મઘાને ઉઠાવી લાવીએ.'

'પણ શી રીતે ઉઠાવી લાવીશું ?'

'તું ખાખીના વેશમાં સભામાં જજે આ રજચૂર્ણ હવામાં ફેંકજે થોડીવારમા બધાના મગજ ઘેરાશે, એટલે આપણે મઘાને લઈને તરત જ નીકળી જઈશું' ગુરુએ પ્રયોગ સમજાવ્યો.

'પણ તેઓ આપણો પીછો પકડશે તો ?'

'તો હું એમને ખાળીશ તુ મઘાને શકરાજ પાસે પહોંચાડજે. પણ બનતાં સુધી મગજના ઘેરાયેલા તતુ ખૂલતા વાર લાગશે '

'વારુ ગુરુ ! ચાલો.' વાસુકિએ નિર્ણય સ્વીકાર્યો.

બને ચૂપચાપ આગળ વધ્યા હવે પ્રયત્નનું અંતિમ લક્ષ નજીક હતુ. ભારે સાવધાની રાખવાની હતી. બાહોશીથી કામ લેવાનુ હતું. કાં તો સિદ્ધિ કા તો વિનાશ એ સિવાય ત્રીજો કોઈ અંજામ કલ્પી શકાતો ન હતો : પણ વાસુકિ સાહસની ગોદમાં ખેલ્યો હતો. સાહસમાં એને મોજ આવતી આર્ય ગુરુ સાથેની પહેલી કપરી મુલાકાતમા જ એ એમને અર્પણ થઈ ગયો હતો. એને અતરમાં એક આશા પણ હતી કે ક્યારેક પણ મારો ઉદ્ધાર થશે તો કોક આવા સિદ્ધ આદમીથી જ થશે

એ ધીરે ધીરે ખાખીઓની જમાતમાં ભળી ગયો. અત્યારે એ આચાર્યો આર્ય-બલિ અને અનાર્ય-બલિના વિવાદમાં પડ્યા હતા. સભા પક્ષોમા વહેંચાઈ ગઈ હતી.

વાસુકિએ ધરેથી રજ–ચૂર્ણને હવામાં વહેતું મૂક્યું, ગુલાબ-ની જેમ એ મીઠી સુગંધ પ્રસારી રહ્યું.

એક તો સૌના મગજ ચર્ચાથી ઉશ્કેરાયેલાં હતાં, તેમાં આ રજચૂર્ણ ધાર્યા પ્રમાણે પોતાની ગંધ પ્રસારી રહ્યું; એટલે એ તરત જ બધા ઉપર અસર કરવા લાગ્યું.

બીજા બધાની આંખો પર તો ઘેન વ્યાપી ગયું. પણ વાદે ચઢેલા આચાર્યો પર રજ–ચૂર્ણની પૂરતી અસર ન થઈ!

વાસુકિ એની રાહ જોઈ રહ્યો. પણ ધીરે ધીરે નજીક સરી આવેલા આર્યગુરુની ધીરજ ન રહી. એમણે ઝડપ કરીને મઘાને વચ્ચેથી ઉઠાવી લીધી.

* ખાખી જમાત ખુલ્લી આંખે મઘાને જતી જોઈ રહી, પણ એમનાં મગજ બહેર મારી ગયા હતાં. સૌ થોડીવાર હોહા કરી રહ્યા, પણ કોઈનાથી ઊઠી શકાયું નહિ. એ સૂતા સૂતા પડકારા કરવા લાગ્યા.

આર્યગુરુએ મઘાને લીધી, મઘા બેહોશ હતી.

આ વખતે વાદસભાના એક આચાર્યે ચીસ પાડી ને મઘાને જતી રોકવા ઝાંપું માર્યું, પણ વાસુકિના હાથનું ત્રિશૂળ એ હાથને વીંધી રહ્યું.

* જાગતા માણસને ઊંઘાડી દેવાની અવસ્વાપિની વિદ્યા પહેલાં પણ હતી આજે પણ હિપ્નોટીઝમથી તેમ થઈ શકે છે. વળી બેહોશ કર-નારી દવાઓ આજે પણ દાક્તરો અને ચોરો વાપરે છે.

આખી જમાતને બેહોશ બનાવી આર્યગુરુ ને વાસુકિ નીકળી ગયા, મઘા આચાર્યના ખભા પર હતી. વાસુકિ એને લેવા પ્રયત્ન કરતો, પણ તરત લથડિયું ખાઈ જતો, એના ઉપર પણ પેલા ચૂર્ણની કંઈક અસર જણાવા લાગી હતી, છતાં એ સાવધ હતો.

પદે પદે પાછળના સામનાની ભીતિ હતી.
મોત ડગલે ડગલે ગુંજતું હતું.
ત્રિપુટી મોતને હાથ તાળી દેતી આગળ વધતી હતી.

## ૫૫

## અમને સુવર્ણ આપો!

આકાશમાં વર્ષાની વાદળીઓ ગોરંભાવા લાગી; શકરાજાએ દ્વારકાના ઊંચા સૂર્યમંદિરની પરિક્મ્મા કરી, અને પોતાના જ દેવ મગ-સૂર્ય આવી મળ્યા, એનો આનંદ માણવા માંડ્યો.

શકરાજની કુમકે જે શક પ્રજા આવી, એ પ્રજામાં અનેક પ્રકારના લોકો હતા. કોઈ શિલ્પી હતા, કોઈ સ્થપતિ હતા, તો કોઈ ચિતારા હતા. શક શિલ્પીઓએ પાંખોવાળી મૂર્તિઓ કોરવા માંડી.

એ પાંખોવાળા ગોધા બનાવ્યા.

એ પાંખોવાળી પરીઓ બનાવી *

પૂંછડીવાળી મનુષ્યાકૃતિઓ સરજી. એમ કંઈ કંઈ બનાવીને તેઓ દ્વારકાના મંદિરને શણગારવા માંડ્યા, અને સ્થપતિઓએ એને યોગ્ય સ્થાને સ્થાપન કરવા માંડી

---

* હમણા જ લેખકે દ્વારકાની મુલાકાત લીધી ત્યારે ત્યાંના વિદ્વાન વયોવૃદ્ધ નાગરિક શ્રી, કલ્યાણરાય જોશીએ મંદિરના શિખર પર કોરેલી એ પાંખોવાળી પરીઓ બતાવી હતી : અને દ્વારકાનું મંદિર મૂળ સૂર્યમંદિર છે, એમ કહ્યું હતું.

થોડા વખતમાં અહીંના લોકો અને શક પ્રજા વચ્ચે સંબંધો બંધાઈ ગયા. ભારતીય મનોદશા એવી હતી કે એકવાર જિતાયા પછી, વિજેતા તરફ વફાદારીથી વર્તવું, અને વિજેતા સામે બંડ કરવાનું દિલ થાય તો એની નોકરીને વફાદારીથી પહેલા મુક્ત થવું.

કેટલીક પ્રથાઓમાં બંને વચ્ચે સામ્ય નીકળી આવ્યું. શક લોકો કમર પર જનોઈ વીંટતા, અહીંના બ્રાહ્મણો ખભે જનોઈ નાખતા. અહીંના લોકો સૂર્યાવતાર ત્રિવિક્રમની ઉપાસના કરતા, શકો પણ સૂર્યોપાસક હતા. શકો ભોજનને પવિત્ર ક્રિયા લેખતા અને એ વખતે મૌન રાખતા. હિંદુ રીતિમાં પણ એ ધર્મકાર્ય લેખાતું. મુખડ, અગ્નિ, સ્નાન ને ચાટવો બંનેમાં સમાન આદરનું સ્થાન ધરાવતાં.

આ રીતે સૌરાષ્ટ્રમાં શક લોકોના આગમનનો ચાંચિયા લોકો સિવાય કોઈએ સામનો ન કર્યો. અને ચાંચિયા લોકોનો પરાજય થયા પછી તો તેઓએ પણ શકરાજની સેવા સ્વીકારી લીધી નવી ભૂમિ શકરાજ અને એમના પંચાણું શક સામંતોને એકદમ ભાવી ગઈ.

અને આ ભૂમિ એમને માટે પૂરી શુકનિયાળ હતી. કારણ કે અહીં આવ્યા પછી શક શહેનશાહનો સદાકાળ બેચેન બનાવી રાખનારો ભય દૂર થયો હતો, બલ્કે તેમના આશીર્વાદ અને તેમની મદદ પણ મળી હતી.

પણ આ આશીર્વાદ ઊભો કરનાર, શક શહેનશાહના દિલનું પરિવર્તન કરનાર મઘા સુંદરી ક્યાં ? અને એ મઘા સુંદરીને અને પોતાને પ્રેરણાનાં પીયૂષ પાનાર આર્યગુરુ ક્યાં ?

શકરાજ દ્વારકા નગરીના ઊંચા આવાસ પર ચઢીને ઓશિયાળા મુખે સાગર ભણી જોઈ રહ્યા.

વાદળોની ઘેરી ઘટામાં શકરાજ મઘાની છાયા જોઈ રહ્યા. વાદળોમાં થતી ગર્જનાઓમાં એ વાસુકિના સ્વરનાદ સાંભળી રહ્યા.

પણ આ તો કેવળ કલ્પનાના રથ હતા. વાસ્તવમાં તો શું થયું હશે, એ કોણ કલ્પી શકે ?

શકરાજ દિશાઓમાં નજર કરી કરીને થાકયા, પણ કંઈ કળાયું નહિ, ત્યાં તો વળી સામંતો સમાચાર લાવ્યા :

'સૌરાષ્ટ્રની ભૂમિમાં કોઈ રાજા નથી, પણ જેની પાસે લડાયક લોકો છે, નાના શા કિલ્લા છે, થોડી લૂંટીને ભેગી કરેલી ધનસંપત્તિ છે, તેઓ રાજા બની બેઠાં છે. આવા અનેક રાજાઓ છે. દરેક રાજા સર્વતંત્રસ્વતંત્ર છે. અહીં મહાજન તંત્ર ચાલે છે: પણ સૌને ક્ષત્રિયોના હથિયારનો ડર લાગી ગયો છે. ગણતંત્રો નામના છે આ રાજાઓ એકહથ્થુ સત્તા ચલાવે છે. આ નાનકડા રાજાઓ આપણા લોકોને ખૂબ હેરાન કરે છે. આપણી સ્ત્રીઓને દીઠી મૂકતા નથી. કહે છે કે આવી રૂપાળી સ્ત્રીઓ અમે કદી જોઈ નથી.'

શકરાજ ઘડીભર વિચારમાં પડી ગયા; પછી બોલ્યા :

'ચિંતા નહિ. જે રાજાઓ રૂપ પાછળ દીવાના બન્યા હોય તેમને શકકન્યા વરાવો. લોહીની સગાઈ સાધો, પછી તેઓને આપણી ભેરમાં લઈ બીજા રાજાઓને હરાવો. લોઢાથી લોઢું કાપો.'

'એના સંતાન કયા વંશના લેખાશે ?' શકસામંતે પ્રશ્ન કર્યો.

'ભલે ગમે તે વંશના લેખાય. આપણે તો રાજ અને ભૂમિ સાથે નિસ્બત છે. બાકી શકકન્યાઓ શકદેશને કદી વીસરતી નથી.' શકરાજે કહ્યું. એનું નીતિશાસ્ત્ર સાવ અવનવું હતું.

'વાસુકિના સાથીદારો આપણી સાથે રહીને આપણા બની ગયા છે. તેઓ ઇષ્ટદેવના શપથ લઈને આપણા સેવકો બન્યા છે. આપણી ફરજ તેઓને નિયમિત વેતન મળે તે જોવાની છે. વેતન મળે તો અહીંના નાના રાજાઓ સાથે તેઓ આપણી વતી લડવા તૈયાર છે.'

'બસ, તો તકની રાહ જુઓ. વખત આવ્યે જેની છરી એનું ગળું !' શકરાજે અંદરના રહસ્યને પ્રગટ કર્યું : યવન-ગ્રીકોએ પંજાબમાં જે રીતે રાજ્યો જમાવ્યાં છે, એ રીતે આપણે પણ કરવાનું છે. યવનોએ પણ જેની છરી એનું ગળું કર્યું છે.' *

શક સામંતોને પણ આ વાત ગમી ગઈ.

'આ રાજાઓ તો કૂબા જેવડા ગામના ધણી છે, પણ એમની પદવીઓ ને બિરુદો ચંદ્રસૂરજ જેવડાં છે. દરેક પોતાને જગતમાં સર્વથી શ્રેષ્ઠ ક્ષત્રિય માને છે. આપણા ક્ષાત્રત્વનો તો તેઓ તિરસ્કાર કરે છે. કહે છે, અમારા ઉપાસ્ય દેવ સૂરજ જુદા, તમારા ઉપાસ્ય સૂરજ જુદા.' સામંતે ત્યાંના જનકુલોના અભ્યાસનું તારણ શકરાજ પાસે રજૂ કર્યું.

'ચિંતા નથી. આર્યગુરુ જ્યાં સુધી આપણી પડખે છે, ત્યાં સુધી કોનો સૂરજ મોટો, એ પ્રશ્ન કરવા જેવો નથી. બાકી જાણો છો કે ઝેરનો જથ્થો મોંમાં સંઘરનાર સર્પ જમીનને અડીને ચાલે છે, ને ઝેરનું બિંદુમાત્ર પૂંછડીમાં રાખનાર વીંછી પોતાનો આંકડો ચડાવીને ચાલે છે. હું આર્યગુરુની અને મઘાની રાહ જોઉં છું. તમે બને તેટલા પ્રદેશો સર કરતા જાઓ. યાદ રાખો કે એમના જ લડનારા અને એમના જ હારનારાઓ, એવી નીતિ આપણે રાખવાની છે. શક સૈનિકોની જેટલી ઓછી ખુવારી થાય તેટલી કરવાની. ભારતીય સૈનિકોની નવી ભરતી થઈ શકશે, આપણી નવી ભરતી શકય નથી.'

'નિશ્ચિંત રહો, મહારાજ ! આ પ્રજા ભલી છે, ભોળી છે, ઉદાર છે, આતિથ્યવાળી છે. સાથે બધી વાતોમાં અતિ કરનારી

* આ વખતે પંજાબમાં યવન-ગ્રીકોનાં રાજ્ય હતાં. એ રાજ્યોનો નાશ શક લોકોએ કર્યો. આજના ઘણા ક્ષત્રિય-કુળ શકના વંશજ દેખાય છે,

મૂર્ખ છે. ભૂતકાળની પ્રશંસાની ખૂબ રસિયણ છે. એમના વડવાઓનાં પરાક્રમની વાતો કરો, એમને મોટા કહીને ચઢાવો, એટલે આગમાં જવા તૈયાર! શૃંગાર ને વીર સિવાય બીજા રસને એ જાણતી નથી. આપણી શકસુંદરીઓ પણ અહીં એક સેના જેટલું કામ કરશે. આપણી સ્ત્રી ગમે તેટલો જુલ્મ બરદાસ્ત કરતાં સ્ત્રીત્વ ખોતી નથી. અહીની સ્ત્રી સહેજ જુલમનો ભોગ બનતાં જીવનથી તો ઠીક સ્વત્વથી પણ હારી જાય છે. હું જાઉં છું. અહીંથી આગળ પ્રસ્થાનની તિથિ, મહારાજ?'

'તિથિ આપણી પાસે નથી. આપણે તો અતિથિ છીએ. આપણને તેડી લાવનાર યજમાન હજી ક્યાં આવ્યા છે? એ લઈ જાય તેમ જવાનું છે. પણ આર્યગુરુના આગમનમાં જેમ જેમ વિલંબ થતો જાય છે, એમ એમ મને ચિંતા વધતી જાય છે.' શકરાજે કહ્યું.

'આર્યગુરુ તો યમ સાથે હાથ મિલાવી પાછા ફરે તેવા છે. તેમની ચિંતા શા માટે?' શકસામંતે કહ્યું.

શકરાજે એ તરફ બહુ લક્ષ ન આપતાં દરિયા પર નજર ફેરવવા માંડી આર્યગુરુ ન હોય તો આ ભૂમિ પર પરાક્રમ ફોરવવું ભારે પડી જાય. સાવ અજાણી ભૂમિ! અહીં એમનું કોણ?

'સામંત! આર્યગુરુના દિલમાં એક વાતનું ભારે દર્દ ભર્યું છે. એ વાતનો નિકાલ થાય, તે પછી જ બીજો વિચાર કરી શકાય.' શકરાજે કહ્યું.

'સાચી વાત છે કે એમની તપસ્વિની બહેનને ઉજ્જૈનીના રાજાએ અટકમાં રાખી છે. ઘણી વિનંતીઓ કર્યા છતાં ન આપી. એનું વેર લેવા આપણને અહીં તેડી લાવ્યા છે. તો શું અહીં એમને મદદ કરનાર કોઈ નહિ મળ્યું હોય?' સામંતે મનની વાત બહાર કાઢી.

'નહિ જ મળ્યું હોય ત્યારે ને ? નહિ તો સાધુ પુરુષ આમ રખડે ખરા ? સિદ્ધ કોટીનો પુરુષ કોઢીનો થઈને ઘૂમે છે. કહે છે કે ઉજ્જૈનીનો રાજા જબરો મંત્રધારક છે. પોતે અમુક પ્રકારનો અવાજ કાઢી જાણે છે. એ અવાજ ભયંકર' હોય છે. એનાથી લશ્કરોને બેભાન બનાવી દે છે'

'એવા રાજાને આપણે પહોચી શકીશું ?' સામંતે ચિંતા વ્યક્ત કરી.

'એ આપણે જોવાનું નથી, સેનાપતિ આર્યગુરુ થવાના છે. આપણે તો તેઓ કહે તેમ વર્તવાનું છે એ કહેશે કે આમ કરો તો આપણે તેમ કરવાનું આપણે તો ઉજ્જનીની ચડાઈમાં ચિઠ્ઠીના ચાકર.' શકરાજ ભોળા ભાવથી બોલતા હતા.

'એ આપણને આગળ કરે, ને આપણો સર્વનાશ કરાવી નાખે તો ? વેરી જેવો અંધ માણસ બીજો નથી.'

'આપણે આપણી અક્કલ કયાં ગીરો મૂકી છે ? મરવું હોત તો શકદ્વીપમા મોત સામે જ હતું. અહીં તો આપણે જીવવા આવ્યા છીએ. ગુરુ આપણને જીવાડવા ને રાજકર્તા બનાવવા લાવ્યા છે.'

'મને તો કાંટાથી કાંટાને કાઢવાની આ રીત લાગે છે પછી આપણને અહીંના રાજા બનાવશે ને ?'

જરૂર, એમાં શંકા કેવી ? ગુરુ સત્યવાદી છે' શકરાજે કહ્યું.

'શંકા એ કે, એ કહેશે, મેં તમને શક શહેનશાહના કોપમાંથી બચાવી જીવતદાન દીધું. એ ઉપકારનો બદલો તમે દીધો. હવે વધુ શું માગો ?'

શકરાજને આ વાતે લેશ સંદિગ્ન બનાવ્યા, પણ પાછું આર્યગુરુનું સૌમ્ય મુખ યાદ આવતાં બધી શંકાઓ ટળી ગઈ.

આકાશમા વાદળો ગોરંભાયે જતાં હતાં, ગર્જનાઓ કાન ફાડી નાખતી હતી, પણ મેઘ હજી નઠોર હતા પાણી દેખાડતા

હતા, વર્ષાવતા નહોતા ! મન અને તનનો ઉકળાટ અસહ્ય હતો !

નીચે ધીરે ધીરે શક સૈનિકો એકત્ર થતા જતા હતા, એ બૂમ પાડીને કહેતા હતા :

'પરદેશમાં લાવીને અમને ભૂખે મારવા છે? અમને લોકોના ઘરમાંથી અન્ન લેવાની છૂટ આપો, નહિ તો અમને સુવર્ણ આપો !'

શકરાજે કહ્યું: 'આપનાર હજી આવ્યા નથી. એ આવીને જે આપવું હશે તે આપશે.'

એટલામાં ચાંચિયા લોકો આવ્યા. તેઓએ કહ્યું : 'અમારો ધંધો તમે છોડાવ્યો. હવે અમે ભૂખે મરીએ છીએ. અમને વાસુકિ આપો. અમે દરિયો દોહી લઈશું.'

શકરાજે કહ્યું, 'હવે તમે લૂંટારા નથી; તમે તો શૂરા લડવૈયા છો; એમ મહાગુરુ કહેતા હતા. જરા ખામોશી ધારણ કરો, ગુરુ હમણાં જ આવે છે.'

'ગુરુ આવે છે !' માનવ મેદનીએ પડઘો ઝીલી લીધો.

શકરાજથી સ્વાભાવિક રીતે શબ્દો બોલાઈ ગયા હતા. પણ ખરેખર, લોકોએ દૂર દૂરથી સડસડાટ આવતી નૌકા જોઈ અને ફરી કિકિયારી પાડીઃ 'ગુરુ આવે છે !

સાગરનાં મોજાંઓ ઉપર ડોલતી નૌકા દેખાણી.

વાસુકિને લોકોએ એની છાયા પરથી પરખી લીધો. મહાગુરુ તો આગળ જ ઊભા હતા. સૂરજ પાછળની સોનેરી વાદળી જેવી મધા પણ ધીરે ધીરે સ્પષ્ટ થતી જતી હતી.

લોકોએ 'ગુરુની જય'થી દિશાઓ બહેરી કરી દીધી.

થોડીવારમાં નૌકા આવી પહોંચી.

શકરાજ દોડ્યા. એમણે ગુરુચરણનો સ્પર્શ કર્યો, ને મધાના ભાલે ચૂમી ચોડી લીધી.

બધાં સાગરકિનારાનાં પગથિયાં ચડીને ઉપર આવ્યાં કે તરત જ અવાજો આવવા લાગ્યાઃ 'ગુરુ ! અમને ધાન આપો અથવા લૂંટની અનુજ્ઞા આપો ! ભૂખે મરીએ છીએ.'

ગુરુને આ અવાજો અપ્રિય લાગ્યા. એ બોલ્યા: 'લૂંટનું ધાન્ય ખાઈને પેટ ભરવું એના કરતાં પેટ ફોડી નાખવું બહેતર.'

'અમે પેટ નહીં ફોડી શકીએ; અમને સુવર્ણ આપો !'

'હું સાધુ છું. સુવર્ણ ક્યાંથી લાવું ?' ગુરુએ કહ્યું.

'અલકમલકમાંથી લાવો. પેટની બળતરા ભૂંડી છે.' અવાજ આવ્યો: 'અમે લૂંટારા છીએ, અમને લૂંટારા રહેવા દો. ભૂખે મરવા કરતાં મરવું બહેતર છે !'

'ભૂખે તો કાગડાં–કૂતરાં મરે, માણસ ન મરે. હું તમને ઊંચે ચઢાવવા આવ્યો છું.'

'અમારે ઊંચે જવું નથી, અમારે જીવવું છે. વાસુકિ ! તું ગુરુને કહે, ગુરુ સુવર્ણસિદ્ધિ જાણે છે !'

વાસુકિ આગળ વધ્યો ને બોલ્યો, 'ગુરુદેવ ! આ લોકો પેટની બળતરા સિવાય બીજી બળતરા જાણતા નથી. કંઈ કરો.'

શક સૈનિકોએ મઘાને ઉદ્દેશીને કહ્યું: 'ગુરુને સમજાવ, સુવર્ણસિદ્ધિ !'

મઘાએ ગુરુને વિનંતી કરી: 'આપ સુવર્ણસિદ્ધિ જાણતા હો તો આ લોકોને રાજી કરો !'

'મઘા ! તમે સહુ વચન આપો કે હું કદાચ ન હોઉં તો મારું કામ તમે પૂરું કરશો. બહેન સરસ્વતીને જાલીમ રાજા દર્પણના હાથમાંથી છોડાવશો. તું અને સરસ્વતી બહેનની જેમ રહેશો.' આર્યગુરુ બોલ્યા એમના અમિત મુખ પર શ્રમ બહુ દેખાવા લાગ્યો હતો.

'તમે શા માટે ન હો ?' શકરાજે પ્રશ્ન કર્યો.

'સુવર્ણસિદ્ધિનો મંત્રપ્રયોગ એવો છે. જો દેવો અડદના બનાવેલા માણસમાં સુવર્ણનો સંચાર ન કરી શકે અને સાચો મનુષ્ય માગે તો મારે મારો દેહ ધરી દેવો પડે.' આર્યગુરુએ

નિર્ણાયક શબ્દોમાં કહ્યું. 'મઘા, હું ન રહું એનો વાંધો નથી. પવિત્ર શિખરેથી સરેલી ગંગાની દુર્ગતિ થવામાં હવે કશી બાકી નથી રહી : પણ એ દુર્ગતિ પછી પણ ધર્મસ્થાપના ન કરી શકું તો જીવવું અને મરવું બધું વ્યર્થ થઈ જાય.'

'અમારે સુવર્ણ નથી જોઈતું. અમારે ગુરુ જોઈએ છે.' શકરાજ બોલ્યા. તેઓ થોડા સુવર્ણની ખાતર ગુરુને ખોવા તૈયાર નહોતા, કારણ કે આ તો પાશેરમાં પહેલી પૂણી હતી.

ત્યાં તો સામેથી અવાજો આવ્યા :

'અમારે સુવર્ણ પહેલું. ભૂખે ભજન નહિ થાય. પછી ગુરુ કહેશે તો સળગતી આગમાં ઝંપલાવીશું.' શક સૈનિકોએ અને ચાંચિયાઓએ એકત્ર થઈને કહ્યું.

'મહારાજ !' વાસુકિ આગળ આવ્યો. એ બોલ્યો, 'થોડું સુવર્ણ લાવી આપો, તો આ લોકો સદાના તાબેદાર છે.'

ગુરુ થોડીવાર મૌન રહ્યા. કસોટી આવતી હતી. એમણે થોડીવારે કહ્યું :

'મને લાગે છે કે સુવર્ણસિદ્ધિ એ મારી કાર્યસિદ્ધિનો એક ભાગ જ છે. જાઓ ! કાલે આ સમયે સુવર્ણ લેવા સહુ આવી પહોંચજો. અને બહાદુર શકસામંતો ! આ પૃથ્વી વિશાળ છે. ગામડે ગામડે પહોંચી જાઓ, અને તમારાં રાજ જમાવો. વીરભોગ્યા વસુંધરા છે.'

'જેવી આજ્ઞા. પણ અમને યથાસમય ગુરુદર્શન તો થશે ને ?' શકસામંતોએ કહ્યું. એ ગુરુના પ્રભાવમાં આવી ગયા હતા.

ગુરુએ જવાબ ન આપ્યો; માત્ર આકાશ સામે જોયું.

## ૫૬

## જ્યારે આર્યકાલક અંતરનો લાવા ઠાલવે છે.

જે વાદળો અત્યાર સુધી પોતાનું જળ પોતે પી જતાં; એમણે હવે છૂટે હાથે ખેતરોમાં વરસવા માંડ્યું હતું. સૌરાષ્ટ્રની સૂકી ને ભૂખી ધરતી ફરી શસ્યશ્યામલા ને તેજસ્વી બની ગઈ હતી સૌરાષ્ટ્રનાં ગ્રામ–નગરોની શેરીઓમાં અને ખેતરોમાં જાણે સુવર્ણનો વરસાદ વરસ્યો હતો!

સુવર્ણના ભૂખ્યા લોકો આકાશમાંથી વરસતા સુવર્ણથી રાજી રાજી થઈ ગયા. તેઓએ ગુરુનો આશીર્વાદ માન્યો.

શકરાજાએ ઠેર ઠેર પોતાના સૈનિકો મોકલી આખા સૌરાષ્ટ્ર પર કબજો કરી લીધો હતો. પંચાણું શાહીઓને મનગમતી ભૂમિમાં થાણાં નાખવાનું એલાન આપી દીધું હતું. ક્યાંક લડાઈથી, ક્યાંક સમાધાનથી, ક્યાંક લોહીની સગાઈથી શકરાજે થોડા વખતમાં સૌરાષ્ટ્રને પોતાની ભૂમિ જેવું બનાવી દીધું! દ્વારકાનું સૂર્યમંદિર એમના દેવનું મંદિર બન્યું ને દરિયો સહુને ભાવી ગયો.

ગીરનાં જંગલો અને ગિરનાર એમની શૌર્ય–કલ્પનાને ચગાવે તેવાં બન્યાં. શકદ્વીપના અશ્વોને પણ સૌરાષ્ટ્રની સપાટ ભૂમિ ભાવી ગઈ! અશ્વખેલન અને ધનુર્વિદ્યાના પ્રયોગો હવે બરાબર ચાલવા લાગ્યા.

મથ્રાએ શક શહેનશાહ સાથે સંબંધ જાળવી રાખ્યો હતો. શહેનશાહ તરફથી સંદેશો આવ્યો હતો કે 'ટૂંક સમયમાં મહાક્ષત્રપ ઉપવદાત પણ તમારા તરફ આવવા ઇચ્છા રાખે છે.'

ઉપવદાત શહેનશાહના જમાઈ થતા હતા.

એમણે ફરી સૈન્ય વ્યવસ્થિત કર્યું, ફરી પોતાની સત્તાને વિકસતી જોઈ શકરાજ ખૂબ આનંદમાં રહેવા લાગ્યા. ફરી સૈનિકો-ની તાલીમ માટે ગુરુને ઉત્સાહી બનાવ્યા. સૈન્યબળ પર જ સિંહાસનો નિર્ભર હોવાથી એ સૈન્યશક્તિની પૂજા બરાબર કરવામાં આવતી

સૌરાષ્ટ્રનાં ગણતંત્રો મરેલી ઘો જેવાં પડ્યાં હતાં, નિંદા, કૂથલી ને ખટપટ સિવાય એમાં કંઈ રહ્યું નહોતું. એ ગણતંત્રોને શકરાજાએ કાં તો ખલાસ કરી નાખ્યાં, કાં એક શક્તિશાળી નેતાની તાબેદારીમાં મૂકી દીધાં.

થોડા જ વખતમાં ફરી ઉત્સાહ વ્યાપી ગયો, ને જેઓ માત્ર વાદવિવાદમાં પડ્યા હતા તેઓ કાર્યરત બની ગયા. શકરાજે સૌરાષ્ટ્રમાંથી પણ સૈન્ય ખડું કર્યું !

વરસાદ આવ્યો. ખેતરોમાં ખેતી ચાલુ થઈ. વાણિયાની હાટે વેપાર વધ્યો. ક્ષત્રિયને સૈન્યમાં સ્થાન મળ્યું. બધે સંતોષ પ્રસરી રહ્યો. પરદેશી શક રાજ્યને કોઈએ અળખામણું ન લેખ્યું. બલ્કે એમના જ દેવને, એમનાં જ મંદિરોને પૂજનાર શકો તરફ ભારતીય ક્ષત્રિયોને ભાવ થઈ આવ્યો. લોહીના સંબંધો દિનપ્રતિદિન વધતા ચાલ્યા.

સહુ સંતોષી હતાં, ત્યારે અસંતોષી હતા એકમાત્ર આર્યગુરુ, હવે એમની ઊંઘ હરામ થઈ ગઈ હતી. આરામ ત્યાજ્ય બની ગયો હતો. એમના સ્વસ્થ ચિત્ત પર વારંવાર આવેશનાં વાદળો ચઢી આવતાં.

ગુરુની આ સ્થિતિ જોઈ મઘા હમેશાં ચિંતિત રહ્યા કરતી. એ વારંવાર ગુરુદેવને પ્રશ્ન કરતી; પણ ગુરુદેવ કંઈ બોલતા નહિ.

એક દિવસ મઘાથી ન રહેવાયું. એણે પૂછ્યું : 'આપે શક પ્રજાને તો તારી, સાથે સાથે અહીંની પ્રજાને પણ તારી સહુના ઘરમાં સંપત્તિ છે, ખેતરમાં ધાન છે, નવાણમાં નીર છે, બધે સુખ-ચેનની બંસી બજી રહી છેઃ છતાં, ગુરુદેવ, આ સુખમાં આપ એકલા દુઃખી કેમ ?'

'મઘા, આ લોકોનું સુખ જોઈ મારું દુઃખ વધી જાય છે'

'કૃપાવતાર ! એમ કેમ ? આપની આંખમાંથી તો અમી ખૂટેલું મેં કદી જોયું નથી.' મઘા બોલી.

'મઘા ! ગુરુદેવના અંતરનું અમીઝરણું કદી ખૂટે નહીં ! એ વહે છે, વહેશે ને સંસારને પ્રફુલ્લાવશે.' એકાએક પ્રવેશ કરતાં શકરાજે કહ્યું.

'શકરાજ, તમારાં બધાંનાં સુખનો હું ઈર્ષાળુ બન્યો છું. મને હવે અમીઝરણ ન માનશો; હવે તો હું જ્વાળામુખીનો લાવારસ છું.' આર્યગુરુએ જરા આવેશમાં કહ્યું. એમના ઓષ્ઠ કંપી રહ્યા હતા. એમને જાણે ઘણું કહેવાનું હતું.

'ગુરુદેવ ! જળ ગમે તેટલું ગરમ થાય તોપણ એનાથી આગ લાગતી નથી. અમારાં સુખ આપનાં આપેલાં છે. આપને એની ઈર્ષા કેમ સંભવે ?' શકરાજે પૂછ્યું.

'સુખ બધું ભુલાવે છે !'

'શું ભુલાવે છે ?'

'કર્તવ્ય. તમે જાણો છો, હું સાધુ હતો.'

'હા, આપે મને બધું કહ્યું છે.' શકરાજને જાણે એ વાત સાંભળવાનો પણ કંટાળો હતો.'

'હું એવો સાધુ હતો, જેનો મૂળ મંત્ર અપકારી પર પણ ઉપકાર કરવાનો હતો.'

'હા. આપે સદાકાળ ઉપકાર જ કર્યો છે.'

'એ બરાબર છે, પણ એ મારા ભક્તો પર. અરે, અનેક અપકારીઓને મેં માફ કર્યા છે, પણ ન જાણે કેમ, એક અપકારીને હું હજી સુધી માફ કરી શક્યો નથી.'

'કોણ છે એ મહાદુષ્ટ?' શકરાજ અજાણ્યા હોય તેમ પૂછી રહ્યા.

'શકરાજ! દુષ્ટનું નામ દેવરાવવા માગો છો? અહીંનાં સુખોએ શું તમારી સ્મૃતિ હણી લીધી? બધું ભૂલી ગયા? ઉજ્જૈનીના રાજા ગર્દભિલ્લને હરાવવા હું તમને સહુને અહીં લાવ્યો છું, યાદ છે કે?' આર્યકાલકે સ્પષ્ટ કર્યું.

'ના. ના. આપ અમને અહીં શક શહેનશાહની સજામાંથી બચાવવા લાવ્યા છો' શકરાજે ફેરવી તોળ્યું.

'એ તો મળી આવેલું બહાનું છે. બાકી રાજા દર્પણસેનની સામે લડવા તમને લાવ્યો છું. એ મહા અપકારીને હું આખુ માફ કરી શક્યો નથી. એના કૃત્યનો ન્યાય કોઈએ ન કર્યો. હવે હું એના કૃત્યની એને સજા કરવા માગું છું.' આર્યગુરુએ કહ્યું.

'એને માફ કરી દો તો? મોટાની મોટાઈ માફ કરવામાં છે.' શકરાજને જાણે આ સુખ છોડી સંગ્રામમાં પડવું હવે રુચતું નહોતું.

'તો મારી જાત માટે હું અક્ષમ્ય અપરાધી ઠરું. મારું રોમરોમ વેર માગે છે, આતતાયીને સજા કરવા પોકાર કરે છે. અંતરમાં વેરનો પોકાર પડતો હોય ને મોંએથી ક્ષમા-ધર્મની વાતો કરું-નો નો બેવડા પાપથી બંધાઈ જાઉં.'

'વેર!' શકરાજે વેર શબ્દ બેવડાવ્યો.

'હા. વેરદેવીની હું એવી ઉત્કટ ઉપાસના કરવા માગું છું, જેમાં આતતાયી દર્પણસેન બળીને ભસ્મ થઈ જાય. માત્ર દર્પણસેન જ શું કામ, આતતાયીમાત્ર સંસારને આતાપના પહોંચાડતાં ધ્રૂજી ઊઠે.'

'કોઈને બાળીને આપને સુખ થાય, એમ માનતા નથી. આપ સાધુ છો. ક્ષમાધર્મી છો.' શકરાજે એની એ વાત ચાલુ રાખી.

'અલબત્ત, બીજાને બાળતાં પહેલાં મેં મારું ઘણું બાળી નાખ્યું છે, પણ આજ હવે એમાં બાંધછોડ નહિ ચાલે હું બાંધછોડ કરું તો જગત પર રાક્ષસોનું રાજ સ્થપાઈ જાય, સ્ત્રીમાત્ર પુરુષને રમવાનું રમકડું બની જાય; સતીત્વ સ્વપ્ન બની જાય, ને સારી સંતતિ સંસાર પર દુર્લભ બની જાય' આર્યગુરુ હૃદયની વેદના ઠાલવી રહ્યા. મઘા યજ્ઞકુંડ જેવા લાલચોળ બનેલા ગુરુના મુખ સામે તાકી રહી.

ગુરુ આવેશમાં આવે તેમ શકરાજ ઇચ્છતા નહોતા, એમને જોઈતું રાજ. જોઈતી ધરતી ને જોઈતુ ઐશ્વર્ય સાંપડી ગયું હતુ. શાંતિનો રોટલો ને ઓટલો છોડી હવે ગુરુને ખાતર મેદાને પડવું રુચતું નહોતું. ઉજ્જૈનીના દર્પણસેનની પ્રચંડ તાકાતની તરેહવાર વાતો એમને કાને આવી રહી હતી

કોઈ ગુફાવાસી સિંહની જેમ ગુરુ ખંડમાં આંટા મારી રહ્યા. થોડીવારે બોલ્યા : 'શકરાજ ! હવે તમારે નજીકના ભવિષ્યમાં શસ્ત્ર ઉપાડવાનાં છે.'

'ગુરુદેવ ! વરસાદ ખૂબ છે. ઘોડા, રથ કે શકટ ચાલે તેવા માર્ગ રહ્યા નથી.' શકરાજે કહ્યું.

'હું એ બરાબર જાણું છું, મને એનું પૂરેપૂરું ભાન છેઃ પણ યુદ્ધ પહેલાં યુદ્ધની તૈયારીઓ તો આદરવી જોઈએ ને ! પૂર્વ તૈયારીઓ પર જ યુદ્ધનો આખરી અંજામ અવલંબેલો હોય છે. તેમ ભારતનાં ઇતિહાસ ને ભૂગોળ સમજ્યા ?'

'સમજયો છું, સમજવા પ્રયત્ન કરું છું : પણ મને તો આપના એ શબ્દો યાદ આવે છે કે યુદ્ધ શાપ છે ! આપનો ઉપદેશ

કેમ ભુલાય ?' શકરાજ જાણે સગવડ મુજબ જૂની વાતનું સ્મરણ કરાવી રહ્યા.

'મારું તીર અને મને જ ઘા ? શકરાજ ! ન માનશો કે મારી ગૂંથેલી સાદડી મને વિખેરતાં વાર લાગશે.' આર્યગુરુએ ગર્ભિત ધમકી આપી. એમની આંખોમાં કેસરી સિંહની આંખોની લાલિમા ચમકી રહી.

'ગુરુદેવ ! સેવકને તો આપનો જ સમજો, આ તો મેં સાંભળ્યું છે કે રાજા ગર્દભિલ્લ અજબ મંત્રધારક રાજા છે. એનાથી બધા ધ્રૂજે છે. એ મેલી વિદ્યા પણ જાણે છે. મહાબળવાન છે. અમારી પાસે લડાઈને યોગ્ય શક્તિ છે, પણ મંત્રશક્તિ તો નથી જ. શત્રુ પાસે જે શક્તિ હોય એને પહોંચી શકાય તેવી શક્તિ હોય તો જ સામનો કરવો ઘટે.'

'રાવણથી તો વધુ બળવાન નથી. ને ? જેના ત્રાજવામાં સત્ય છે એને જય–પરાજયની ખેવના નથી. ધર્મનો જય કરવો છે, અધર્મનો જય થાય તો એ જોવા માટે જીવવાની કંઈ જરૂર નથી ! શકરાજ, ચિંતા ન કરશો. જરૂર પડશે તો હું પોતે સેનાપતિપણું સંભાળી લઈશ; અને તમે શિબિરમાં સુંદરીઓ સાથે સુખચેનથી રમજો ! બૂડેલાને બે વાંસ ઉપર વધુ !' આર્યગુરુના અંતરનો લાવા બહાર માર્ગ કરી રહ્યો. શકરાજ વગર સ્પર્શે દાઝી રહ્યા.

શકરાજે જોઈ લીધું કે આર્યગુરુને આ બાબતમાં ભોળવી શકાય તેમ નથી. એ એમના કોપાનલથી દાઝ્યો હોય તેમ બે ડગલાં પાછળ હઠ્યો. એણે મઘાને આંગળી કરી.

મઘા બોલી : 'ગુરુદેવ ! શક સરદારોએ બહેન સરસ્વતીના મુક્તિ–આંદોલનમાં સર્વસ્વ અર્પણ કરવાનો નિર્ણય કર્યો છે. સૌરાષ્ટ્રવિજયથી શક યોદ્ધાઓનો ઉત્સાહ દ્વિગુણ થયો છે. આજ ભારત–વિજય કરવા એ થનગની રહ્યા છે. શક શહેનશાહના જમાઈ ઉષવદાત પણ સાહસોમાં ભાગ લેવા આવવાના છે.'

આર્ય ગુરુનાં નેત્રમાં અગ્નિ પ્રગટ્યો હતો, મઘાનાં વચનોથી એ કંઈક શાંત થયો એમણે કહ્યું : 'મઘા ! યુદ્ધ મને પ્રિય નથી. યુદ્ધ પ્રિય હોત તો ક્ષત્રિય રાજકુમાર તરીકે જન્મ્યો હતો, રાજા બનીને રણક્ષેત્રમાં ઘૂમત. હું માનું છું કે શસ્ત્રથી શાંતિ નથી સ્થપાતી. બાહ્ય યુદ્ધમાં જીવનનો વિજય નથી, આંતર યુદ્ધ દ્વારા જ વ્યક્તિનો વિજય નક્કી થાય છે; પણ એક એવી પરિસ્થિતિમાં મુકાયો છું, જ્યારે મારે અનિવાર્ય રીતે સાધુપદનો ત્યાગ કરી ક્ષત્રિયપદ ફરી સ્વીકારવું પડ્યું છે.'

'રાજાની સાન પ્રજા ઠેકાણે આણે. એ પરિસ્થિતિને પ્રજા પોતે હલ ન કરી શકી અને સાધુનો શાંતિનો માર્ગ નષ્ટ કર્યો મને એ પ્રજા તરફ તિરસ્કાર છે. એ પ્રજામાં પ્રાણ કેવા ?' શકરાજે ફરી ચર્ચામાં ભાગ લીધો.

'પ્રજા સદાકાળ એવી ને એવી છે, પછી એ ભારતની હોય કે શકદ્વીપની. આપે શકદ્વીપ છોડ્યો ત્યારે પ્રજા શું કરતી હતી ? તમારો પડછાયો પણ કોઈ પ્રજાજન લેતું હતું ? ધન્યવાદ આપો મઘાને ! એણે પ્રજાને તૈયાર કરી. અવન્તિની પ્રજાનું પણ એવું છે. જો એનામાં પ્રાણ હોત તો મારે ધર્મનું આસન છોડવું પડત જ કેમ ? અરે, જો પ્રજામાં પ્રાણ રહ્યા હોત તો તમે આટલા ગણ્યાગાંઠ્યા સૈનિકોથી આટલી સહેલાઈથી સૌરાષ્ટ્રનો વિજય મેળવી શક્યા ન હોત. પ્રજાનો પ્રાણ પરવારી ગયો છે, ખોખું પડ્યું છે. મેં પ્રજાને પૂરેપૂરી નાણી જોઈ પછી જ આ પગલું ભર્યું છે. એ અત્યાચારી વરુ સામે ઘેટાંના ટોળા જેવી લાગી. મેં કરવા જેવી કોઈ વાત બાકી રાખી નથી. મે મહાજનની શક્તિને જગાડવા માગી ને મહાજન હાડકાંનો માળો લાગ્યું. મેં અમલદારોનો સંપર્ક સાધી એમની ફરજનું ભાન કરાવવા પ્રયત્ન કર્યો ને એમને મેં સત્ય ને ધર્મ વિનાની સ્વામીભક્તિમાં જ મગ્ન જોયા. અરે ! મેં ખુદ આતતાયીને વીનવ્યો, સમજાવ્યો, કાકલૂદી કરી,

પણ ઘેટાંનાં ટોળાંમાં નિર્દ્વંદ્વ રાજ ચલાવતા એ વરુએ મને પણ એક બેં બેં કરતું ઘેટું જ માન્યું. મઘ્રા ! સત્ય અને ધર્મ વિનાના રાજને ચાલવા દઈએ, તો પૃથ્વી પર દેવાંશી લોકો ન અવતરે, પૃથ્વી અધર્મથી ગંધાઈ ઊઠે, મહામાનવો ત્યાં ન સંભવે. ક્ષુદ્ર કીડા જ મનુષ્યરૂપ પામે'

શકરાજથી ગુરુની આગ સહન ન થઈ. ગુરુને વશવર્તી રહેવામાં જ એમણે સાર જોયો. એ આગળ વધ્યા, ચરણમાં પડ્યા ને બોલ્યા: 'હું આપનો જ છું, આજ્ઞા કરો એટલે હું અને સૈન્ય તૈયાર છીએ.'

'શાબાશ શકરાજ ! આજ્ઞા એટલી છે, કે આજથી જ તૈયારી કરો. કૂચ તો રસ્તા ચોખ્ખા થશે ત્યારે થશે શરદકાળ નજીક છે, પણ ગુપ્તચરોને બાતમી જાણવા રવાના કરો. ભારત જીતવો સહેલો નથી. અહીંના ક્ષત્રિયો વીરતાના અવતાર છે. અહીં માથું પડે ને ધડ લડે, એવા યોદ્ધાઓ વસે છે. તમારો વિજય માત્ર તેઓના આંતરિક વિખવાદ પર નિર્ભર છે. અશોકનું ભારત આજ નથી.

'અશોકનું ભારત કેવું હતું ?' શકરાજે પ્રશ્ન કર્યો.

'એક અને અખંડ હતું. એણે અહિંસાની પરંપરાને રાજકરણની શક્તિ બનાવી નાખી હતી. એણે યુદ્ધયાત્રાને બદલે ધર્મયાત્રા આરંભી હતી.'

'સાચી વાત છે અમારા ભારતવાસી શકો અશોકની ઘણી ઘણી વાતો કરે છે.' શકરાજે કહ્યું.

'એના સમયમાં તો અહિંસા એક મહાશક્તિ બની ગઈ હતી, અને દયા-પ્રેમ મંત્ર બની ગયા હતા. અશોકની પાછળ એના બે પુત્રો થયા, દશરથ અને સંપ્રતિ. અહિંસા ધર્મના પ્રરૂપક— બૌદ્ધ અને જૈન ધર્મને બંનેએ ખીલવ્યા જગત આખું ભારત તરફ મીટ માંડી રહ્યું. દયાનો આગાર ને પ્રેમનો સાગર બનેલું

ભારત જગદ્ગુરુ બની ગયું. પરદેશી લોકો અહીં આવીને એના શિષ્ય બનવા ઉત્સુક બન્યા !'

'ધન્ય ભારત !' મઘાથી એકાએક બોલાઈ ગયું.

'વારુ, પછી શું થયું ?' શકરાજને મઘાની આ પ્રશસ્તિ બહુ ન રુચી. એમણે આગળ પ્રશ્ન કર્યો.

'અતિની ગતિ નહીં', પાછળ લોકો અહિંસાની આડમાં કાયરતા છુપાવવા લાગ્યા, પ્રબળ શત્રુને ક્ષમા આપવા લાગ્યા. સબળ પર દયા ને નિર્બળ પર શાસન દાખવવા લાગ્યા. ગમે તે ગુણ, જો તેની પાછળ જીવન નિર્બળ બને તો તે નકામો બને છે. લોકોએ કાયરતાને અહિંસા જાણી. રાજા અને મુનિ, ગૃહસ્થ અને ઋષિના ધર્મો એક થઈ ગયા આતતીયાઓ, દુષ્ટો ને અત્યાચારીઓનું રાજ થઈ ગયું. राजा कालस्य कारणम् । જેવો રાજા એવો સમય.'

'ગુરુદેવ ! જાણે આપણો જ ઇતિહાસ !'

'આવા અનેક પડકારના દિવસો આવ્યા છે: ને એ વખતે જગતની ભયંકર શક્તિઓને સત્ત્વ ગુણવાળી શક્તિએ જ પડકાર આપ્યો છે. રામ–રાવણ, પાંડવ–કૌરવ, શ્રીકૃષ્ણ ને કંસ એનાં ઉદાહરણો છે.' આર્યગુરુ ઇતિહાસમાં ઊંડા ઊતરી ગયા

'અહિંસાને નામે કાયરતા આચરનારા એ લોકોનું શું થયું ?'

'અહિંસાના એ કહેવાતા પ્રેમીરાજા બૃહદ્રથ મૌર્યનું એના જ સેનાપતિ પુષ્યમિત્ર શુંગે સહુની સમક્ષ ખૂન કર્યું, રાજકારણમાંથી અહિંસા ગઈ, હિંસા આવી એકવાર નબળું બનેલું રાજકારણ હિંસાશક્તિથી કંઈક સ્વસ્થ થઈ ગયું. પણ એમાંથી ધર્મના ઝઘડા જાગ્યા. શૈવોએ વૈષ્ણવોને હરાવવા ચાહ્યું, બૌદ્ધો સામે મોરચા મંડાયા, એમનાં સ્થાનો ભ્રષ્ટ કરાયાં, એક નવો જ તબક્કો ખડો થયો, ને ધર્મે મૈત્રી, પ્રેમ ને પ્રમોદ ભુલાવ્યા. સહુને અલગ વહેંચી નાખ્યા, દેશ ભુલાઈ ગયો ને ધર્મને નામે સહુ લડવા લાગ્યા.'

'અને, ગ્રીક, યવન, હૂણ, શક પહ્લવ ભારતમાં આવ્યા, કાં ?' શકરાજે પોતાની ઇતિહાસ-વિષેની જાણકારી પ્રગટ કરી.

'ગ્રીકોની શરૂઆત તો સિકંદર અહીં આવ્યો અને તે પછી ચંદ્રગુપ્તે ગ્રીકસુંદરી સાથે લગ્ન કર્યાં ત્યારથી થઈ. પણ ધીરે ધીરે ભારતના ધરને ઝઘડામાં પડેલું જોઈ બીજા લોકો ચડી બેઠાં, એમણે પણ ધર્મને સગવડિયો બનાવ્યો.'

'ગુરુદેવ, ભારતના અન્ય ગણતંત્રોની સ્થિતિ સૌરાષ્ટ્ર જેવી હશે કે સારી ?'

'ના, એ ગણતંત્રો બળવાન છે, પણ એમાં હમણાં ફાટ પડી છે. માલવ ને યૌધેય ગણતંત્રો એક તરફ છે, ઉત્તમભદ્રો બીજી તરફ.

'આપ પણ ગણતંત્રના રાજકુમાર છો ને ?' શકરાજે પ્રશ્ન કર્યો.

'હું ઉત્તમભદ્રોનો વંશરાજ છું. ભારતના ઉજ્જવળ નામને કુસંપની કાલિમા લાગી ગઈ છે. શકરાજ ! એ કુસંપમાં જ તમારું કલ્યાણ છે, નહિ તો...'

'ગુરુદેવ ! અમારું કલ્યાણ તો આપ મળ્યા ત્યારથી થઈ ગયું છે. મને લાગે છે કે, ગુપ્તચરોને રવાના કરીએ. ત્યાંની જનસ્થિતિ, સૈન્યસ્થિતિ ને બળ જાણી લાવે. કોને મોકલશું ?'

'મઘાને મોકલો.' ગુરુ બોલ્યા.

'વાસુકિને સાથે મોકલો.' શકરાજે સૂચન કર્યું. 'મઘા ગમે તેમ તોય અજાણી.'

'હું એ જ વિચારી રહ્યો છું. વાસુકિ અને એના બીજા થોડા સાથીદારો પણ સાથે જશે.'

'અવશ્ય' શકરાજે કહ્યું; એ મઘાની નિયુક્તિને વધાવી લેતા હતા, કારણ કે શકસુંદરીઓ કદી શકોના હિતની દ્રોહી બની નથી,

બનતી નથી. વળી શકરાજની બીજી પણ ઇચ્છા હતી : સામે બળ મોટું હોય તો લડાઈની વાત છોડી દેવી! મઘા ઠેઠ ઉજ્જૈનીના દરબારમાં જઈને પોતાની જાતે જ બધું જાણી લાવે, અને ગુરુને યુદ્ધ છોડી દેવા સમજાવે તો ગુરુ એની વાત તરત માની લે.

'વાસુકિ!' ગુરુએ બૂમ પાડી.

'ખંડની બહાર બેઠેલો વાસુકિ તરત હાજર થયો. જાણે પહાડ પોતાની જગ્યાએથી ઊભો થઈ, કોઈ ગુફામાં આવે એમ એ ખંડમાં પ્રવેશ્યો.

'વાસુકિ! ઉજ્જૈનીનો મારગ જાણે છે?' ગુરુએ પ્રશ્ન કર્યો.

'હા, ગુરુદેવ! મહાકાલેશ્વરનાં દર્શન કરવા એકવાર ગયેલો.'

'તો મઘા સાથે તારે ત્યાં જવાનું છે.'

'જેવો હુકમ. મારે મઘાબેનની આજ્ઞામાં રહેવાનું છે કે બીજાની?' આજ્ઞાંકિત વાસુકિએ પૂછ્યું.

'મઘા બહેનની આજ્ઞામાં તું અને તારી આજ્ઞામાં મઘાબહેન!' મઘા વચ્ચે બોલી ને હસી પડી.

વાસુકિ અડધો અડધો થઈ ગયો. કેવી અદ્ભુત નારી! વગર કહ્યે વાસુકિને મઘા તરફ વહાલ ઉપજ્યું.

'વારુ, ક્યારે ઊપડો છો?' ગુરુએ પૂછ્યું.

'આપ કહો ત્યારે!'

ગુરુએ નાસિકારંધ્ર પર આંગળી મૂકી. શ્વાસ કઈ તરફ વહે છે, એ જાણ્યું, ને પછી કહ્યું : 'કાલે પ્રાતઃકાલે.'

'જેવી આજ્ઞા!' વાસુકિ ને મઘા એટલું બોલીને તૈયારી કરવા માટે રવાના થયાં.

# ૫૭

## ગુપ્તચરોની પ્રવૃત્તિ

મહાકવિ કાલિદાસના 'મેઘદૂત' કાવ્યને અલબેલી ઉજ્જૈની નગરી અને એની આસપાસના પ્રદેશમાં ગૂંજી ઊઠવાને હજી સૈકાની વાર હતી' અને આપણાં સુપરિચિત મઘા અને વાસુકિ કેટલા એક દિવસે પોતાના સાથીદારો સાથે ઉજ્જૈનીના સીમાડે પહોંચી ગયાં.

માર્ગમાં મઘા નૃત્ય કરતી, વાસુકિ મૃદંગ બજાવતો અને સાથીદારો ધીરું મધુરું ગીત ગાતા.

ઉજ્જૈનીની ચાર ચીજો વખણાતી : સૌંદર્ય, સંગીત, સુરા અને સમરાંગણ એ નગરનું વર્તમાન જીવન પણ આ ચતુઃસૂત્રીમાં ગૂંથાયેલું હતું.

ધનધાન્યથી ભર્યાં ખેતરો, ફૂલોથી મહેકતાં અને શોભતાં ઉદ્યાનો, દ્રાક્ષાસવ ને સુરાથી ધબકતાં પથિકગૃહો, ને સૌંદર્ય ને નૃત્યથી ભલભલાને મુગ્ધ કરતી રસભરી વારવનિતાઓ અને ફૂલગજરાને ફિક્કો પાડતી માલણોથી અવન્તિનો રાજમાર્ગ ભર્યો ભર્યો રહેતો. પથિકનો રાહ કદી કંટાળાજનક ન બનતો. એના મન અને તનને ઠેર ઠેર સુસ્વાદુ ખોરાક મળી રહેતો.

મઘા જ્યારે ઉજ્જૈનીના મહાકાલેશ્વરના મંદિર પાસે પહોંચી, ત્યારે ત્યાના ફૂલકમળોથી શોભતા કાસારોની પાછળ સૂરજ આથમતો હતો, અને પૂજારી આરતીના દીપકો પેટાવી રહ્યો હતો. મંદિરનું મોટું નગારું ગાજી ઊઠવા માટે તપીને તૈયાર હતું ને મંદિરના ભક્તગણે શંખ હાથમાં ગ્રહ્યા હતા.

જનગણ ધીરે ધીરે એકત્ર થઈ રહ્યો હતો ને વર્ષાનાં વાદળો રિમઝિમ રિમઝિમ વરસી રહ્યાં હતાં.

વરસતા વરસાદમાં પણ ભક્તગણ ભીંજાતો ભીંજાતો આવતો હતો. નવયૌવનાઓ પારદર્શક વસ્ત્રો પહેરી વર્ષાના આછાં પાણીએ ભીંજાતી ગજગામિની બનીને ઠસ્સાથી ચાલી આવતી હતી નગરના કેટલાક યુવાનો અને પ્રવાસીઓ સૌંદર્યદર્શનની આ અમૂલ્ય તકનો લાભ લેવાનું ન ચૂકતા, મારગના કેડા પર ભક્તની જિજ્ઞાસાથી ખડા રહેતા. ન જાણે ક્યાં સુધી એ દર્શન માટે તપતા !

મંદિરના પ્રાંગણમા ભીડ વધતી જતી હતી; ને મઘા અને વાસુકિએ જ્યારે મેદાનમાંથી માર્ગ કરવા માંડ્યો, ત્યારે આગળ વધવું શક્ય નહોતું : પણ આ વસ્તુનું બંનેને પૂરેપૂરું ભાન હોય તેમ બંને પરિસ્થિતિ પર કાબૂ મેળવવા સજ્જ થઈને આવ્યાં હતાં.

મઘાએ પોતાના બે પગે ઘૂઘરું બાંધી, ઉપર રૂમાલ વીંટી દીધા હતા. ધીરેથી એણે રૂમાલ છોડી લીધા ને પગને ઠમકો આપ્યો : છનનન છૂમ ! જાણે હવા રણકી ઊઠી.

એક સાથે બધા કાન એ રણકાર પર મંડાઈ ગયા

મઘાએ દેહને જરા વળાંક આપી પગને ઊંચા કરી. ફરી ઠમકો માર્યો :

છનનન છૂમ ! ..... ...છમાછમ.

કાન તો સ્વર તરફ હતા જ, હવે સમસ્ત મેદનીના મુખ સ્વરવાહક તરફ ફર્યાં.

આહ ! આ શું ? ભગવાન શિવના દરબારમાં કોઈ નવી જ દેવદાસી, નવું જ રૂપ, નવો જ લહેકો ને નવી બહાર સાથે ? અથવા મહાકાલેશ્વરને રીઝવવા સ્વર્ગની કોઈ અપ્સરા પૃથ્વી પર ઊતરી આવી છે કે શું !

અને બધાના નેત્રોને તૃપ્ત કરવા માટે જ ન હોય એમ મધાએ દેહને સમગ્ર રીતે આવરી રહેલું આવરણ હટાવી દીધું.

રૂપની જાણે માયાજાળ વિસ્તરી રહી, અને મનમત્સ્યો એમાં ઝડપાવા લાગ્યાં. રૂમઝુમ કરતાં નૂપુર, લીલી કસેલી કંચૂકી, પીત અધોવસ્ત્ર અને માથાના મોટા અંબોડા પર મંદારપુષ્પની માળા અને પગમાં ઝાંઝરનો ઠમકો —આ રીતે નૃત્ય કરતી મધા ભીડમાં આગળ વધી.

મેદની હવે બે ભાગમાં વહેંચાઈ ગઈ, ને મહાકાળના ગર્ભગૃહના મંદિર સુધી એક કેડી પડી ગઈ.

મધાએ ફરી હવામાં લહેરિયું લીધું ને મુખથી હળવું ગીત છેડયું,

'મોર ગગન દાદુરા
આવત રતિ –કામ બસ તા !'

ઓહ, વર્ષાઋતુમાં વસંતનું આગમન ! સ્વયં રતિ અને કામદેવ હિમગિરિ પર તપ કરતા શિવજીને લોભાવવા આવ્યાં કે શું ? ભક્તગણ આ કલ્પનાનૃત્યથી નાચી ઉઠયો.

રંગ બરાબર જામ્યો, પણ થોડીવારમાં તો એકાએક કોઈની આંખમાં અગ્નિની જ્વાળા ઉઠી હોય અને એનાથી બળીને ભડથું થઈ ગયો હોય, એમ એ રૂપાળી અપ્સરાનો સાથી જમીન પર ઢળી પડયો.

મધાના કંઠમાંથી કરુણ રુદનગીત રેલાવા લાગ્યું.

જનમેદની એકચિત્ત થઈ ગઈ! રે, મહાદેવ શંકરે પોતાની તપસ્યાનો ભંગ કરનાર કામદેવને બાળીને ભસ્મ કરી નાખ્યો! હવે એની પત્ની રતિ રડે છે!

લોકો વર્ષોજૂની ઘટના તાજી કરી રહ્યા.

અને થોડીવારમાં સફેદ વસ્ત્ર ઓઢીને પડેલા દેહમાંથી જાણે કોઈ ભવ્યમૂર્તિ ખડી થઈ : અરે! સ્વયં પિનાકપાણિ મહાદેવ પ્રગટ થયા!

અને મેદની બીજી નજર રતિ તરફ કરે છે, ત્યાં તો એ જાણે પાર્વતી! બંને જણાં નમીને મેદનીને પ્રણિપાત કરી રહ્યાં. લોકોએ હર્ષનાદથી તેઓને વધાવી લીધાં.

કેટલાકોએ પૂછપરછ શરૂ કરી, તો વાસુકિએ કહ્યું કે અમે પરદેશી નૃત્યકાર છીએ : અને બધે યાત્રા કરતાં કરતાં મહાદેવને રીઝવવા અહીં આવ્યા છીએ. અલબેલી અવંતિનું નામ બહુ સાંભળ્યું છે. આવતીકાલે અમે આરામ લઈશું, ને પરમ દિવસે ઉદયન–વાસવદત્તાનું નૃત્યનિયોજન કરીશું.

બધેથી પોકાર ઊઠ્યો : 'અરે અતિથિઓને આસન આપો, પાન આપો, પ્રસાદ આપો. એમના સાથીઓને તેડી લાવો અને મંદિરના મુખ્ય વિશ્રાંતિગૃહમાં ઉતારો આપો.'

થોડીવારમાં બાકી રહેલા સાથીઓ પણ આવી ગયા, ને ભોજન–પાનથી સર્વે નિવૃત થયા.

રાત મધરાત જેટલી વ્યતિત થઈ હતી. મઘા અને વાસુકિ સિવાય બીજા બધા સાથીદારો નિદ્રાની તૈયારી કરી રહ્યા વિશ્રાંતિ-ગૃહનો ચોકીદાર પણ દરવાજા બંધ કરી ચોકી પર બેઠો એટલામાં સામેથી ગુપ્ત દીવાનું નીલરંગી અજવાળું આવતું દેખાયું.

'કોણ?' ચોકીદારે ઊભા થઈને પ્રશ્ન કર્યો.

'મને ન ઓળખી ?'

'કોણ નિશાદેવી ?'

'હા.' આગંતુક સ્ત્રી બોલી. એ સશક્ત હતી. અને એના દેહ પર થોડાંક પણ તીક્ષ્ણ અસ્ત્રો હતાં. એ ઉજ્જૈનીની યવન સ્ત્રીસૈનિક હતી.

'શું આજ્ઞા છે નિશાદેવી ?' ચોકીદારે નમ્રતાથી પૂછ્યું.

'સાંજવાળી નર્તકી ક્યાં છે ?'

'અંદર મુખ્ય વિશ્રાંતિગૃહમાં છે.'

'મારે એ માનનીય નર્તકીને મળવું છે. એમને આપવાનો અગત્યનો સંદેશો મારી પાસે છે.'

'ચાલો, લઈ જાઉં.' ચોકીદારે કહ્યું. અને એણે દરવાજા ખોલી નાખ્યા, હાથમાં પોતાની મશાલ લઈને યવનીને દોરતો આગળ વધ્યો.

મઘા અને વાસુકિ ધીરી ધીરી ચર્ચા કરતાં બેઠાં હતાં, ત્યાં બારણે ટકોરા થયાં. વાસુકિએ ઊઠીને દ્વાર ખોલ્યું. જોયું તો કોઈ પ્રચંડ સ્ત્રી ઊભેલી !

યવનીએ પરિચય આપતાં મઘાને કહ્યું : 'આપને માન્યવર સેનાપતિજી યાદ કરે છે.'

'અત્યારે ! કેમ ?' વાસુકિએ પ્રશ્ન કર્યો.

'અહીં રાજકારણી પુરુષોને આવી સુંવાળી મુલાકાતો માટે દિવસે સમય મળતો નથી. રાત્રિ બધી અહીં રસરાત્રિઓ હોય છે, ને રસયાત્રીઓ પરસ્પરને એ જ સમયે મળે છે.'

'આપનું નામ ?'

'નિશાદેવી. હું સેનાપતિજીની, અંતઃપુરની ગુપ્તચર છું; પહેલાં રાજમહેલમાં હતી.'

'અંતઃપુરમાં પણ ગુપ્તચર ?' મઘાને આશ્ચર્ય થયું. મઘા આર્યગુરુ સાથે રહીને ભારતીય ભાષા સારી રીતે સમજતાં અને જે રીતે આવડે તે રીતે બોલતા શીખી હતી; એનું ગાડું બરાબર ગબડતું.

'હા, અહીંના મોટા પુરુષોના અંતઃપુર ખૂબ વિશાળ હોય છે, અને ત્યાં રોજ અનેક ખટપટો ચાલતી હોય છે. જારણ, મારણ, ઉચ્ચાટન, વશીકરણના પ્રયોગો ત્યાં રોજ ચાલતા હોય છે. રે, વિષ–પ્રયોગો સુધીની નોબત આવી જાય છે. એ વેળા અમારે રજેરજ ગુપ્ત માહિતી મેળવતાં રહેવું પડે છે. અમારા આધારે તો એ મહાપુરુષો જીવતા હોય છે!'

'વારુ, સેનાપતિજીને મારી શી જરૂર પડી ?' મઘાએ ભોળા ભાવે પ્રશ્ન કર્યો. એને મહાગુરુ યાદ આવ્યા.

યવનીને મઘા ભોળી લાગી. એ બોલી :

'અહીં પરદેશથી કોઈ સૌંદર્યવતી નર્તિકા આવે અથવા કુશળ એલચી આવે. એની જાણ પ્રથમ રાજદરબારમાં કરવી પડે છે. તમે તમારા આગમનની એ રીતે રાજદરબારને જાણ કરી નથી. મહામાન્ય સેનાપતિજી વેશપલટો કરીને સાંજે મહાકાલેશ્વરના મંદિરમાં લોકચર્યા માટે આવેલા. તેઓએ આપને જોયાં ને આપના પર દયા આણી મને મોકલી.'

'મારા પર દયા ? શા માટે ?' મઘાએ પ્રશ્ન કર્યો.

'મહારાજ દર્પણસેનને તમારા આગમનની ખબર પડે એટલી જ વાર; તરત રાજમહેલનું તેડું તમને આવે.' યવનીએ કહ્યું.

'હું તો અવન્તિપતિને મળવાના વિચારથી જ ઉજ્જૈનીમાં આવી છું. ઉજ્જૈનીના રસમૂર્તિ રાજવી માટે મેં ઘણું ઘણું સાંભળ્યું છે. મારે એ રસરાજને જોવા છે, રસિક ઉજ્જૈનીને જોવી છે; એનું વિખ્યાત સૈન્ય, એના કોટકાંગરા, એના વિખ્યાત વીર પુરુષોને

અને એની રસિક પ્રજાને નીરખવી છે, અહીંની કદરદાની માણવી છે. અમારી ધનતૃષાને મહાન રાજવી કે રસિક શ્રીમંત સિવાય કોઈ પૂરી કરી શકે નહીં, મઘાએ કહ્યું. અને યવનીને પોતાની વિશ્વાસુ લેખતી હોય તેમ આગળ પ્રશ્ન કર્યો : વારુ, અવન્તિપતિના રાજમહેલમાંથી કદાચિત્ તેડું આવે અને કદાચિત્ હું જાઉં તો એમાં કંઈ વિઘ્ન ખરું ?'

'બસ સુંદરી, ! પછી તમારે સપ્તભૂમિપ્રાસાદમાં રહેવાનું, સોનાની ખાટે હીંચવાનું, મેવામીઠાઈ જમવાનાં......'

'એ તો ખૂબ મજા. બળી આ તે કંઈ આપણી જિંદગી છે ! કેવી મજા આવે ત્યાં !'

'શું ધૂળ મજા ? આખી જિંદગી અસૂર્યંપશ્યા થઈને રહેવાનું !'

'અસૂર્યંપશ્યા શું ?'

'પછી તમારે સૂરજ જોવાનો જ નહીં ! એ ચાર દીવાલોમાં જ મરવાનું ! મહારાજનું મન હોય ત્યાં સુધી તમારું માનપાન; અને એમનું મન ઊતરી ગયું કે પછી પડ્યા રહો એક ખૂણે, અને મરો કાગડા-કૂતરાના મોતે !'

'હાય બાપ ! તો તો રાજમહેલમાં મારે જવું નથી. પણ ભલા, સેનાપતિજી મને અવન્તિનાં દર્શન પરિપૂર્ણ રીતે કરાવશે ખરા ને ?' મઘા જાણે સાવ ભોળી છોકરી હોય તેમ બોલી રહી. વાત કરતાં કરતાં સાધ્વી સરસ્વતીની છબી એની સમક્ષ તરી રહી. રે, જો એ અંતઃપુરમાં જવાનું થાય તો સરસ્વતીની મુલાકાત પણ થઈ શકે. મુલાકાતનું વર્ણન મોકલું તો આર્યગુરુ દ્વિગુણિત ઉત્સાહી બને. પણ પછી અંતઃપુરમાંથી ન છુટાય તો ? તો કેવી દુર્દશા થાય ? આ કલ્પના મઘાને કંપાવી રહી.

'અરે, કેવી વાત કરો છો ? તમારા જેવાને તો હથેળીમાં રાખે. સેનાપતિજીના તલવારના ઘા જેવા જાણીતા છે, એવું એમનું રસિક-

પણું પણ જાણીતું છે. ન જાણે તમારા કયાં ભવનાં ભાગ્ય જાગ્યાં કે તમારા તરફ એમને સહાનુભૂતિ જાગી! નહીં તો અહીં નાચ-નારીઓના ટોળાંનાં ટોળાં આવે છે.' યવની બોલી. વાતમાં વખત ઠીક ઠીક ચાલ્યો ગયો હતો. છેવટે એણે કહ્યું : 'હવે ઝડપ કરો!'

'વાસુકિ! ચાલો તૈયાર થઈ જઈએ મહામના પુરુષોને મળવું એ તો રસિક જીવનનો રસભર્યો લહાવો છે. અવન્તિના સેનાપતિજીને તું પણ મળી લે.' મઘા બોલી,

'પુરુષને સાથે લેવાનો નિષેધ છે.' યવની બોલી.

'એ તો મારો ભાઈ છે; એને પણ ઉજ્જૈની જોવું છે'

'એનો જુદો બંદોબસ્ત કરાવી દઈશ.' યવની બોલી.

'તો, એનો બંદોબસ્ત પહેલાં કરો, પછી મારી વાત.' મઘાએ જાણે હઠ લીધી.

'સારું'! અરે ચોકીદાર! જા, સેનાપતિજી પાસેથી રાજ્યનાં મહત્ત્વના મથકો જોવા માટેની મુદ્રા લઈ આવ! સાથે એક રાજ-સેવકને પણ લેતો આવજે!'

થોડીવારમાં મુદ્રા સાથે એક સેવક આવ્યો, એણે યવનીના હાથમાં મુદ્રા મૂકી.

યવનીએ વાસુકિના હાથમાં મુદ્રા મૂકતાં કહ્યું, 'આ માણસ ને આ મુદ્રા. હરો, ફરો ને ઉજ્જૈનીમાં લહેર કરો.તમને પૂછે એને ભગવાન પૂછે.'

મઘાને એકલી છોડતાં વાસુકિનો જીવ જરા ખચકાતો હતો એ બોલ્યો,

'મઘા! એકલી સ્ત્રી માટે આ સાહસ ગણાય કે નહિ? મને ગુરુનો ઠપકો ન મળે એ જોજે.'

'સાહસમાં જ જન્મી છું, સાહસની મને મોજ છે. ગુરુદેવનું નામ યાદ કર! એ નામમાં જ ફતેહ છે!'

બંને સાથે નીકળ્યાં.

એક એક બાજુ ગયું, બીજું બીજી બાજુ!

વર્ષાની રાતે ચાંદની ખીલી હતી. વાદળો વરસીને વિદાય લઈ ગયાં હતા.

કેવડાની મહેક મનને બહેલાવી રહી હતી.

ચંદ્ર ખીલી નીકળતાં ઉજ્જૈનીનાં ઉદ્યાનોમાં જાણે દિવસ ઊગ્યો.

એ મોડી રાતે ઉજ્જૈનીના રાજબાગમાં મઘા સેનાપતિ સાથે ફરતી જોવાઈ. એ હસી હસીને વાતો કરતી હતી. ચંદ્ર કરતાં ચંદ્ર-મુખી વધુ સુંદર લાગતી હતી.

# ૫૮

## વિજય-પ્રસ્થાન

ઉજ્જૈનીમાં મઘા અને વાસુકિની કેટલીય રાત્રિ અને કેટલાય દિવસો પસાર થઈ ગયા. મહાન નર્તકી તરીકે મઘા વિખ્યાતિ પામી એ મહાકાલેશ્વરમાં પર્વતિથિએ અચૂક નાચતી.

દેવના પરિબળથી પૂજારી બહુમાન પામે, એમ વાસુકિનાં પણ બહુમાન થતાં. મઘાને મળવા માટેનો સરળ માર્ગ વાસુકિ જ હતો. વાસુકિ ચાહે તો તરત મુલાકાત કરાવી દેતો.

મઘાએ શીલવાન નર્તિકા તરીકે ખ્યાતિ મેળવી હતી. એ કહેતી કે હું શિવાર્પણ થએલી સ્ત્રી છું. મારાં રૂપદર્શન થઈ શકે, દેહસ્પર્શન નહિ. રૂપદર્શનમાત્રથી પણ મઘા સામા પુરુષને મુગ્ધ કરી દેતી.

કેટલાંય દિવસ-રાત્રિઓ આ રીતે વ્યતીત થઈ ગયાં. ઉજ્જૈનીનું પૂરતું નિરીક્ષણ થઈ ગયું હતું. હવે વાસુકિએ વિચાર કર્યો કે મઘા અહીં રહે, અને પોતે સમાચાર આપવા વિદાય લે.

આ નિર્ણય પ્રમાણે, બને તેટલું ઝીણવટભર્યું અવલોકન કરીને, વિજન વગડા ગજવતો, નિર્જન નગરીઓ જગવતો વાસુકિ

દડમજલ દ્વારકામાં આવી પહોંચ્યો. એણે રસ્તે રસ્તે પોતાની નાત-જાતનાં જે મળ્યાં તેને તૈયાર રહેવા હાકલ કરી. તલવાર બાંધી, પેટ માટે, ગમે તે તરફે લડનારા લોકોને એણે પગારદાર તરીકે રોકી લીધા. વિસામા, ચોકીઓ ને નવાણોની નોંધ પણ કરી લીધી.

ગઈ કાલનો જાણીતો ચાંચિયો આજ એક મોટા ગુપ્તચર કે સેનાપતિનાં છટા અને કૌશલ્ય ધરાવતો થયો હતો. સહુ કહેતા કે એ બધો આર્યગુરુનો પ્રતાપ છે.

'ગુરુ ક્યાં છે?' વાસુકિએ દ્વારકામાં પ્રવેશ કરતાં જ પ્રશ્ન કર્યો.

'કવાયતના મેદાનમાં. ધનુર્ધરોને એ શબ્દવેધી બાણની અંતિમ કળા શીખવી રહ્યા છે.' જવાબ મળ્યો.

નગરનિવાસીઓની ભીડ ચીરીને વાસુકિ ગુરુ પાસે પહોંચ્યો. અત્યારે ગુરુ દ્વારકાથી દૂર એક નાનકડા ગામમાં રહેતા હતા. તેઓ દિવસે યોદ્ધાઓને ધનુર્વિદ્યા શીખવતા, રાત્રે મંત્રવિદ્યા સાધતા.

ચારે તરફથી જાતજાતના જનપદો સૈન્યમાં જોડાવા આવી રહ્યાં હતાં. ગુરુ પાસે સુવર્ણ–પુરુષ છે; જે સેવા કરે એને ભરપૂર સુવર્ણ સાંપડે છે; આ લોકવાણીએ જોતજોતામાં એમની સેવામાં ઠીકઠીક સંખ્યા એકત્ર કરી દીધી હતી.

શકદ્વીપમાંથી પણ ધીરે ધીરે ઘણા શક સૈનિકો અહીં આવી ગયા હતા.

વરસાદ થંભી ગયો હતો, ખેતરોમાંથી પાક ઊતરી ગયો હતો, ખેડૂતો પણ હળ છોડી, તલવાર બાંધીને આવી પહોંચ્યા હતા. જે મળ્યું તે લાભમાં લેખું!

હવે મઘા અને વાસુકિના આગમનની રાહ જોવાતી હતી.

ત્યાં તો બરાબર વખતે વાસુકિ આવી પહોંચ્યો. વાસુકિએ ગુરુના ચરણમાં મસ્તક ઝુકાવ્યું, અને એક ચિઠ્ઠી હાથમાં મૂકી.

નાનકડા મંત્રણાખંડમાં અત્યારે આર્યગુરુ, શકરાજ અને વાસુકિ, એ સિવાય ચોથું કોઈ નહોતું.

ગુરુદેવે ચિઠ્ઠી ખોલી. એ શકદ્વીપની ભાષામાં લખાયેલી હતી. ગુરુ શકભાષાના પૂરેપૂરા જ્ઞાતા હતા. એમણે ચિઠ્ઠી વાચવા માંડી:

'પૂજ્ય મહાગુરુ,

'ઉજ્જૈની વિલાસની નગરી છે. અહીંનો રાજા, અહીંનો સેનાપતિ, અહીંનું સૈન્ય અને અહીંની તમામ પ્રજા શૂરવીર અવશ્ય છે, વીરત્વને ચાહનારી છે, પણ અત્યારે વૈભવની પાછળ ઘેલી ને વિલાસની પાછળ ચકચૂર છે અહીં સુરા પાણીની જેમ વપરાય છે; ને જુગાર નિત્યનો વ્યવસાય બની ગયો છે.

'મંદિરો, મઠો ને આશ્રમો પણ આ ઝેરી હવાથી મુક્ત રહ્યાં નથી. રાજા જ્યારે પરસ્ત્રીનો શોખીન હોય, પછી પ્રજા કંઈ પાછળ રહે? રાજા પર અવલંબિત પ્રજાનું ઉત્થાન કે પતન રાજાના ઉત્થાન કે પતનની સાથે સાથે જ થાય છે.

'જે રાજમાર્ગો પર પહેલાં મધરાતે પણ અભિસારિકાઓના ઝાંઝરનો રવ સંભળાતો, ત્યાં આજે પુંશ્ચલીઓ અને ચોર-શૃંગાલ ફરતાં દેખાય છે.

'જે જે પુષ્કરણીઓમાં, સ્નાન કરતી કુલવધૂઓના હાસ્યના મધુર ધ્વનિ ઊઠયા કરતા, ત્યા આજે ગણિકાઓના અડ્ડા જામ્યા છે, કાવ્ય ને ચંપૂ ભ્રષ્ટ થઈને ત્યાં વિહરે છે.

'નગરના પ્રાન્ત ભાગમાં આવેલા સ્તંભો પરથી હવે પુષ્પ-માળાઓ અદૃશ્ય થઈ છે, ને અઘોરીઓના સુદીર્ઘ નિવાસના લીધે નિર્જન બનેલાં એ સ્થાનોમાં, સાપની ઊતરેલી કાંચળીઓ લટકતી દેખાય છે.

'જે ઉદ્યાનોમાં ખુલ્લે મુખે અલસનયના સુંદરીઓ પુષ્પ એકઠાં કરવા ફરતી, ત્યાં હવે વાનરોનાં ઝુંડ ફરે છે : ને એ હરિણી સમી સુંદરીઓ સૌંદર્યના શિકારીઓથી બચવા ઘરના ખૂણે કમાડ ભિડાવીને બેઠી છે.

'નગરીનો ઝળહળાટ વધુ છે, પણ એ પિત્તળ પર સોનાનો ઢોળ ચડાવ્યા જેવો છે. માણસ ભયભીત છે, ક્યારે આપત્તિ આવશે એની ચિંતામાં એ ખાધા છતાં સુકાઈ જાય છે.

'નદીના કિનારા વેરાન છે. કહેવાય છે કે આ ગણતંત્ર પણ એક જાતની જૂથબંધી જ છે. વધુ ખરાબ જાબા એકત્ર થઈને થોડા સારા માણસોને કબજે કરે છે. ગમે તેવી ખરાબ વાતને વધુ માણસો એકઠા થઈને ટેકો આપે તો એ અહીં સારી થઈ જાય છે.

'અવન્તિના સંસ્કારી સૈન્યની જે કીર્તિ હતી, તે હવે વાત-કીર્તિ જ રહી છે, સૈનિકો પશુતામાં રાચે છે; ને કવાયત કે યુદ્ધ-વિદ્યા શીખવામાં વખત કાઢવા કરતાં નૃત્ય જોવામાં કે ઊંઘ લેવામાં વધુ વખત વીતાવે છે. કામ કરતાં આરામ એ વધુ ચાહે છે.

'ઊંડે ઊંડે જોતાં રાજા અને પ્રજા વચ્ચે કોઈ સ્નેહસંબંધ નથી; સેના અને રાજા વચ્ચે પણ વફાદારીની રેખાઓ અહીં નથી; છતાં ભય અહીં રાજ્ય કરે છે. અંદર બધા વિરોધી છે, મુખેથી બધા સહકારનાં વાત–સોંઘાં ફુલડાં વેરે છે.

'બહેન સરસ્વતીની વાત કોઈને પૂછીએ ત્યારે એ ભારે મનથી કબૂલ કરે છે, કે 'આવાં સાધ્વીઓ કે કુમારિકાઓ તરફ આ જાતનું વલણ કદી ચલાવી ન લેવાય; અને એમાંય એક રાજા' માટે તો હરગિજ નહિ : પણ વાડ ચીભડાં ગળે ત્યાં ફરિયાદ કોણ કરે ? શું થાય ? સમર્થ કો નહીં દોષ, ગુંસાઈ ! સત્તા પાસે શાણપણ નકામું છે. શાણપણ બતાવવા ગયા તો આર્ય કાલક જેવા સમર્થ સાધુ ગાંડા થઈને ક્યાંય રખડતા રઝળતા મૂઆ. મંત્રવાળો રાજવી

યુદ્ધમાં પણ ભારે નિપુણ છે ! ગુરુદેવ ! નાનાનું પાપ એ મોટાની લીલા કહેવાય એવો ઘાટ અહીં છે.

'જીવનમાંથી પ્રેમ અને સૌંદર્ય આ લોકો ખોઈ બેઠા છે, અને એથી જ ન્યાય, સત્ય ને ઋત ચાલ્યાં ગયાં છે. અહીંનો મોટામાં મોટો માણસ પણ આપણે ત્યાંના નાના માણસ કરતાં સિદ્ધાંતોની બાબતમાં નાનો છે.

'એક સેનાપતિ મારા મિત્ર બન્યા છે. અમે આખું ઉજ્જૈની જોયું છે; એનું સૈન્ય, એના કોટકિલ્લા, એનાં શસ્ત્રઅસ્ત્રો અપૂર્વ છે; એથી અપૂર્વ છે આ સેનાપતિ. યુદ્ધના અનેક વ્યૂહ એના મગજમાં છે, પણ શીલ અને સત્ય ચૂકેલા સંસારમાં સારું ખોટા માટે થાય છે, કરુણતા એ છે કે એ પોતે રાજા થવા ઇચ્છે છે. એ કહે છે કે મૌર્ય રાજાને મારી એનો બ્રાહ્મણ મંત્રી પુષ્યમિત્ર શુંગ રાજા થયો. શુંગે રાજ કર્યું. એણે અને એને ટેકો આપનાર મહામુનિ પતંજલિએ સ્પષ્ટ શાસ્ત્રાધાર સાથે કહ્યું કે રાજ્ય પહેલું, રાજા પછી. રાજા ખરાબ હોય તો એને ખતમ કરી શકાય; એમાં સ્વામીદ્રોહ નથી: પણ એ રાજાના શબ્દો એના મોંમાં રહ્યા અને એને એના સેનાપતિએ જ હણ્યો. હાથે તે સાથે વાળો ઘાટ થયો. આ ભૂમિ પર આવો મત્સ્ય-ગલાગલનો ખેલ ચાલે છે: મોટું માછલું નાના માછલાને ગળી જાય છે.

'સડી ગયેલી પૃથ્વી પર સંગ્રામ જ સ્વર્ગ ઉતારે છે. બ્રહ્મા ને વિષ્ણુ આ પૃથ્વી પરથી પલાયન થઈ ગયા છે, હવે રુદ્રનાં ડમરું વાગે એની રાહ છે. નાશમાંથી નિર્માણ એ અહીંનું ભાવિ લાગે છે. હું અહીં જ છું. ચડાઈના સમાચાર તો અહીં મળી ગયા છે, પણ કોઈને એ ખબર નથી, કે આર્યગુરુ કાલક પણ સાથે છે. લોકો બધું મુશ્કરીમાં લે છે. તેઓ કહે છે કે સો ચકલીઓ એકઠી મળીને પણ એક બાજને હરાવી ન શકે. સરસ્વતીના હરણની વાત જૂની થઈ ગઈ. હવે એવી જરીપુરાણી વાતને યાદ કરવામાં કોઈને રસ નથી !

'છેલ્લે છેલ્લે મહત્ત્વની વાત કહી દઉં : કામી રાજાઓનું અંતઃપુર પોલું હોય છે. હું એના અંતઃપુરમાં પણ જઈ આવી, આપનાં બહેન સરસ્વતીને સદેહે જોયાં. સૂકાં, રૂપ વગરનાં, અસ્થિ-કંકાલ બન્યાં છે, માત્ર મુખ પર તેજ ઝળહળે છે. કદી એક ટંક લૂખું-સૂકું જમે છે. આપે સીતાની વાત મને કહેલી. રાવણ એને હરી ગયેલો. સીતા લંકાની કેદમાં કેવાં હશે, એની કલ્પના બહેન સરસ્વતીને જોવાથી આવી. પણ એક વાત સાંભળી આનંદ થયો. રાવણ જેવો રાજા દર્પણ એમની સામે જોઈ શકતો નથી. છોડી દેવાનો વિચાર કરે છે, પણ એને લાગે છે કે લોકો મને નિર્બળ કહેશે.

'હવે તરતમાં પ્રસ્થાન કરશો. અહીંનું હું સંભાળી લઈશ.'

આર્યગુરુએ કાગળ એકવાર વાંચ્યો, બીજી વાર વાંચ્યો. શકરાજે વાંચ્યો, ફરી વાંચ્યો. બંને જણાએ વાસુકિ સાથે સુદીર્ઘ મંત્રણા કરી

અને બીજે દિવસે રણનાં નગારાં ગાજી ઊઠ્યાં. શૂરાઓ શસ્ત્રો સજી રહ્યા. શક દેશની વ્યૂહકળા પ્રમાણે સૈન્ય ગોઠવાઈ ગયું.

કૂચ શરૂ કરવાની શુભ ઘડી આવી પહોંચી.

થોડીવારમાં આર્યગુરુ અશ્વ પર સવાર થઈને આવી પહોંચ્યા. આ રૂપમાં આજે એ પહેલવહેલા દેખાયા હતા. એમના પગ અવશ્ય પૃથ્વીને અડતા હતા, પણ મસ્તક જાણે ગગનને ભેદવા ઊંચું ઊઠ્યું હતું.

હાથે લોઢાના ચાપડા હતા. ખભે લોઢાની ઝાલર હતી. બાલ-ચંદ્ર જેવું મોં, દાઢીના ભરાવાથી દીપતું હતું. મોટી આંખોમાં જાણે સત્યનો અગ્નિ ભભૂકતો હતો. છૂટા કેશ અને મોંની ફાડ કેસરીસિંહની યાદ આપતાં હતાં. એમની રાંગમાં પંચકલ્યાણી અશ્વ ખૂંખાર કરી રહ્યો, મેઘગર્જના જેવો એમનો સ્વર ચારે તરફ ગુંજી રહ્યો.

'વાહ, ગુરુ, વાહ !' શકરાજથી સ્વાભાવિક રીતે બોલાઈ ગયું.

ગુરુએ સેનાને ઉદ્દેશીને કહ્યું :

'સત્યને ખાતર, ન્યાયને ખાતર સમરાંગણે ચઢવા તૈયાર છો ને ?'

'તૈયાર છીએ ! તૈયાર છીએ !' ચારે તરફથી અવાજો આવ્યા.

'કદાચ પીછેહઠ કરવાનો કે પીઠ ફેરવવાનો વખત આવે ત્યારે દુશ્મનને પીઠ દેખાડવાને બદલે પ્રાણ ન્યોછાવર કરવા તૈયાર રહેશો ને ?' ગુરુએ વિશેષ ખાતરી કરવા અને સૈન્યને પાણી ચડાવવા પૂછ્યું.

'આપના એક બોલ ઉપર અમે અમારા પ્રાણોની આહુતિ આપવા તૈયાર છીએ.' બધાએ ગગનભેદી સ્વરે કહ્યું.

'દુશ્મનનું બળ અને સૈન્ય વધારે જોઈને પાછા તો નહીં પડો ને ?' ગુરુએ જાણે હજીય વધુ ખાતરી જોઈતી હતી.

'નહીં, કદી નહીં !' —ના નાદોથી આકાશ ગુંજી ઊઠયું.

આર્યગુરુનો આત્મા સંતુષ્ટ થયો હોય એમ એમના મુખ ઉપર સંતોષ અને આનંદની રેખાઓ ઊપસી આવી.

આર્યગુરુને પોતાનો અથાક પ્રયત્ન આજે સફળ થયો લાગ્યો, સેના કૂચને માટે થનગની રહી

સૌ પ્રસ્થાનની ઘડીની પ્રતીક્ષા કરી રહ્યા.

યુદ્ધના વિજયપ્રસ્થાનની ધન્ય ઘડી પણ આવી પહોંચી, અને શકરાજાએ કૂચનું રણશીંગું બજાવ્યું.

પ્રસ્થાનની આજ્ઞાના પડઘા ચારેકોર ગાજી રહ્યા, અને, પાણીનો મોટો પ્રવાહ પૂર ઝડપે ધસતો હોય એમ, સૈન્યની કૂચ શરૂ થઈ. સૈન્યની એકધારી કૂચના પાદાઘાતથી ધરતી ધણધણી ઊઠી.

આર્યગુરુ એક તેજી અશ્વ ઉપર સૌથી મોખરે ચાલતા હતા. એક એક કદમ ઉજ્જૈની ભણી ભરાતો જતો હતો, અને એમનું અંતર જાણે કંઈ કંઈ વિચારોમાં વધુ ને વધુ ઊંડું ઊતરી જતું

હતું. એમને થતું હતું. 'ન જાણે નસીબમાં હજી શું શું લખાયું હશે? શું શું જોવાનું હશે? રે જીવ! હવે તો આગળ વધ! પાછળ નજર ન કર! પાછળ નજર કરવાનો ધર્મ તો મુનિનો. આજે હું મુનિ નથી, માનવ નથી, પશુ નથી, માત્ર લાગણીનું પ્રેત છું! પ્રેતને વળી પુણ્ય–પાપની શી તમા?'

અશ્વ આગળ વધ્યો.

રણનાં નગારાં જોરજોરથી વાગી રહ્યાં.

શંખ જોરજોરથી ફૂંકાઈ રહ્યાં.

અશ્વોનો વેગ વધ્યો. એમની ખરીઓથી ઊડેલી ધૂળથી આકાશ છવાઈ ગયું.

એક મોટું ધૂળનું ધુમ્મસ વન–જંગલ ને ગ્રામ–નગર વટાવતું વહી જતું હોય તેવો દેખાવ થઈ રહ્યો

માર્ગમાં આવતાં ગામોના લોકો વધામણે આવતા, અને તેઓ એકછત્રધારી રાજાની માગણી કરતા. તેઓ કહેતાઃ

'અમને એક રાજા આપો, આ અનેક રાજાઓથી થાકયા. વનના એક વાઘને તો શિકારથી સંતુષ્ટ કરી શકીએ, પણ અનેક વાઘોને પૂરો પાડી શકાય તેટલો શિકાર અમારી પાસે નથી. અમે હાર્યા છીએ તનથી, મનથી, ધનથી!'

આર્ય કાલક હસીને જવાબ દેતા: 'તમને પણ મારા જેવું થયું લાગે છે. કપડામાં જૂં પડી તો કપડાં ફેંકી દઈને નીકળી પડ્યો છું; પણ વસ્તુ કોઈ ખરાબ નથી; માનવીની ખરાબ વૃત્તિ એને ખરાબ બનાવે છે. બાકી તો શું નરપતિ કે શું ગણપતિ, બધાય વૃત્તિના દોરે બંધાયેલા છે. કપડાં સાફ રાખતાં આવડે તો પછી જૂંનો ડર નથી તમે મક્કમ હશો, નિસ્વાર્થી હશો, વ્યક્તિ કરતાં સમષ્ટિમાં માનતા હશો, અર્પણશીલ સ્વભાવના હશો, તો પછી કોઈ તમારો નેતા કે કોઈ તમારો રાજા તમને દ્રોહ નહીં કરી શકે. આજે રામ–રાવણનું યુદ્ધ મંડાયું છે, મેદાને ઊતરી ચૂકયા

છીએ. સ્ત્રીના શીલમાં અમે દેશનું શીલ જોયું છે, અને એની રક્ષા કાજે અમે આ મહાકાર્ય ઉપાડ્યું છે. તમે એની કિંમત પિછાણતા હો તો તૈયાર થઈ જજો !'

ગામલોકો આ વાતથી આકર્ષિત થતા, અને લડાયક લોકો સેનામાં ભરતી થવા પોતાના નામ લખાવતા.

વળી આર્ય કાલક ચેતવણીનો સૂર ઉચ્ચારતા :

'દરેક મહાયુદ્ધ પછી મહાદુષ્કાળ હોય છે. જેઓ પાછળ રહે છે, તેઓને કહું છું કે પાછળ રહીને નવાણ ગળાવજો, ખેતર ખેડજો, અનાજ ઉગાડજો. સદેશો મળે એટલે તમારાં સ્ત્રી-બાળકોને એ બધાની રખેવાળી ભળાવી શસ્ત્ર સજીને ઘોડે ચઢી નીકળી પડજો !'

ધીરે ધીરે કૂચ કરતી સેના આ રીતે ઉજ્જૈનીની દિશામાં આગળ વધવા લાગી.

## ૫૯

## બલમિત્ર અને ભાનુમિત્ર

કુચ, તો જળના પ્રવાહની જેમ, વણથંભી આગળ ને આગળ જ વધતી હતી.

અહીં આર્ય કાલકના એ ભાણેજો બલમિત્ર અને ભાનુમિત્ર મામાની મદદે તૈયાર ઊભા હતા. એમના હૈયામાં ગ્લાનિ હતી, મુખ પર લજ્જા હતી, કર્તવ્યનું પાલન ન કર્યાનો અફસોસ હતો.

ન્યાય અને સત્ય માટે મામાને દેશ છોડવો પડયો, પરદેશથી મદદ લાવવી પડી, આ વાત એમના હૈયામાં શૂળની જેમ ખટકી રહી હતી.

'અરે! સત્યની વેદી પર, સમય આવ્યે પણ, જો જાન કુરબાન કરતાં ન આવડે; તો એ જવાંમર્દીની કિંમત કેટલી? ખરેખર, અમે ખરે વખતે અમારો સ્વધર્મ ચૂકયા.' બલમિત્રે મામા આર્ય કાલકના પાદારવિંદને સ્પર્શતાં કહ્યું.

'કંઈ ફિકર નહીં'. જાગ્યા ત્યાંથી સવાર. જોશી પણ જૂની તિથિને વાંચતો નથી.' આર્યગુરુ બોલ્યા.

'અમે આપનો મુનિવેશ છોડાવ્યો! સાધુધર્મથી પાછા વાળ્યા. જળને અગ્નિનું કામ સોંપ્યું.' ભાનુમિત્રની આંખો આંસુ વહાવી રહી.

'લલાટમાં લખાયેલા લેખ પર કોઈ મેખ મારી શકતું નથી. વિધિને એ મંજૂર હશે.'. આર્યગુરુએ ઉદાર દિલે કહ્યું, 'વેશ તો કાલે ફરી ધારણ કરાશે અને ફરી પ્રાયશ્ચિત પણ કરી લેવાશે. અત્યારે તો આજની ઘડી ઉજાળી લઈએ એટલે જગ જીત્યા. એટલા માટે તો ખડિયામાં ખાંપણ લઈ, દરિયો ડહોળી, આ બધાંને લઈને નીકળ્યો છું.'

'અમે આપને દેશ તજાવવાનું પાતક વહોર્યું!' ભાનુમિત્રના દિલમાં ભારે અજંપો હતો

'કૂવાના દેડકાં જેવું જીવન જીવનારને, દેશ-પરદેશનું ઘણું લાગે છે!' મામા-ભાણેજોની વાતો સાંભળી રહેલા શકરાજે વચ્ચે કહ્યું', 'તમારા મામાશ્રી ખુદ કહે છે કે સિંહોને સ્વદેશ શું કે પરદેશ શું? જ્યાં જાય ત્યાં એ સ્વપરાક્રમથી સ્વદેશ સરજે છે. અમારે ત્યાં તમારા મામાશ્રીએ અજબ વિક્રમ સરજ્યો છે.'

'વિક્રમ!' ગુરુએ આમાં ભાવિના કોઈ પડઘા સાંભળ્યા, એ જોરથી બોલ્યા.

'વિક્રમ સરજવો તો હજી બાકી છે. મારા આ ધર્મયુદ્ધથી દેશમાં ધર્મ અને સત્યશીલનું જીવન સ્થપાશે એમ હું માનતો નથી. આ તો તપ્ત ભૂમિને શાંત કરનારું વર્ષાનું ઝાપટું માત્ર છે. મહામેઘ તો વળી પછી આવશે.' ગુરુ થોડીવાર આકાશ સામે જોઈ રહ્યા કોઈ પ્રેરણા જાણે એમને બોલાવી રહી હતી. થોડી વારે વળી એ બોલ્યા,

'વિક્રમ! આ પૃથ્વી પર વિક્રમ અવતરે: ન્યાય, સત્ય ને શીલને પ્રસારે એ તો મારું સ્વપ્ન છે. રાજા કાલસ્ય કારણમ્, ભાનુમિત્ર! શકદ્વીપે મને નોધારાને આધાર આપ્યો મારા કરુણ રીતે થનાર કમોતને અટકાવ્યું, બલ્કે મને હેતથી અપનાવ્યો છે. બલમિત્ર! હું એમને ત્યાં અમર સંજીવનીના રોપ સમું 'પંચતંત્ર'

'લઈને ગયો. બદલામાં એમણે મારા ધર્મયુદ્ધમાં મને મદદ આપી. શકરાજ ખુદ અમારી સાથે આવ્યા. આજ ઉજ્જૈનીનો વિજય એમના નામ પર લખાશે.' આર્યગુરુએ કહ્યું.

'ના, ના, એવું બોલીને અમને શરમાવશો નહિ, આર્યગુરુ!' શકરાજે વચ્ચે કહ્યું, 'જુવાન વીરો! શક લોકો અસત્ય નથી બોલતા, આર્યગુરુએ જ અમને મોતના મોં સામે જતા બચાવ્યા છે, અમારા શહેનશાહના રોષમાંથી ઉગારી લઈને જીવતદાન આપ્યું છે, ને જીવતા જીવે સ્વર્ગ જેવા આ દેશમાં અમને લઈ આવ્યા છે.'

'આપને અન્યાય અને અત્યાચારની સામેના ધર્મયુદ્ધમાં ઝૂઝવા અને સત્યની પ્રતિષ્ઠા કરવા માટેનું યુદ્ધ લડવા પરદેશીઓની મદદ લેવી પડી તેનું ખરેખર અમને બહુ દુઃખ છે, ખૂબ શરમ છે.' ભાનુમિત્રે ફરી ફરીને એની એ વાત કહી.

'ઓહોહો! તમે ભારતીય લોકો વાતોમાં ભારે ઉદાર છો ને વર્તનમાં બહુ સાંકડા છો. વસુધાને કુટુંબ લેખનારા તમારાથી દેશી અને પરદેશી જેવા શબ્દો કેમ બોલાય છે?' શકરાજે ટકોર કરી.

'શકરાજ!' આર્ય કાલકે વચ્ચે કહ્યું, 'જગતના તમામ પિતાઓ તરફ માનભાવ હોવા છતાં પોતાના જનકને જ પોતાના પિતા કહેવાય. આ મારા માટે આપત્તિધર્મ છે. અલબત્ત, તમારી મિત્રતાની અને સહાયતાની હું જેટલી કદર કરું તેટલી ઓછી છે. એના જ કારણે આજે આ ભૂમિના માણસો મારા પ્રયોજનની કદર કરે છે, નહિ તો કાગડા–કૂતરાને મોતે હું ક્યાંય મરી ગયો હોત ને કોઈ જાણત પણ નહીં. તમારી મિત્રતાનો તમને નજીકના ભવિષ્યમાં જ મારા તરફથી સારો અનુભવ થશે.'

શકરાજ એમ તો ચર્ચામાં પાછા પડે તેમ નહોતા, પણ એ કદી આર્યગુરુ સાથે વિશેષ વાદ કરવાનું પસંદ કરતા નહિ.

બલમિત્ર અને ભાનુમિત્ર પોતાની સેના સાથે શક સૈન્યમાં જોડાઈ ગયા; જોકે શકરાજ આ વિજય શકોના નામ પર લખાય, એ માટે ઓછામાં ઓછાં ભારતીય દળોને સાથે રાખવાના મતના હતા.

આર્ય ગુરુએ બાલમિત્રને પોતાના દૂત તરીકે સ્થાપ્યો. અને ઉજ્જૈની જઈ રાજા દર્પણસેનને યુદ્ધના નીતિનિયમ મુજબ છેલ્લો સંદેશો પહોંચાડવાનું કામ સોંપ્યું. યુદ્ધના નિયમોનો ભંગ થવો ન ઘટે. એમણે બલમિત્ર દ્વારા દર્પણસેનને કહેવરાવ્યું,

'હે દર્પણ! હું આર્ય કાલક! સાધ્વી સરસ્વતીનો બંધુ, સૌરાષ્ટ્ર–લાટ પર વિજય મેળવી, શક સૈન્યને સાથે લઈ ગણ્યાગાંઠ્યા દિવસોમાં તને સજા કરવા આવી રહ્યો છું. તેં આજસુધી યોગ્યાયોગ્યના વિવેક વગર કામ કર્યું. જો હવે તારે જીવવું હોય, તો સરસ્વતી સાધ્વીને સત્વર પાછી સોંપી દે અને ગાદીનો ત્યાગ કર, અન્યથા લડાઈ માટે સજ્જ રહે. ગણતરીના દિવસોમાં તારા કિલ્લા પર વીજળી ત્રાટકી સમજજે! સારું તે તારું. અભિમાનમાં ન રહીશ હજી હંસ થઈશ તો કલ્યાણ છે. તેં દૂધ–પાણી એકઠાં કરવાનો મહા અપરાધ કર્યો છે.'

બલમિત્ર સંદેશો લઈને રવાના થતો હતો, એ વખતે આર્ય-ગુરુએ એને ખાનગીમાં બોલાવી ઉજ્જૈનીની મહાનર્તકી મધા સુંદરીને મળવા સૂચના કરીઃ અને એનો સંદેશો અથવા એ આવે તો એને સાથે લઈને આવવા સૂચવ્યું.

બલમિત્ર અશ્વ પર ચઢીને ચાલી નીકળ્યો. એને ઝડપી કામ-ગીરી સોંપાઈ હતી, એટલે ક્યાંય વિરામ લેવાનો નહોતો.

બલમિત્ર અદૃશ્ય થયો. ભાનુમિત્ર આર્યગુરુના પડછાયા જેવો બની રહ્યો; અને શકસેના ઝડપથી આગળ વધવા લાગી.

લાટ દેશ પર વગર યુદ્ધે એ દિવસે વિજય મળ્યો.

# ૬૦

# આશાનિરાશા

આર્ય કાલક હવે ખૂબ સાવધ હતા, શકરાજ પણ દિનરાત વ્યવસ્થામાં ગૂંથાયેલા હતા.

શત્રુ સામાન્ય નહોતો. કયે સ્થળે કઈ પળે યુદ્ધ છેડાઈ જાય, તે કંઈ કહેવાય તેમ નહોતું.

રાજા દર્પણસેન પોતાના શત્રુને બહુ આગળ વધવા દે, એ અસંભવિત હતું. પણ બધાએ આશ્ચર્ય વચ્ચે જોયું કે આટલા લાંબા માર્ગમાં ક્યાંય કોઈ સામના માટે તૈયાર નહોતું. ખેતરમાં પાક ઊભો હતો, પણ બધાં ખેતર સૂનાં હતાં.

વાડીઓમાં ફળ લચી પડતાં હતાં, પણ બાગબાન નહોતા. ગ્રામનગરો શાપિત નગરીઓ જેવાં વેરાન બની ગયાં હતાં.

આર્યગુરુએ કહ્યું : 'શકરાજ ! યુદ્ધ આપવા પ્રત્યક્ષ કોઈ આવ્યું નથી; પણ છૂપું યુદ્ધ ચાલુ થઈ ગયું છે હો !'

'શું, યુદ્ધ ચાલુ થઈ ગયું છે ?' શકરાજે પ્રશ્ન કર્યો, 'કેવી રીતે ?'

'જોતા નથી ? જ્યાં માણસ હોવાં જોઈએ ત્યાં માણસ નથી. વગર લડયે લડાઈ જીતવા માગે છે એ. વાહ રે દર્પણ ! કર્મશૂર છે એટલો ધર્મશૂર હોત તો ?'

આર્યગુરુ દર્પણને શાબાશી આપતાં આપતાં વળી ઊંડા વિચારમાં ઊતરી ગયા.

'ચિંતનનો આ સ્વભાવ યુદ્ધકાળે ઉચિત નથી.' શકરાજે ટકોર કરી

'શકરાજ! સ્વભાવ છોડ્યો છૂટતો નથી. ખરાબમાંથી સારું શોધવા મન ઝંખે છે. જુઓ ને! આ ઝાડવાં, આ હરિયાળી, આ નવાણનાં નીર—એ બધાં આપણા જીવ લેવા માટે સજ્જ થઈને ખડાં છે. આ હરીયાળીમાં વિષનો છંટકાવ છે, માણસ જરાક વિરામ કરવા એના ઉપર બેઠો કે બિચારો ખણતો મરે. આ વૃક્ષનાં ફળોમાં ઝેરની શલાકાઓ ઘોંચેલી છે, ખાનારનાં આંતરડાં જ કાપી નાખે. આ નવાણનાં નીરમાં ચૂર્ણ ભળેલાં છે: થોડુંક પણ પીધું કે ઝાડા-ઊલટીથી એ સૈન્યને હતાશ કરી નાખે.' આર્યગુરુએ કહ્યું.

'અરે, આ તો અજબ જેવી લડાઈ!' શકરાજને આશ્ચર્ય થયું: 'તો આપણે સેનાને સાવધ કરીએ.'

'અવશ્ય. અને સેનાને કહી દેવાનું કે હવે કોઈએ ઉજ્જૈનીના સીમાડા સિવાય અશ્વથી નીચે ઊતરવાનું નહિ. માર્ગમાં ક્યાંય ખાવાનું નહિ કે કંઈ પીવાનું નહિ.'

સેનામાં આ વાતની તુરતાતુરત જાણ કરવામાં આવી. ઢીલા સૈનિકો પર આ વાતની જરા માઠી અસર થઈ; પણ આ તો યુદ્ધ માટેની કૂચ હતી; એટલે સહુએ મૂંગે મોંએ આજ્ઞાનું પાલન કરવા માંડ્યું.

પણ હવે કૂચ વધુ કપરી બની હતી, અને માર્ગ વધારે અટપટો આવતો હતો. માર્ગમાં ઠેરઠેર પ્રત્યવાયો પણ આવતા હતા.

અને જેમ જેમ સમય વધુ જતો હતો તેમ તેમ સેના પાસે ખાવા-પીવાનું ખૂટતું જતું હતું. વળી ઘોડા પરથી નીચે ઊતરવાની આજ્ઞા નહોતી. બેઠાં બેઠાં કેડ તૂટતી હતી, અને ઘોડાના જીન પર તો ઊંઘ કેવી રીતે આવે? ઊંઘ વિના શરીર નબળાં થતાં હતાં.

આખરે વૃક્ષનાં ફળ ન ખાવાની શરતે વૃક્ષ પર સૂઈ રહેવાની રજા મળી, અથવા માર્ગની વચ્ચોવચ્ચ આરામ લેવાની પરવાનગી મળી. સેનામાં જરા આસાયેશ પ્રસરી.

થોડોક આરામ મેળવીને સેના આગળ વધી, પણ કેટલાક ભૂખ્યા રહેવાને ન ટેવાયલા સૈનિકો વાડીઓમાં ઘુસીને ફળ આરોગી આવ્યા. તેઓ થોડીવારમાં વૃક્ષ પરથી ફળ પડે એમ ઘોડા પરથી ટપોટપ નીચે પડવા લાગ્યા.

બહાદુર શક સૈનિકો આથી ખૂબ ખિજાઈ ગયા; અને શત્રુ મળે તો રાઈ રાઈ જેવડાં કટકા કરી નાખીએ એમ બોલવા લાગ્યા, ને તલવારો ફેરવવા લાગ્યા, પણ સામે કોઈ પરાયો માણસ મળે તો તલવારનો વાર થાય ને! કેટલાકોએ ઝનૂનમાં વૃક્ષના થડ પર તલવારના વ્યર્થ ઘા કર્યા!

'ઝનૂન વીરત્વથી વિરોધી છે વીર પુરુષ હંમેશાં ધીર હોય.' આર્યગુરુએ કહ્યું.

હવે શકરાજે કડક હાથે કામ લેવા માંડ્યું, એમણે સૈનિકોને ફરી સાવધ કર્યા.

આર્યગુરુ પણ બધે ફરીને બંદોબસ્ત રાખવા લાગ્યા.

પણ સૈન્યની ગતિ બાળકની ગતિની જેમ પાપાપગીની થઈ ગઈ હતી. હવે રાત ને દહાડો સમાન થઈ ગયાં હતાં. ન ઊંઘાતું. ન આરામ લેવાતો.

એક રાતે બધા જાગતા રહીને આગળ વધતા હતા, ને ત્યાં તો જંગલની બંને બાજુઓ સળગી ઊઠી. અગ્નિની જ્વાળાઓની પાછળથી ભયંકર પોકારો આવવા લાગ્યા.

સેના ગભરાઈ ગઈ. અરે આગ! ધીરે ધીરે બંને બાજુથી આગ નજીક આવવા લાગી. બધાને લાગ્યું : વગર લડયે બળીને ભડથું થઈ જઈશું.

સેનામાં ગભરાટ પ્રસર્યો : શું કરવું ? ક્યાં જવું ?

કેટલાક સૈનિકો બાવરા બનીને પાછળ પગ ભરવા લાગ્યા. એક અકળ ભય બધે વ્યાપી ગયો.

આર્યગુરુએ વીરગર્જના કરી અને કહ્યું : 'સૈનિકો, મારા વીરો ! પાછળ પગ ન દેશો. આ આગ નથી, આ તો માત્ર મણિ-ચૂર્ણના ભડકા છે. અઘોરીઓ ને તંત્રધારકો પોતાની જગ્યાને સુરક્ષિત રાખવા આ વિજ્ઞાનનો પ્રયોગ કરે છે.'

પણ ગુરુની આ વિજ્ઞાન-વાત બધા પૂરેપૂરી સમજી રહે એ પહેલાં સામેથી ભયંકર ચિત્કાર સંભળાયો,

સહુએ એ દિશામાં જોયું તો પ્રગટેલા અગ્નિને ઓળંગીને હાથીઓનું એક મોટું ટોળું ધસ્યું આવતું હતું. એમની નાની પીંગળી આંખોમાંથી ખૂની ઝેર વરસતું હતું. અરે, મર્યા કે મરશું ! આ તો યમરાજની સેના આપણા મુકાબલે આવી !

આખી સેના એક અજ્ઞાત ભયમાં કંપી રહી. બે બાજુ અગ્નિ અને સામે ગાંડા હાથીનું ટોળું ! આગળ ગયે મોત. બાજુમાં સર્યે મોત. તો હવે ક્યાં જવું ?

ભાનુમિત્ર ઘોડેસ્વાર થઈને આગળ આવ્યો, 'મામા ! આશીર્વાદ આપો. આ ગાંડાઓને ડાહ્યા કરવા જાઉં છું.'

એક ભારતીય સૈનિકની આ વીરત્વભરી હાકલ સાંભળી વધારે પડતા ઉત્સાહી શક સામંતો હાથીઓ તરફ ધસી ગયા. પણ ગાંડા પહાડો સામે માનવીનું શું ગજું ? બેચાર શૂરવીર શક સામંતો ત્યાં તળ રહ્યા

ભાનુમિત્ર મામાની આજ્ઞાની રાહ જોઈ રહ્યો, પણ મામા આજ્ઞા આપતા નહોતા. એણે જોયું કે એમનો ચહેરો ધીરે ધીરે વિવર્ણ થતો જતો હતો, ગળું મશકની જેમ ફૂલતું જતું હતુ, જડબાં વિકસિત થતાં હતાં.

થોડીવારે ગુરુના ગળામાંથી એક વિલક્ષણ નાદ નીકળ્યો. એના પડછંદા પહાડોમાં ને ટેકરીઓમાં પડ્યા અને ગાંડા હાથી આગળ વધતા એકાએક થંભી ગયા.

જાણે કોઈ ભયંકર અટવીમાં હાથીઓનાં ગંડસ્થળ પર ચઢીને કેસરીસિંહ ગર્જના કરતા હોય એવો એ નાદ હતો.

આગળ ધસતા હાથીઓ એકાએક સ્તબ્ધ બનીને ઊભા રહ્યા.

ગુરુના ગળામાંથી હજી કેસરીસિંહની ગર્જના સંભળાતી હતી. હાથીઓએ સૂંઢ મોંમાં નાખી દીધી, પાછલા પગે એ પાછા હટ્યા, અને પીઠ ફેરવીને નાઠા, જાણે કાળી રાતનાં કાળાં વાંદળો નાઠાં, મોતનો અવતાર બનીને આવેલા મોત જોઈને ભાગ્યા. મરવું કોને ગમે છે ?

શક સૈનિકો ખૂબ ઉત્સાહમાં આવી ગયા અને હાથીઓની પાછળ ધસ્યા.

આગળ હાથીસેના નાસે, પાછળ શકસેના પીછો પકડે. એ રીતે છેલ્લી કૂચ ઝડપી બની ગઈ.

અને હવે તો ઉજ્જૈનીનો સુંદર પ્રદેશ પણ શરૂ થઈ ગયો.

ગુરુએ આજ સવારથી સૈનિકોને જે મળે તે ખાવાની છૂટ આપી. પણ તેઓએ કહી દીધું હતું કે અત્યાર સુધી તમે જડ બળોનો સામનો કર્યો, હવે ચેતનબળ તમારી સામે વપરાશે, માટે ખૂબ સાવધ રહેજો !

ભૂખ્યાં ડાંસ જેવા સૈનિકો ચારે તરફ ફરી વળ્યા, જે ખાવા જેવું હતું એ ખાધું; સુંદર મિષ્ટ જળ પીધું. ઘોડાની પીઠ પર બેઠાં બેઠાં અંગો અકડાઈ ગયાં હતાં, તે દોડાદોડી કરીને કે પરસ્પર કુસ્તીના દાવ ખેલીને ઠીક કરી લીધાં.

નાદ–પ્રયોગ કર્યા પછી આર્યગુરુ કંઈક થાક્યા જેવા લાગતા હતા. એ ગયેલી શક્તિ ફરી કુદરતમાંથી એકત્ર કરવા પ્રયત્ન કરી રહ્યા, છતાં કૂચ થંભાવવાની તેમની ઇચ્છા નહોતી. સૈન્યમાં મહા-

મહેનતે ઉત્સાહ આવ્યો હતો. હવે એ ઉત્સાહમાં જ ઉજ્જૈનીના કાંગરા જોઈ લેવા જરૂરી હતા.

કૂચ આગળ ચાલી, પણ માર્ગનો પ્રત્યેક અણુ–પરમાણુ પ્રતિકૂળ બનીને બેઠો હતો. મારગમાં જે ગામ–નગર આવતાં, એ ઉજ્જૈનીના રાજાની મેલી વિદ્યાના અને અતુલ બળની અજબ વાતો કરતાં શક સૈનિકો ધીરે ધીરે એ વાતોની અસરમાં આવતા ગયા. કૂચ ઢીલી પડતી ચાલી.

ત્યા તો શક સૈન્ય અધવચ્ચે જ હાથ જોડીને બેસી ગયું. એના સામંતોએ કહ્યું:

'ઉજ્જૈની જીતવું સહેલું નથી. સૈન્યને આરામ લેવા દઈને તાજું થવા દો. એના દિલમાથી શંકાનું વાતાવરણ દૂર થવા દો.'

શક સેનાપતિએ સામંતોની વાતને ટેકો આપતા કહ્યુ: સૈન્ય અંદરખાને ડરેલું છે. એનામાં શ્રદ્ધા આવવા દો એ વિના યુદ્ધમા કંઈ વળશે નહિ.'

એમણે ગુરુને વિનતી કરી: 'બલમિત્ર ઉજ્જૈનીમાંથી પાછા આવે ત્યાં સુધી ચઢાઈ મોકૂફ રાખીએ તો? શત્રુ બહારથી શાંત છે, પણ અંદરની તૈયારી ઘણી હોય એમ લાગે છે.'

'ભયની જરૂર નથી, શકરાજ! શત્રુને જેટલો મહાન કલ્પશો એટલો એ મહાન થઈ જશે. આપણી પોતાની નિર્બળતા એ જ દુશ્મનની સબળતા છેઃ રાજનીતિની એ વાત કાં ભૂલો?' આર્યગુરુએ કહ્યું.

'માણસની સામે લડી શકાય, જાદુગર સામે નહિ. સાંભળ્યું છે કે રાજા દર્પણસેન તો મોટો મંત્રધર છે. સેના આ કારણે નિરુત્સાહી છે, આગળ વધતાં ડરે છે. મારા પંચાણું શાહીઓ પણ જય–પરાજય માટે શંકિત બન્યા છે નિરાશ સેના ગમે તેવી મોટી હોય તોય ખરે વખતે ખોટ ખવરાવે છે. એટલે થોડા વખતનો વિરામ જરૂરી છે.' શકરાજે નમ્રતાથી અને દઢતાથી કહ્યું.

આર્યગુરુ શિસ્તની બાબતમાં બહુ કડક મિજાજના હતા. બીજા શાહીઓ ધારતા હતા કે હમણાં લોઢું ને ગજવેલ અથડાશે, ચકમક ઝરશે. હવે કેટલાક શાહીઓને આર્યગુરુ ગમતા નહોતા, એમની કડક શિસ્ત તેઓની આરામપ્રિયતાને હણતી હતી.

'સાચી વાત છે તમારી, શકરાજ!' આર્યગુરુ બોલ્યા. એમની મુખમુદ્રા પર એટલી ભાવભંગીઓ હતી કે જાણકાર પહેલેથી છેલ્લે સુધીનો ઇતિહાસ વાંચી શકે.

'સાચી વાત છે તમારી, શકરાજ!' એ ને એ શબ્દો ફરીવાર બોલીને આર્યગુરુ શાંત બેસી રહ્યા. પણ એ તો સાગરની શાન્તિ હતી. અંદર મોટાં મોટાં વહાણોને ભસ્મીભૂત કરનાર વડવાનલ ભભૂકતો હતો, એને કોણ પિછાને?

જાણે અન્યમનસ્ક હોય ને એક ને એક જ વાત વારંવાર ગોખતા હોય તેમ ત્રીજી વાર પણ ગુરુ એ જ વાક્ય બોલ્યા:

'સાચી વાત છે, તમારી. શકરાજ!' અને થોડીવાર રહીને એમણે ઉમેર્યું: 'પણ મારી વાત પણ એટલી જ સાચી છે. દર્પણ રાવણ હશે તો તમને દોરી જનાર વિભીષણ છે, એ કાં ભૂલો!'

'આપની શું વાત છે, ગુરુદેવ?' શકરાજે જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો. એના મનમાં પણ ગડભાંજ ચાલતી હતી. ગુરુએ એને જીવતદાન દીધું હતું, એને ગુરુ ભારતમાં લાવ્યા હતા, ગુરુએ કહ્યું હતું કે જે જે રાજ્ય પર ફતેહ કરીશું, એ રાજ્ય પર તમારી સત્તા રહેશે, મારે છેવટે ભલી મારી તૂંબડી ને ભલી મારી લાકડી! એટલે હવે સેનાની નિરાશામાં શકરાજને ઘણું નુકસાન હતું, પણ સેનાને છંછેડવાની તાકાત એની પાસે ગણ નહોતી.

'મારે માટે તો પીછેહઠની વાત જ નથી. કાં જીત, કાં મોત!' ગુરુ બોલ્યા ને વળી વિચારમાં પડી ગયા.

'સામે મોત હોય, છતાં જવું, એનો કંઈ અર્થ ખરો?'

'મરજીવા મોતથી ભાગે નહિ. મોત તો એની પાઘડીનો તોરો છે. શકરાજ, તમે ખુશીથી પાછા વળી શકો છો, મારા માટે

એ શક્ય નથી. આ પગદંડી એવી છે, જેના ઉપરથી આગળ વધી શકાય, પણ પાછા ફરવાનો તો વિચાર પણ કરી શકાય નહિ.' ગુરુ દૃઢતાથી બોલ્યા.

'હું તો સેનામાં પ્રસરેલ નિરાશાની વાત કરું છું. હું પોતે તો આપની સાથે જ છું.'

'મારી સાથે રહેનારને મળશે માત્ર મોત, એ જાણો છો ને!. અને મોત તમને ન ગમે, કારણ કે તમે ભારતમાં રાજ ભોગવવા આવ્યા છો.'

'ચિંતા નહિ, ગમે તે પરિણામ માટે તૈયાર છું.' શકરાજ ઉત્સાહમાં બોલ્યા.

,પછી રાજ કોણ કરશે ?'

'મારે પુત્ર છે.'

'તમારા પુત્રને આ લોકો રાજ કરવા દેશે ?'

'શંકા છે. એટલે જ કહું છુ કે હમણાં પાછા વળી જઈએ અને દુવિધામાં પડેલા સિપાહીઓને રજા આપીએ અને પછી વિશેષ તૈયારી કરીને ચડી આવીએ.' શકરાજે મનની વાત કરી.

'ખુશીથી પાછા વળો. એટલું કરો કે જેઓ મારી સાથે રહેવા માગતા હોય તેઓને રહેવા દો. બાકીના સૈન્યને લઈને તમે પાછા વળો, શકરાજ! તમારી વાત તમારા માટે યોગ્ય છે. શિર સલામત હશે તો પાઘડી બહુ મળશે મારે તો પાઘડી પહેરવાની નથી. શિર સલામત રહ્યું તોય શું ને ન રહ્યું તોય શું.' આર્યગુરુના અંતરમાં ધમ્મરવલોણું ફરતું હતું.

'આપના શિરની કિંમત આપ કાં ભૂલી જાઓ છો ?'

'નથી ભૂલ્યો. હવે જ એની કિંમત ઉપજાવવાનો વખત આવ્યો છે. જો હું પાછો વળું તો આચારભ્રષ્ટ મુનિના મસ્તકને

કાગડા-કૂતરા પણ ન અડે. મારા માટે પાછા વળવાની વાત મૂકી દેજો. તમે ખુશીથી પાછા વળો.'

'મને બાદ કરજો. પાછા વળે તો સૈનિકો વળે હું તો સદા આપની સાથે છું—હારમાં, ફતેહમાં કે મોતમાં.' શકરાજ પોતાનો વિવેક છોડતા નહોતા. આ શબ્દોની આર્યગુરુ પર ખૂબ જ અસર થઈ.

'ચાલો, આપણે સેનામાં ફરીશું ? સેનાની ઇચ્છા જાણીશું ?' આર્યગુરુએ કહ્યું.

'અવશ્ય, કદાચ આપના દર્શનથી શક સૈનિકો ફરી ઉત્સાહમાં આવે'

શકરાજ અને આર્યગુરુ ફરતા ફરતા એક મોટા શિબિરની પાછળ જઈ પહોંચ્યા. એમણે જોયું કે એ શિબિરમાં કેટલાક યોદ્ધાઓ એકત્ર થયા હતા. એમાં ભારતીય યોદ્ધાઓ પણ હતા અને શક પણ હતા. શક સૈનિકો પરસ્પર વાતો કરતા હતા.

'આપણે વતન છોડીને અહીં મરવા માટે આવ્યા નથી. આપણે સુખી થવા આવ્યા છીએ. મરવું હોત તો વતન શું ખોટું હતું ?' એક શક સામંતે કહ્યું.

'માણસ સામે લડાય, જાદુગર સામે નહિ.' શક સૈન્યમાં નિરાશા પ્રસરાવનાર સૂત્ર ફરીથી એક વૃદ્ધ સૈનિકે ઉચ્ચાર્યું.

'કહે છે કે, આર્યગુરુ ને શકરાજ મોત સામે હોય તોપણ પાછા ફરવા માગતા નથી.' એક શક સૈનિક, જાણે કંઈ ખાનગી બાતમી આપતો હોય તેમ બોલ્યો.

'પુરાણો ઇતિહાસ તો જાણો છો ને? શક શહેનશાહે શકરાજનું માથું મંગાવ્યું હતું. માથું આપવું ન પડે માટે તો એ અહીં આવ્યા. હવે પાછા જઈને ત્યાં માથું આપવું એના કરતાં આર્યગુરુ સાથે રહીને એમની સાથે જીવવું કે મરવું શું ખોટું ? જિવાશે તો સ્વર્ગ સમું ભારત ભોગવવા મળશે, અને મરશે તો

સોદો સરભર થશે. આમેય ત્યાં તેઓને મરવાનું હતું જ ને! પણ એમાં આપણને શું?'

સૈનિકો જાણે આશાનિરાશાની વચ્ચે ઝોલાં ખાતા હતાં.

આ વખતે એક શક સૈનિકે શિબિરમાં પ્રવેશ કર્યો. એણે અત્યારે ભારતીય પોશાક પહેર્યો હતો, અને કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું.

આગંતુક શક સૈનિક બોલ્યો : ' તમે તમારી જૂની આદત હજી ભૂલ્યા નથી. પરદેશમાં કુસંપ કરવો ન શોભે. દર્પણ મંત્રધર છે, તો ગુરુ ક્યાં કમ છે? વળી આપણે આ દેશથી અજાણ્યા છીએ. ગુરુનો દ્રોહ કરીને જીવી નહિ શકીએ. આ યુદ્ધ લડી લઈએ. આગળની વાત આગળ. બધા એક મનથી પ્રતિજ્ઞા કરો કે મરીશું તોપણ સાથે અને જીવીશું તોપણ સાથે જ!'

બધા સૈનિકો આ શબ્દ સાંભળી શાંત થઈ ગયા, અને બોલ્યા : ' પ્રતિજ્ઞા કરીએ છીએ કે જીવીશું તોપણ સાથે અને મરીશું તોપણ સાથે જ!'

આર્યગુરુ અને શકરાજ તંબુ પાછળથી આ વાર્તાલાપ સાંભળતા હતા. શકરાજને સૈનિકો વચ્ચે જવાનું મન થઈ આવ્યું, પણ આર્યગુરુએ ઈશારો કરી એમને આગળ વધતા રોક્યા.

અને બન્ને પાછા ફરી ગયા. બન્નેનાં મુખ ભાવિની આશંકામાં ગંભીર ભાવ ધારણ કરી રહ્યાં.

# ૬૧

## લોખંડી ખાખ

મધરાતનો પહોર હતો. શકરાજ આવી પહોંચે એટલી વાર હતી. આર્યગુરુ વિરામ લઈ રહ્યા. તનના શ્રમ કરતાં મનનો શ્રમ એમને વધુ પીડી રહ્યો હતો.

ગુરુ આવાસમાં સ્થિર થઈ ગયા હતા, ચારે તરફ છાવણીઓ પડેલી હતી, અને શક સૈનિકો નિત્યચર્યામાં મગ્ન હતા.

ગુરુને આ વખતે બહેન સરસ્વતી યાદ આવી: 'ઓહ! મહાભારત રચીને ચાલ્યો છું, પણ એ બહેન શું કરતી હશે? એ સ્વસ્થ હશે? યુદ્ધના ભાવિ સુધી એ સ્વસ્થ રહી શકશે? દર્પણ મારી દાઝ એના પર તો નહિ કાઢે ને?' કંઈ કંઈ તર્કવિતર્ક થઈ રહ્યા, આપોઆપ વ્યગ્ર થઈ ગયા.

બહેનને પ્રત્યક્ષ કઈ રીતે કરવી? ગુરુ સ્મરણ પર ચઢી ગયા. એકાએક આવાસના એક ખૂણામાં પ્રકાશ છવાઈ ગયો.

એક નવરૂપા નારી એ પ્રકાશમાં ઝળહળતી દેખાઈ.

'કોણ છો, તમો? સાધુ પાસે આવી રાતે અને આવા એકાંતે, આવું રૂપ ધારીને આવવાનું શું પ્રયોજન?'

'હું શાસનદેવી છું! કાલક! નિશ્ચિંત રહે. તારો પંથ સત્યનો છે.'

'સત્યના માર્ગ પર શૂળી છે, માતા ! એ શૂળીથી મારો આખો દેહ જર્જરિત થઈ ગયો છે. અણનમ લોખંડની ખાખ થઈ ગઈ, મા ! એ હવામાં ઊડી જશે, કે નવજીવન પ્રસારી જશે ? મા ! સ્વમાનભરી જીત ન મળે તો સ્વમાનભર્યું મોત માગું છું. મારી બહેનનું શીલ–સ્વમાન.. ...'

'ચિંતા ન કરીશ. સરસ્વતીને શીલમાં સીતા અને સુલસા સમજજે. તારી તાકાત પર નહિ, શક લોકોની સહાય પર નહિ, સરસ્વતીના નિર્મળ શીલ–આધાર પર જ તમારો વિજય છે. નિશ્ચિંત રહે. લોખંડની ખાખ ભલે થઈ, એ ખાખને ઝીલશે એ નીરોગી થઈ જશે, એનું બળ વધશે. આતતાયીને હણવાનો તારો ધર્મ અદા કર શીલ અને સત્યની પ્રતિષ્ઠા કર. તારી ખાખમાંથી ફૂલડાં પ્રગટશે.'

'વાટ તો ભૂલ્યો નથી ને માડી ?' આર્યગુરુ પૂછી રહ્યા.

'પરમાર્થ અને પરમ સદ્ગુણોની સ્થાપના માટે સમરાંગણે ચઢનાર કદી ભૂલો પડતો નથી. શાસ્ત્રજ્ઞા કાં ભૂલે ! सव्वस्स आणाए उवट्ठिओ मेहावी मारं तरई । કાલક, તારું અંતે કલ્યાણ છે.'

'બસ, સિધાવો. મા ! હવે મરવામાં, જીવવામાં કે લડવામાં : બધામાં શાન્તિ છે.'

'સાધ્વી સરસ્વતીનું આચામ્લ વ્રત તમારું સહુનું કલ્યાણ કરો.'

દેવી એટલું બોલ્યાં, ને થોડી વાર ચારે તરફ પ્રકાશ છવાઈ ગયો. ધીરે ધીરે પ્રકાશ વિલીન થઈ રહ્યો. એ સાથે દેવી અદૃશ્ય થઈ ગયાં.

આર્યગુરુ નમી રહ્યા.

પોતાની ખાસ શિબિરમાંથી થોડીવારે શકરાજ આવ્યા. ગુરુ વિચારમાંથી હજી જાગ્યા નહોતા. કેટલીક પળો એમ જ પસાર થઈ.

થોડીવારે આર્યગુરુએ મૌનનો અંત લાવતાં કહ્યું : 'રાજન્ દર્પણસેનને સંદેશો આપીને બલમિત્ર પાછો આવી ગયો છે.'

' કેમ જાણ્યું આપે ? '

' જે શક. સૈનિકે શિબિરમાં આપણા સૈનિકોને રાજા દર્પણની યુદ્ધની યોજનાની માહિતી આપી, તે એની સાથે ગયો હતો.'

' ઓહ, આપની દૃષ્ટિ અતિ તીવ્ર છે !'

એવામાં સામેથી બલમિત્ર આવતો દેખાયો.

ગુરુ ઊઠીને એની સામે ગયા, અને એને કુશળ વાર્તા પૂછીને તરત જ મુખ્ય પ્રશ્ન કર્યો : 'વારુ, તું દર્પણસેનને મળ્યો ?'

' હજી, એની અવ્યવસ્થિત ને બેદરકાર રાજવ્યવસ્થામાં એને રૂબરૂ મળવામાં લાંબું વિઘ્ન ન નડયું.'

' શકરાજનો ને મારો સંદેશ એને કહ્યો ?' ગુરુએ ફરી પૂછ્યું,

' હાજી, મેં આપ બંનેના નામ આપીને સંદેશો કહી સંભળાવ્યો. એટલે દર્પણસેન બેઠો હતો, ત્યાંથી ઊભો થયો. એણે કહ્યું, ' પહેલાં મારી વાત સાંભળી લે, કાલકને કહેજે, ચાલ્યો આવે એનું ઘરેણું સલામત છે.'

મેં કહ્યું, ' તો રાજન્ ! જેનું છે તેનું તેને પરત કરીને આ લડાઈને અને સંહારને ટાળો.'

દર્પણસેન કહે : ' તો તો લોકો મને કાયર જ કહે ને ! મારું જીવ્યું ધૂળ થાય. મારી કીર્તિના કાંગરા જમીનદોસ્ત થઈ જાય. લડાઈ તો મારે મન શેતરંજની રમત છે, જેમાં વિજય મારા હાથમાં રમે છે. કાલક શકરાજને ભલે લઈ આવ્યા, પણ એનો ભરોસો ન કરે. શકોનું મોં સિંહનું ને દિલ શિયાળનું છે : ને સૌરાષ્ટ્રી લોકો પર પણ ઈતબાર ન રાખે. મારા નામથી બધા ધ્રૂજે છે. યાદ રાખો તમે ! લડાઈમાં કાલકને એકલો છોડી બધા ભાગી જશે, અને મને બનેવી બનાવી પોતાનો જીવ બચાવવો પડશે.'

બલમિત્ર વાત કહેતાં થંભ્યો. આર્યગુરુ કડવો ઘૂંટડો ગળતા હોય તેમ થૂંક ગળે ઉતારી રહ્યા. બલમિત્રે આગળ કહ્યું,

'ગુરુદેવ ! પછી દર્પણસેન ઊભો થયો ને મારી પાસે આવીને બોલ્યો, ' છોકરા ! કાલક પહેલાં મારો મિત્ર હતો એની બહેન સરસ્વતીને હું ચાહતો હતો. એને મારી બહેન અંબુજા ચાહતી હતી. એણે પોતાને મોટો નીતિમાન માની મારો તિરસ્કાર કર્યો, મારા ધર્મનો તિરસ્કાર કર્યો અને મારા જ રાજ્યમાં મારી ઇજ્જત ઘટાડી. એને કહેજે કે લડાઈમાં સાર નહિ કાઢે ઉજ્જૈનીના સૈન્ય સામે શક સૈન્યના પગ જોતજોતામાં ઊખડી જશે.

મેં મનને શાંત રાખીને મીઠાશથી કહ્યું, ' હે રાજા ! હજી પણ પાણી વહી ગયા નથી. સરસ્વતીને મુક્ત કરી દે અને આર્યગુરુનું ઊઠીને સન્માન કર. બહુ ખેંચવામાં સાર નથી.'

' એમ કે ?' રાજા ગર્દભિલ્લે ઉપેક્ષાપૂર્વક કહ્યું.

મેં કહ્યું, ' રાજન્ ! અન્યાયથી કોઈનો અભ્યુદય નથી ઝેરનાં પારખા નં હોય. એ તો તરત જીવ હણે છે.'

' દૂત ! ઝેરનાં પારખાં કરવાનો મારો નિર્ણય છે.' એણે મારી પીઠ વગાડીને કહ્યું.

મેં કહ્યું, ' રાજન્ ! ગર્વ તો રાજા રાવણનો પણ રહ્યો નથી સાધ્વી સ્ત્રીના અપહરણથી તારી કીર્તિને કાળું કલંક લાગ્યું છે.'

દર્પણ ગર્જ્યો ને બોલ્યો, ' ચિંતા નહીં, લોકો જાણે છે કે શૂરાઓ જ સુંદરીઓનાં હરણ કરે છે, પણ તારા કાલકમાં પુરુષત્વ હોત તો પરદેશ ભાગી ન જાતઃ રાંડીરાંડની જેમ પરદેશના યોદ્ધાઓથી ઉજ્જૈની જીતવાની વાત ન કરત. અહીંના લોકો એને દેશદ્રોહીનું ઉપનામ આપશે હમણાં જ મેં સભા બોલાવી છે. કાલકને કહેજે કે હજારો ઘેટાં એક વાઘની ચર્યામાં વિઘ્ન કરી શકતાં નથી.'

વિનંતી કરતો હોઉં તેમ હું બોલ્યો, 'રાજન્ ! હજી સમજો. કાલક સાધુ છે. આમ્રવૃક્ષ છે. પથરો મારનારને પણ ફળ આપનાર છે.'

'અરે દૂત ! કાલક વૃક્ષ છે, તો હું હાથી છું. ફળ માગીને ખાનારો હું નથી, તોડીને લેનારો છું. કોઈ સ્ત્રી મારા પર મુગ્ધ થઈને આવે ત્યારે એના સ્વીકારમાં મને કદી મજા આવી નથી. રૂઠેલીને બળ ને કળથી વશ કરવામાં હું રાચું છું.'

'તો સાંભળી લો રાજન્ ! તમે હાથી છો તો એ સિંહ છે. કેસરીની ત્રાડ પાસે કુંજર ઊભો નહિ રહી શકે !' મેં કહ્યું.

એ બોલ્યો, 'એ કેસરી છે તો હું મેઘ છું. મારી ગર્જનાથી કેસરીનાં ગાત્ર ગળી જશે. જા, દૂત ! કાલકને કહેજે કે તું અને તારા પરદેશી મિત્રો મારે મન ગરુડની સામે સર્પ સમાન છે.'

'હે રાજન્ ! ચંદ્ર શીતલ હોય, રાજા ન્યાયી હોય, મુનિ ઉદાર હોય, સૂર્ય પ્રકાશવાન હોય, તો જ શોભે. હાથે કરીને ભૂકંપને ન જગાડે ! વાવંટોળને ન નોતરે ! પ્રલયને પરોણો ન બનાવે !'

'ચિંતા નહિ, એક ગુરુના અમે બે ચેલા છીએ. કોઈ દહાડો લડ્યા નથી, આજે લડી લઈએ. યુદ્ધ વિના કશુંય સમાધાન શક્ય નથી: પછી આપવા–લેવાની વાત તો ક્યાં રહી ?' અને આટલું કહીને રાજા દર્પણસેન ચાલતો થયો."

'શું શક સેના નામર્દ છે ?' શકરાજે વચ્ચે કહ્યું. એ આ અપમાન સહી ન શક્યા.

'નામર્દ નહિ નાહિંમત. લડાઈ એ કંઈ ફૂલોની પથારી નથી, એટલું આપણે પ્રથમથી સમજવું જોઈતું હતું. આ તો કૂવામાં ઉતારી દોરડું કાપવા જેવી વાત છે' આર્યગુરુએ વખત પારખીને

શકરાજને સાચી વાત સંભળાવી દીધી. પછી બલમિત્રને પોતાની વાત આગળ કહેવા ઈશારો કર્યો.

બલમિત્રે કહ્યું : 'પછી હું એમના સેનાપતિને મળ્યો. એ બધા ઠંડા હતા.'

'મઘા ત્યાં હતી ને ?' ગુરુથી ન રહેવાયું; એ પૂછી બેઠા.

'મઘાને હું ક્યાંથી ઓળખું ?'

'બરાબર ! તેં મઘાને નથી જોઈ.' ગુરુને પોતાની ભૂલ સમજાઈ. છતાં બોલ્યા, 'મઘાને ઓળખતાં વાર લાગે તેમ નથી.'

'બરાબર છે, પણ પ્રથમ મુલાકાત મેં સેનાપતિ સાથે કરી, એણે કહ્યું કે આ ગણતંત્રના સૈનિકો પારકા માટે મરવા તૈયાર નથી. એ કહે છે કે મરીએ અમે ને મોજ કરે બીજા, એ કેમ બને ? પણ આર્યગુરુ શક પરદેશીની મદદ લાવ્યા એ માટે અમારો વિરોધ છેઃ અને તે માટે તેઓની તરફ બધા ધૃણાની નજરથી જુએ છે.'

'ધૃણા !' શકરાજે વચ્ચે કહ્યું. એ ધૂંવાપૂંવા થઈ રહ્યા હતા. એમણે કહ્યું, 'શપથ સાથે કહું છુ કે હું મારી સેના સાથે એ લોકો પર તૂટી પડીશ. જે સૈનિકો તૈયાર નહિ હોય, એને અહીંના મેદાનમાં ફાંસી આપી દઈશ'

'શાન્તં પાપમ્, શકરાજ ! સંસારમાં કીડીનો અને કુંજરનો બંનેનો ખપ પડે છે. કાયર અને શૂરવીર બંનેનો બંનેની રીતે ઉપયોગ છે. ફક્ત દોર આપણા હાથમાં રાખવો.' ગુરુએ કહ્યું ને પછી બલમિત્ર તરફ જોઈને બોલ્યા,

'હાં, પછી ?'

'પછી હું પ્રજામાં ફર્યો. પ્રજા તો સાવ ઉદાસીન છે. એ કહે છે કે રાજ ગમે તેનું હોય, અમને સુખ–સગવડ આપે તે રાજ સાચું. અમારો ધર્મ અમને પાળવા દે, અમારા ઇષ્ટદેવને અમને પૂજવા દે, પછી અમારે કંઈ જોઈતું નથી. આ તંત્રથી તો અમે

થાક્યા છીએ. ગુરુદેવ ! ઉજ્જનીમાં અત્યારે પ્રજા જાણે કલ્યાગરી સ્ત્રી જેવી છે, અને રાજા જાણે ઉખડેલ પતિ જેવો છે. સહુ એને ઇચ્છતા નથી, છતાં એટલું જરૂર ચાહે છે કે ભાગ્યે જે પતિ સર્જ્યો, તે આબાદ રહે તો સૌભાગ્યનો શણગાર સલામત રહે, અને બીજાના ચૂડા વારંવાર પહેરવા ન પડે. પ્રજાને તો રાજાની માત્ર આટલી જ પડી છે, બાકી તો ત્યાં ન કોઈ સાચી પ્રજા છે કે ન કોઈ સાચો રાજા છે. બધું આંધળે બહેરું કુટાયા કરે છે.' બલમિત્રે પોતાની વાત સાથે અભિપ્રાય કહ્યો.

'હાં, પછી ?'

'પછી એક સુંદરી મળી—નર્તિકાના લેબાસમાં પણ શું એનું સ્ત્રીત્વ ! શી એની નીડરતા ! જાણે ચમકતી વીજળી જ જોઈ લ્યો, એવો ઉત્સાહ !'

'અરે, એ જ મઘા.' ગુરુ બોલ્યા.

'એણે નામ આપ્યું ત્યારે મેં ઓળખી; પણ થોડીવારમાં તો એ જાણે મારી બહેન બની ગઈ.'

'એ બાબતમાં એ ઉસ્તાદ છે,' શકરાજે વચ્ચે કહ્યું : 'અમારે ત્યાં પણ એ એક જ છે; એનો જોટો નથી.'

'બલમિત્ર ! શીલમાં એ બીજી સરસ્વતી છે હો !' આર્ય-ગુરુથી આટલા વખાણ કર્યા વગર ન રહેવાયું. એ વખાણ આ ઘડીએ અનુચિત હતાં, એ પણ એ જાણતા હતા. એ બોલ્યા, 'વારુ, આગળ કહે !'

'અહીં બીજું કોઈ નથી ને ?' બલમિત્રે આજુબાજુ જોતાં કહ્યું : 'ખરી માહિતી મઘાએ જ આપી છે.'

'મને ખાતરી હતી. અડધું યુદ્ધ તો એ પોતે એકલી જ જીતે એવી છે !' ગુરુ બોલ્યા. વળી એમનાથી વખાણ થઈ ગયાં.

'સાચી વાત છે. મઘાએ મને બાજુમાં લઈ જઈને કહ્યું કે અહીંનું લશ્કર રાજા દર્પણસેનથી નારાજ છે. સેનાપતિ વળી

પોતાનો સ્વાર્થ સાધવાની નવી જ વેતરણમાં છે. સ્વામીહત્યા ને સિંહાસનપ્રાપ્તિ અત્યારે તો અહીં ઉજ્જૈનીમાં–અરે, આખા ભારતવર્ષમાં સર્વસામાન્ય વાત બની ગઈ છે. એટલે સેના લેશ પણ ઉત્સાહમાં નથી. અને સેનાપતિથી લેશ ડરવા જેવું નથી. આપની સંમતિ મળશે તો અડધું રાજ આપવાનું મેં વચન આપ્યું છે.'

'રાજન્ ! જોયું ને સ્ત્રીમોહની દશા ? જે જેનું શોખીન એ એનું મારણ. હાં આગળ ચલાવ !'

'મઘાએ કહ્યું કે સેના બેદરકાર છે, એમ રાજા પણ સેનાથી બેતમા છે. એ કહે છે કે મારી અદ્‌ભુત મંત્રશક્તિના બળે હું એકલો જ આ લડાઈ જીતીશ.'

'મૂર્ખ નહીં તો !' શકરાજે વચ્ચે કહ્યું. બલમિત્રની વાતોએ એમને ખૂબ ઉત્સાહમાં લાવી દીધા હતા.

આ વાતો ચાલે છે, ત્યાં સીમાડા પર ધૂળ ઊડતી દેખાઈ. એક વાવંટોળ વેગથી ચાલ્યો આવતો નજરે પડ્યો.

ગુરુએ તરત હાકલ કરી.

આખી સેનાને સાવધ કરી દીધી. એટલી વારમાં તો ઉજ્જૈનીનું સૈન્ય શક સૈન્યને ઘેરી વળ્યું.

ભયંકર યુદ્ધ જામી ગયું.

ગુરુએ પોતાના શબ્દવેધી ધનુર્ધરોને આગળ મૂકી દીધા, ને લશ્કરને અર્ધચંદ્રાકારે વહેંચી દીધું.

ધનુર્ધરોએ તીરોનો વરસાદ વરસાવી દીધો સામેથી ઉજ્જૈની-ની ગજસેના એકદમ આગળ વધી. એનો ધસારો ભયંકર હતો.

ગુરુના ધનુર્ધરો પાછા હઠ્યાં તેઓ ઉજ્જૈનીના સૈનિકોનો ધસારો જીરવી ન શક્યા. રાજા દર્પણસેન ઊંચા રણગજ પર બેસીને યુદ્ધ નિહાળતો હતો.

શક ધનુર્ધરો ઠીક ઠીક પીછેહઠ કરી ગયા. અવંતિનું સૈન્ય ખૂબ જ આગળ વધી ગયું. જીત હાથવેંતમાં દેખાઈ.

અરે, પણ આ શું ? બંને બાજુથી આકાશમાં વાદળ ઘેરાઈ આવે, એમ શક સૈનિકો ધસી આવ્યા. અવન્તિની જીત આપત્તિમાં જઈ પડી. ઉજ્જૈનીની સેના ઘેરાઈ ગઈ.

પાછા હઠતા શક ધનુર્ધરોએ હવે પાછળ હઠવું બંધ કર્યું, ને બરાબર સામનો શરૂ કર્યો.

પળવારમાં અવન્તિની સેના વેરવિખેર થઈ ગઈ, ને રાજા દર્પણસેન તો ક્યાં અદૃશ્ય થઈ ગયો તેની સમજ ન પડી.

આર્યગુરુએ શકસેનાને આગળ વધવાનો આદેશ આપ્યો. ઉજ્જૈનીનો કિલ્લો થોડીવારમાં ઘેરી લેવામાં આવ્યો. *

* મુનિએ શક યોદ્ધાઓને શરદકાલ આવી જતાં ઉજ્જૈની તરફ પ્રયાણ કરવા કહ્યુ. સૈનિકોએ કહ્યુ કે શંબલ નથી. ત્યારે મહાગુરુએ ચૂર્ણયુક્તિથી આકાશમાથી સુવર્ણ વરસાવ્યું. આ સુવર્ણ સહુએ વહેચી લીધુ ને આગળ વધ્યા.

—કાલકાચાર્ય કથાનક

# ૬૨

## અણનમ યોદ્ધાઓ

વાવંટોળની જેમ યુદ્ધ જિતાયું. આંધીની જેમ આખી ઉજ્જૈનીને ઘેરી લીધું. ચકલું પણ બહાર નીકળી શકે તેમ નહોતું.

કેટલોક સમય બંને તરફથી તીરસંદેશા ચાલ્યા. કિલ્લા તરફ આગળ વધનારાઓનો બરાબર સામનો થવા લાગ્યો. નવા યુદ્ધની તૈયારી માટે આખી રાત ધમાલ થતી હોવાના અવાજો ઉજ્જૈનીમાંથી સંભળાતા રહ્યા.

પણ છેલ્લા દિવસોમાં કિલ્લા પર કશી હલચલ દેખાતી નહોતી, ક્યાંય હોકારા–પડકારા સંભળાતા નહોતા, સાવ શાન્તિ પ્રસરેલી હતી. રાતની શાન્તિમાં પણ ક્યાંય ખલેલ દેખાતી નહોતી.

એક દહાડો મધરાતે કિલ્લા પરથી કેટલાક માણસો નીચે કૂદતા દેખાયા. તરત શક ચોકીદારો દોડ્યા. તેઓ છાવણીમાં ઘૂસી જાય, તે પહેલાં તેમનો કબજો લેવા દોડ્યા.

પણ આશ્ચર્ય! પડેલા માણસો એમ ને એમ પડ્યા હતા. કોઈ હાલતુંચાલતું નહોતું

શક ચોકીદારનો શક વધ્યો તેઓ દોડ્યા, અને એ લોકોને ઘેરી લીધા.

અરે, આશ્ચર્ય તો જુઓ, હજી પણ એ લોકો જમીન પર જાણે ઊંઘતા પડ્યા હતા. ખરી બનાવટ ! દર્પણસેનનું આ નવું કૌતુક લાગ્યું.

સંભાળપૂર્વક ધીરે ધીરે કેટલાક શક સૈનિકો પાસે ગયા. એકને જમીન પરથી ઉપાડીને પકડ્યો. અરે ! એ ઊભો જ ન થયો. જોરથી ઊભો કર્યો, તો જાણે મરી ગયો હોય, એમ સહેજ ઢીલો મૂકતાં નીચે ઢળી પડ્યો.

'વાહ રે લોકો ! અજબ જાદુ જાણો છો, જીવને ઊંચે ચઢાવનારા યોગીઓ વિષે અમે જાણીએ છીએ. આર્યગુરુને સાદ કરો. આ લોકોની યોગનિદ્રા દૂર કરે !'

તરત ગુરુને તેડું થયું. શકરાજ સાથે ગુરુ ત્યાં આવી પહોંચ્યા. તેઓએ આવીને બધા પર એક નજર નાખીને કહ્યું,

'અરે ! આ બધા યોગનિદ્રામાં પડ્યા નથી, મરી ગયા છે.'

'હેં, મરી ગયા છે ?' બધાને આશ્ચર્ય થયું.

ગુરુ વધુ નજીક સર્યા. એમણે બધા પર તીક્ષ્ણ નજર ફેરવી અને બોલ્યા,

'અવંતિના આ મહાયોદ્ધાઓ છે. રાજા દર્પણસેને આ બધાને છેલ્લી લડાઈમાં હારના કારણભૂત ગણી ફાંસી આપી છે, હીરદોરીએ લટકાવી મારી નાખ્યા છે, ને એમની લાશ કિલ્લા બહાર ફેંકી એમ કહેવા ચાહ્યું છે કે : આખરે તમારા આ હાલ છે. કાગડા–કૂતરાને મોતે જશો.'

'ગુરુ ! આપે આ ક્યાંથી જાણ્યું ?' ચોકીદારોએ પ્રશ્ન કર્યો.

'મૂર્ખ લોકો ! ગુરુ તો ભૂત, વર્તમાન ને ભાવિના જાણનારા છે એમનું કહ્યું કદી ખોટું ઠર્યું છે ? આપણા સાચા સેનાપતિ ગુરુ છે. શકરાજે ચિડાઈને કહ્યું.

'ધન્ય ગુરુ ! ધન્ય ગુરુ !'

પણ ગુરુની નજર વળી બીજે ફરતી હતી. દૂર અંધકાર પર એ નજર જઈને ઠરી હતી. અંધકાર પુરુષરૂપ લઈને આવતો હોય તેમ કોઈ શ્યામ આકાર ચાલ્યો આવતો હતો.

'કોણ, વાસુકિ!' ગુરુ બોલ્યા. એમણે આવતા આકારને તરત પિછાણી લીધો.

'જય ગુરુદેવ !' સામેથી અવાજ આવ્યો.

ગુરુદેવ! અવન્તિના સૈન્યમાં બેદિલી ફેલાણી છે. એ અંદરખાનેથી રાજા માટે નારાજ છે. રાજાએ એને તરછોડી નાખ્યું છે ને એની મદદ વગર પોતે શું કરી શકે, તે બતાવવા તૈયાર થયો છે.' વાસુકિએ કહ્યું.

'શું બતાવવા તૈયાર થયો છે ?'

'ગુરુદેવ! કિલ્લાના ઉત્તરભાગમાં આપ કંઈ જોઈ શકો છો ? વાસુકિએ એ તરફ આંગળી ચીંધતાં કહ્યું.

અનેક નજરો કિલ્લાના ઉત્તરભાગમાં નોંધાઈ રહી. શકરાજ બોલ્યા, 'કોઈ પશુનું મોં લાગે છે'

'ના, એ ગર્દભીનું મુખ છે. આખરે રાજા જાત પર ગયો કાં ? એ ગર્દભીવિદ્યાની સાધનામાં બેઠો છે.' ગુરુ બોલ્યા.

'ગુરુ ! આપે એ કેમ જાણ્યું ?' કેટલાકોએ પ્રશ્ન કર્યો.

'અરે ! તમે કેવા જડસૂ છો. ગુરુ બધું જાણે છે. અમે ગુરુના સેવક એમ ને એમ બન્યા હઈશું ? શકરાજે વળી વચ્ચે કહ્યું.

'હાં, વાસુકિ ! આગળ કહે ' ગુરુ બોલ્યા

'મધા સુંદરીએ કહ્યું, કે એ આપણા નાશ માટે ગર્દભી વિદ્યાની ઉપાસના કરવાનો છે, એની સાધનામાં એ બેઠો છે ૧૦૦૮ જાપ કરીને એ ગર્દભીને સિદ્ધ કરશે, ને પછી યોગ્ય સમયે દેવીને આમંત્રશે એ દેવી ગર્દભીરૂપે હાજર થશે ને ફુત્કાર કરશે. એ ફુત્કારથી હવામા પડઘા પડશે. એનો એકગણો અવાજ સહસ્રગણો બનીને ગુંજી ઊઠશે; આકાશના ગુંબજને ચીરી નાખશે અને જે

કોઈ એ અવાજને સાંભળશે એ બેપગું કે ચોપગું માનવી કે પ્રાણી મોંથી લોહી ઓકતું ત્યાં ને ત્યાં પૃથ્વી પર બેભાન થઈને પડશે.'

'ગજબ કહેવાય! આવા રાક્ષસ સાથે માણસથી ન લડાય.' શકરાજનો ઊંચે ચડેલો પારો વળી ઊતરી ગયો.

'માણસ જ રાક્ષસથી લડે. રામ–રાવણની વાત નથી સાંભળી?' વાસુકિએ વચમાં શકરાજને ઉદ્દેશીને કહ્યું, ને પોતાની વાત આગળ ચલાવી :

'મઘાએ કહ્યું કે કિલ્લાના કાંગરા પર સાધનામંદિર ગોઠવ્યું છે. પોતાની સાધનાને સફળ કરવા માટે એક પખવાડિયાથી તો દર્પણસેને સ્ત્રીનું મોં પણ જોવું બંધ કર્યું છે. રાત–દિવસ મંદિરમાં પેલા સાધના મંદિરમાં જ બેસી રહે છે, જેમાં વ્યાનવ્યંતર દેવીને અવતારવાની છે. એ ગદભીં પણ તૈયાર છે. કિલ્લા નીચેથી કાંગરા પરનું એનું લાંબું મોં જોઈ શકાય છે. મઘાએ છેલ્લે કહ્યું છે કે ગુરુદેવ આવી બધી બાબતોનો તાગ લેવામાં અને એના સામનાનો ઉપાય શોધી કાઢવામાં ભારે નિષ્ણાત છે, એટલે તેઓ આનો ઉપાય વિચારી લે.'

'ઉપાય? વાસુકિ! ઉપાય એક જ; એ વ્યંતરીને બોલવા જ દેવી જોઈએ નહિ.' ગુરુએ કહ્યું.

'પણ એ કેમ બને?'

'ધનુર્વિદ્યાની સહાયથી. મંત્રારાધન પૂર્ણ થતાં જે વખતે ગર્દભી મોઢું ઉઘાડવા તૈયાર થાય કે તરત જ તીર પર તીર છોડીને ગર્દભીનું મોં સીવી લેવું જોઈએ! એ જ આનો ઉપાય!'

'પણ તીર બરાબર જવું જોઈએ ને?' શકરાજે કહ્યું.

'બરાબર જાય, અંધારામાં લક્ષ વીંધે એવી મારી વિદ્યા છે. બોલાવો, મારા કુશળ ધનુર્ધરોને! આજે તેઓની વિદ્યાની પરીક્ષા છે.' ગુરુએ કહ્યું.

અનુચર ધનુર્ધરોને બોલાવવા ગયો.

ગુરુ બોલ્યા : 'શકરાજ ! જે ધનુર્ધરો મને અનુસરવા તૈયાર હશે, તેઓને લઈને હું ઊપડવા માગું છું.'

'પણ કોઈ ધનુર્ધર આપને અનુસરવાની હામ નહીં ભીડે તો ?' શકરાજે શંકા ઉઠાવી.

'તો છેવટે હું પોતે તો છું જ ને ? શિષ્યો જે કરવાની હામ ન ભીડે એ ગુરુએ કરી બતાવવું જોઈએ ને ! આ છેલ્લો ઘા છે. કાં દેહ પડે, કાં ફતેહ મળે.'

'એમ તો હું પણ ક્યાં નથી ?' શકરાજે પોતાનું હમેશનું વાક્ય વળી પોપટની જેમ પઢ્યું.

'ના, ના તમારે તો સેના લઈને બે યોજન દૂર રહેવાનું છે. અમે અમારા કાર્યમાં સફળ થઈએ તો તરત તમારે હલ્લો કરી નગરનો કબજો લઈ લેવો. અમે હારીએ તો તમારે જે નિર્ણય કરવો ઘટે તે કરવો.'

શકરાજ કંઈ જવાબ આવી ન શક્યા.

બહાર ચુનંદા ધનુર્ધરો ઝડપથી આવવા લાગ્યા હતા. આર્યગુરુની ગમે તેવી આજ્ઞા ઉઠાવવા તેઓ તૈયાર હતા. તેઓ રજ પણ આનાકાનીને અપરાધ લેખતા હતા.

શંકાશીલ શકરાજે થોડીવારમાં આશ્ચર્ય સાથે જોયું તો એકસો ને આઠ કુશળ ધનુર્ધરો તૈયાર ઊભા હતા. ગુરુ પાસેથી લીધેલી ધનુર્વિદ્યાને આજે તેઓ નાણી જોવા માગતા હતા.

ગુરુના મુખ પર ઉમંગ વ્યાપ્યો. એમણે પડકાર કર્યો: 'મારા વીરો ! કહો, જયમાં ને પરાજયમાં, જીવનમાં અને મૃત્યુમાં સદા સાથે જ રહીશું !'

'સાથે, ગુરુદેવ, સદા અને સર્વદા સાથે જ !' એકસો આઠ ધનુર્ધરોની વીરગર્જનાથી આકાશનો ગુંબજ ધ્રૂજી ઊઠ્યો

દિશાઓ પણ ગર્જનાના પડઘા ઝીલી રહી

શકરાજ અને અન્ય સૈનિકો એ શૂરાતનને અભિનંદી રહ્યા

રણસંગ્રામે સંચરતી હોય એવું અદ્ભુત એ દશ્ય હતું.

એમના ઉન્નત અને અડોલ મસ્તકમાં ભારે જોશ ઊભરાતું હતું, એમનાં નેત્રોમાં દઢ નિશ્ચયની લાલી રમતી હતી

સૂની વાટ પર સહુ વણઅટક્યા સંચરતા હતા. કોઈ મિત્ર કે શત્રુનો ક્યાંય પદસંચાર કળાતો નહોતો.

ઉજ્જૈની નગરીના આકાશદીપ હવે નજરે પડતા હતા, અને માર્ગો પરનું અંધારું સવિશેષ ઘૂંટાતું જતું હતું

ઉજ્જૈનીનો પ્રચંડ કિલ્લો અત્યારે સાવ ક્રિયાશૂન્ય લાગતો હતો. નગરના સંત્રીઓ જાગતા હતા. પહેરો ભરનારની આલબેલના અવાજો અવારનવાર સંભળાતા હતા.

આ પ્રજાના મુખ્ય બે રસ હતા : વીર અને શૃંગાર. જેવી એ રસિક હતી, એવી જ એ શૂરવીર પણ હતી : પણ અત્યારે શૃંગાર રસના અતિરેકે એના વીરત્વને નબળું બનાવી દીધું હતું અને તેમાંય અવન્તિપતિ દર્પણસેનની મંત્રધારકતાઓ અને અભિમાને તો એને ગાફેલ અને કર્તવ્યવિમુખ બનાવી મૂકી હતી. બધાં ગણતંત્રોમાં બને છે તેમ અહીં પણ સહુને રાજા, નેતા કે આગેવાન બનવાની અભિલાષા હતી : અને એટલે દરેક જણ પોતાના ઉપરીની હારને પોતાની જીતનું અંગ માનતો.

રાત્રી બરાબર જામતી આવતી હતી, અને નગર ઉપર જાણે સ્મશાનની શાંતિ પ્રસરી રહી હતી.

એ સમયે કિલ્લાના કાંગરા પર જઈને જોઈએ તો, એક વિશાળ ખંડમાં, એક પ્રચંડકાય વ્યક્તિ માત્ર એક ઉત્તરીયભેર કંઈક સાધના કરી રહી હતી; અંતરીક્ષનાં દેવ–દેવીને મંત્રાક્ષરથી સાદ કરી રહી હતી.

દીપકોનો પ્રકાશ આખા ખંડને અજવાળી રહ્યો હતો, ને ધૂપની સુગંધ હવા સાથે વહીને કેટલેય દૂર સુધી વાતાવરણને મધમધાવી રહી હતી.

નૈવેદ્યની વિપુલ સામગ્રી પાસે તૈયાર પડી હતી.

મંત્રધર પુરુષે એમાંથી મૂઠી ભરીને બાકળા લીધા; સ્વાહાનો મંત્ર જપતાં જપતાં એને ઊંચે ઊછાળ્યા અને કોઈએ ઊંચે ને ઊંચે ઝડપી લીધા !

મંત્રધર પુરુષના મોં પર સફળતાની આનંદરેખા ઊપસી આવી. મંત્રસિદ્ધિના ગર્વમાં એણું મોં મલકી રહ્યું. પછી એણે શ્રીફળ હવામાં ઉછાળ્યું. ફડાક ફડાક અવાજો થયા ને શ્રીફળનું ટોપરું અદૃશ્ય થયું, એનાં કાચલાં ને છોતરાં નીચે પડ્યાં !

મંત્રસાધકનો ગર્વ ઓર વધી ગયો !

દેવીનો અંશ હાજર થઈ ગયો હતો, સિદ્ધિની પળ નજીક હતી, સાધના સાબૂત હતી.

મંત્રધર પુરુષે જોરથી આવાહન શરૂ કર્યું.

કિલ્લાની રાંગ પર ગોઠવેલ ગર્દભીના પૂતળામાં ધીરે ધીરે કંઈક સંચાર થવા લાગ્યો હતો. કોઈ યંત્રને ચાવી દઈએ અને એનાં ચક્રો ગતિમાન થાય, એમ એનો આખો દેહ થરથર કંપતો હતો. થોડીવારમાં એની પૂંછડી હાલી.

મંત્રધર પુરુષે સફળતાના આવેગમાં વધારે જોરથી મંત્રો ભણવા માંડ્યા.

હવે ગર્દભીનો આખો દેહ ખળભળતો હતો. એના પગની ખરીઓ કિલ્લાની દીવાલ ઉપર ઠેકાઠેક કરવા લાગી હતી.

અંધારા આકાશમાં વીજળીની રોશની પ્રગટે એમ એકદમ ગર્દભીની આંખોમાં દીવા પ્રગટ્યા !

ઓહ ! સિદ્ધિની છેલ્લી પળ !

રે ! દુશ્મન માટે કેટલી દારુણ પળ !

દિવસે આખા નગરમાં ઢંઢેરો પિટાઈ ગયો હતો, કે એ રાતે કાનમાં પૂમડાં નાંખીને એના ઉપર મીણનાં ઢાંકણાં દીધા વગર

કોઈએ ન સૂવું ! ઘરનાં દ્વાર બંધ રાખવાં. ગોદડાં ઓઢી રાખવાં.

અલબત્ત, અવાજની દિશા દુશ્મન તરફની હશે, પાછળ ઓછામાં ઓછો પ્રતિઘોષ થશે છતાં સાવચેતી જરૂરની હતી.

ગર્દભીની આંખો ચમકી રહી, અને મંત્રધર પુરુષે પોતાની સાધનાને પૂરી કરવા પાસે પડેલી સુવર્ણછૂરિકા લઈને પોતાની આંગળી પર ઘસી. ઉષ્ણ રક્તની ધાર છૂટી !

મંત્રધર પુરુષે એ રક્તનો છંટકાવ કર્યો કે ગર્દભીનું ભયંકર જડબું હાલ્યું ! પૃથ્વીના ઊંડા પેટાળમાં લાવારસનું વલોણું ચાલતું હોય એમ ગર્દભીના પેટમાં કંઈક ઘોળાતું હતું.

એનું જડબું હાલ્યું ન હાલ્યું ને મંત્રધર પુરુષે પોતાની આંગળીમાંથી શોણિતનો ફરી છંટકાવ કર્યો.

જડબું ખૂલ્યું, મોટા દંતાળી જેવા દાંત પહોળા થયા

હવે અવાજ નીકળે એટલી જ વાર હતી ! ક્ષણની વાર હતી પળની વેળા હતી, અને દુશ્મન દાસ બની ચરણે પડી ગયો સમજો !

એટલામાં હવામાં કંઈક સુસવાટો સંભળાયો, પણ એવા સુસવાટાની આ મંત્રધર પુરુષને તમા નહોતી. મદઘેલા સાવજો બાખડવાના હોય ત્યાં શિયાળવાના સંચારને કોણ લેખે છે ?

સુસવાટા તો ક્રમે ક્રમે વધતા જ રહ્યા ! અને અરે ! જરા જુઓ તો ખરા. એ ગર્દભીનું ખૂલતું મોં ખૂલેલું જ રહી ગયું. ન જરાય ઊંચું થાય કે ન નીચું થાય, નકરું પથ્થરનું જ જોઈ લો ! અને એનો અવાજ જાણે ગળા સુધી ઘૂમરીઓ ખાઈ ખાઈને આવીને પાછો નાભિમાં સમાઈ ગયો, એના કંઠમાં જાણે ડૂમો બાઝી ગયો !

મંત્રધર પુરુષને લાગ્યું કે હજી વધુ અર્પણની જરૂર છે એણે બીજી આંગળી પર સુવર્ણછૂરિકા ઘસી, અને મંત્રોચ્ચાર સાથે ફરી લોહીનો છંટકાવ કર્યો, પણ ગર્દભીનું મોં સાવ સ્તબ્ધ થઈ ગયું હતું, જરાય હાલતું-ચાલતું નહોતું.

મંત્રધર પુરુષે પોતાના દેહનું રક્ત વધુ ને વધુ છાંટયું, પણ જાણે કોઈ શેરને માથે સવાશેર મંત્રધર આવીને બેસી ગયો હતો! મૂઠ મારનારની સામે બીજો મૂઠનો જાણકાર આવી ગયો હતો.

ગર્દભીનું મોં આખરે નગરની દિશામાંથી કિલ્લાની દિશામાં ઊંધું ફરી ગયું!

મંત્રધર પુરુષે જોયું તો એનું આખું મોં બાણોથી ભરાઈ ગયું હતું! આશ્ચર્ય! આમ કેમ થયું અને કેવી રીતે થયું એની એને કંઈ સમજ ન પડી.

અને દૂર દૂર શંખસ્વર ગાજ્યો. જાણે આખો દરિયો ધસીને નજીક આવતો હોય તેમ, માણસોનો વેગવાન ધસારો સંભળાયો. અંધારા આભમાં દૂર દૂર મશાલો ઝબકી રહી.

'ઓહ! દગો! દગો! દુશ્મન આવી પહોંચ્યો. દરવાજા સખત રીતે ભીડાવી દો!'

રાજા દર્પણસેનનો અવાજ ફરી ગયો!

મંત્રધર પુરુષ નીચે ઊતર્યો. એનાં આંગળાંઓમાંથી હજીય લોહી ટપકતું હતું. એ કમરે લટકતું ખડ્ગ લેવા ચાહતો હતો, પણ આંગળાં એને પકડી શકતા નહોતાં.

એ નીચે ઊતરીને આવે, એ પહેલાં તો કિલ્લાના તોતીંગ દરવાજા પર ગદાઓના અને મુશળના પ્રહારો શરૂ થઈ ગયા હતા, તોતીંગ દરવાજો હચમચી રહ્યો હતો.

'ગજશાળાના ગાંડા હાથીઓને જલદી છોડી મૂકો!' દર્પણસેને આજ્ઞા કરી.

સૈનિકો દોડ્યા, પણ નગરીના એક નહિ, પણ બાવન દરવાજાઓ પર પ્રહાર થઈ રહ્યા હતા. આ તો આભ ફાટયું હતું; થીગડાંથી કામ ચાલે તેમ નહોતું. દુશ્મનબળે બધે હલ્લો કરી દીધો હતો, ને નાનો નાના દરવાજા ભેદીને કેટલાક શસ્ત્ર-ધારીઓએ અંદર પ્રવેશ પણ કરી દીધો હતો.

હવે છેલ્લો ઉપાય બાકી હતો.

ગજશાળામાંથી ગાંડા હાથી છૂટ્યા, અને જે કોઈ સામે આવે એનો કચ્ચરઘાણ વાળી દેવાને દરવાજે આવીને ઝૂમતા ખડા રહ્યા.

મંત્રધર પુરુષે હાકલ કરી : 'બધા દરવાજા ખોલી દો.'

ફટાક કરતા દરવાજા ખૂલી ગયા.

અને ગાંડા હાથીઓ ચારે પગ પૃથ્વીથી ઊંચા ઉછાળીને આગળ વધ્યા, ને સૂંઢ ઝનૂનથી ઘુમાવવા લાગ્યા.

મોતના અવતાર સમા એ ગજરાજોને જોઈને એકવાર તો આખું દુશ્મનદળ થંભી ગયું. પણ બરાબર એ જ ટાણે સિંહનાદ સંભળાયો ! ચિરપરિચિત સિંહનાદ !

ઓહ ! આ તો આર્યગુરુ કાલકનો અવાજ ! ગુરુ કાલક આવ્યા ! રાજાને પાપનું પ્રાયશ્ચિત કરાવવા આવ્યા. ધન્ય ગુરુ ! પ્રજા એકદમ જૂની યાદ કરી રહી એ પળવારમાં ગુરુની બની ગઈ, યુદ્ધ આપવાનો એનો આતશ ઠંડો પડી ગયો.

સાવજોનું આખું ટોળું જાણે ગજશિકાર માટે ધસી આવ્યું ન હોય, એવો નાદ ગાજી રહ્યો.

કેવો ભયંકર નાદ ! માણસ તો શું, હાથીનાંય હાડ ગાળી નાખે તેવો ભયંકર નાદ !

સુવિદ્યા ખરે વખતે કામ લાગે, દુષ્ટ વિદ્યા ખરે વખતે ખોટ ખવરાવે ! હાથી પાછા હઠ્યા, પાછા વળ્યા.

અને હાથીઓની ઓથ લઈને થોડોઘણો સામનો કરી રહેલો સૈન્યનો ભાગ પણ આથી પાછો હઠ્યો. ગાંડા હાથીઓએ તેમના પર મોરચો લીધો.

અને દુશ્મન દળે નગરમાં પ્રવેશ કર્યો, જયગર્જનાઓથી આકાશને ભરી દીધું.

આ જયગર્જનાએ ઉજ્જૈનીના સૈનિકોની તાકાત તોડી નાખી.

તારી વિદ્યા નિષ્ફળ ગઈ. હવે તેને સિંહાસન પર બેસવાનો કોઈ હક નથી !'

'અરે નિમકહરામ ! મારી બિલાડી ને મને જ મ્યાઉં ? સિપાઈઓ ! એ વિશ્વાસઘાતીને કેદ કરો, અંતઃપુરને હું પોતે આગ લગાડીશ. મારો શત્રુ કાલક જીતશે તોય હારી ગયાની વેદના જ એના નસીબમાં રહેશે !' દર્પણ ભયંકર રીતે હસ્યો.

સૈનિકો ધસ્યા, સેનાપતિને કેદ કરવા માંડયો. સેનાપતિના અને રાજાના સૈનિકો વચ્ચે નાનું સરખું યુદ્ધ ખેલાઈ ગયું; પણ આખરે સેનાપતિનું શાણપણ દર્પણસેનની સત્તા પાસે નકામું નીવડયું. એ કેદ થઈ ગયો ! પછી રાજા દર્પણસેન અંતઃપુર તરફ આગળ ધસ્યો.

પણ એ થોડો આગળ વધ્યો હશે કે કોઈ આવીને આડું ઊભું રહ્યું. બોલ્યું,

'ખબરદાર ! એક ડગલું પણ આગળ વધીશ નહિ.'

'તું કોણ ?'

'હું મઘા. આર્ય કાલકની શિષ્યા. રાજા, કહું છું કે તારા પાપનો ઘડો હવે વધુ ન છલકાવ !'

'દૂર હઠ ઓ છોકરી ! સુંદરી સાથે તો સેજમાં વાતો હોય, સમરાંગણમાં નહિ' ને દર્પણસેને મઘાને ધક્કો માર્યો.

પણ મઘા એમ ડગે એવી નહોતી.

એણે હિંમતભેર એને ત્યાં અટકાવી દીધો, પણ રાજાના સેવકોમાંથી એક જણાએ મઘાને તીરથી વીંધી નાખી.

'રે ! ગુપ્તચર છે, આ સુંદરી !' રાજાએ કહ્યું : 'એને અંતઃપુરના થાંભલા સાથે બાંધી દો. ભલે એ પણ જીવતી ખાખ થાય.'

'કોણ ખાખ થશે ?' ને જયગર્જનાઓ સાથે શક સૈનિકો પૂરા ઝનૂનથી અંદર ધસી આવ્યા. તેઓ ઠેરઠેર રક્તપાત કરતા

આવતા હતા. એમનું ઝનૂન અપૂર્વ હતું. તેઓ જીત યા મોતના નિશ્ચય સાથે આવ્યા હતા.

રાજા દર્પણસેને પલટાયેલી સ્થિતિ પારખી લીધી. દુશ્મનોના વિજયના નાદ વધુ ને વધુ નજીક સંભળાતા હતા. એ ત્યાંથી નાઠો.

વીંધાયેલી મધા નીચે જ પડી હતી. શક સૈનિકો જોશમાં હતા. એના પર પગ મૂકીને એ આગળ વધી ગયા !

ધીરે ધીરે આખી નગરી શક સૈનિકોના કબજામાં આવી ગઈ. પ્રજાએ આ યુદ્ધમાં નગણ્ય સામનો કર્યો. આર્યગુરુની આગેવાનીની બધા પર ઊંડી અસર થઈ હતી. બધા કહેતા હતા. કે આખરે પુણ્યે જય, પાપે ક્ષય.

રણસંગ્રામ પૂરો થયો. અલબેલી ઉજ્જૈનીના આભમાં નવ-સૂર્યનો ઉદય થતો હતો, ત્યારે વિજયની વરમાળા આર્યગુરુના ગળામાં આરોપાઈ ગઈ.

# ૬૪

## સંકલ્પની સિદ્ધિ

આર્યગુરુ કાલક અને શકરાજનું ભવ્ય સ્વાગત નગરજનોએ આરંભ્યું. ઉજ્જૈનીના બધા રાજમાર્ગો અને શેરીઓ શણગારવામાં આવી. લોકોના હર્ષનાદ વચ્ચે તેઓ આગળ વધ્યા.

લોકોએ આર્યગુરુ કાલકને જોયા, ને એમની નજર સમક્ષ ભૂતકાળ તરવરી રહ્યો.

અરે! આપણાં પાપ પોગ્યાં, નહિ તો ગર્દભિલ્લ જેવો રાજા કંઈ હારે ખરો? એક સતી સાધ્વીના અપમાનનું આ પરિણામ! રે! પ્રાયશ્ચિત્ત કરો!

ઠેર ઠેરથી એક જ જાતના પોકારો ઊઠતા હતા!

પ્રજા વિજયી વીરોને વશ થઈ ગઈ.

ગંદી મોરીનાં પાણી છૂટતાં જેમ દુર્ગંધ ફેલાઈ રહે, એમ લોકો હાર ખાધેલ રાજા દર્પણસેનનાં દાનવ જેવાં કુકર્મોને યાદ કરી રહ્યા : 'ઓહ! કેવા અત્યાચારી દાનવી જીવન હેઠળ આપણે જીવતા હતા! ભલે ગયો. જવો જ જોઈએ. આતતાયી રાજા ભલે ગયો, હવે કંઈક સુખ મળશે. શીલ સચવાશે. ધર્માધર્મ

જોવાશે. અતિ વિલાસ અને વૈભવની ઘેલછાનું જે પરિણામ આવે એ જ આવ્યું.'

પ્રજા તો આર્યગુરુ કાલકનાં વખાણ કરી રહી.

શકરાજ અને આર્યગુરુ કાલકે રાજપ્રાસાદમાં પ્રવેશ કર્યો. એનાં એ જ દાસ–દાસી આજ નવાની સેવામાં આવીને સજ્જ ઊભાં હતાં. એ તો માત્ર સમયનાં પ્રતિબિંબ હતાં. દુરાચારી રાજા હોય તો દુરાચારી, સદાચારી હોય તો સદાચારી; આર્યગુરુએ સહુને સાંત્વન આપ્યું : પછી એમણે ફરમાન કર્યું :

'આજ સુધીનો તમામ ખજાનો સેનામાં વહેંચી આપો. જે નવી સત્તાની સેવામાં રહેવા માગતા હોય તે રહે, બાકીના શસ્ત્ર છોડી શાંત નાગરિક બની જાય. નવું શાસન વેરમાં માનતું નથી, એ ક્ષમાધર્મી છે.'

સૈનિકોએ સામનો છોડી દીધો.

પ્રજા તો ઊગતા સૂરજને વધાવવા તૈયાર જ હતી.

પછી આર્યગુરુએ બીજી આજ્ઞા બહાર પાડી : 'આ બધા અનર્થના મૂળ સમા રાજા દર્પણસેનને અહીં હાજર કરો.'

શક સૈનિકો અને બીજા સૈનિકો દોડ્યા. વાસુકિ તેઓનો આગેવાન હતો. થોડીવારમાં લોઢાની જંજીરોમાં બાંધીને રાજા દર્પણસેનને ત્યાં હાજર કરવામાં આવ્યો.

આર્યગુરુ કાલકે એની સામે નજર પણ ન નાખી. એમણે તરત જ બીજી આજ્ઞા કરી: 'મઘા અને સરસ્વતીને હાજર કરો !'

સૈનિકો વળી દોડ્યા, તેઓએ રાજમહેલ અને અંતઃપુરનો ખૂણેખૂણો શોધી કાઢ્યો, પણ મઘા કે સરસ્વતીનો ક્યાંય પત્તો ન ખાધો.

સૈનિકો નિરાશ બનીને પાછા આવ્યા. આર્યગુરુ કાલકે નિષ્ફળતાની વાત સાંભળી ક્રોધમાં બૂમ પાડીને કહ્યું,

'આકાશપાતાળ એક કરીને પણ એ બન્નેને શોધી લાવો. ભગિની સરસ્વતી માટે તો આ આભ અને ધરતીને એક કરવા જેવો પુરુષાર્થ ખેડયો છે! એ ન મળે તો કેમ ચાલે? તો તો સંકલ્પની સિદ્ધિ અધૂરી જ રહે! અને મઘા! એ પરદેશી નારીએ ધર્મક્ષેત્રમાં લડાયેલ કુરુક્ષેત્રને જીતવામાં ભારે મદદ કરી છે. એની શોધમાં પર્વત, પાણી કે આકાશ ફેંદી નાખો. મારા ધર્મયુદ્ધની એ બંને આરાધ્ય દેવીઓ છે.'

સૈનિકો ફરી શોધ માટે દોડયા.

કંઈક શાંત લાગતા આર્યગુરુ કાલક વળી કાળમૂર્તિ જેવા થઈને ખડા રહ્યા. નેત્રોમાં શંકરના ત્રિનેત્રનો તાપ, ભવાં પર અર્જુનના ગાંડીવનો ઘટાટોપ ને ઓષ્ઠ પર અગ્નિદેવ આવીને બેઠો હતો. એમણે હજી બંદીવાન દશામાં પગ પાસે પડેલા દર્પણસેન તરફ એક નજર પણ નાખી નહોતી.

આજે ઉજજૈનીના આભમાં ધોળે દિવસે તારા દેખાયા હતા, રાજા દર્પણસેનના દર્પના ચૂરેચૂરા થઈ ગયા હતા. એની વિદ્યા, એની સાધના અને એના બધા મંત્રો છેલ્લી ઘડીએ નિષ્ફળ નિવડયાં હતાં. મહાગુરુ મઘના આ પટ્ટશિષ્યને મહારથી કર્ણના જેવું થયું હતું, ખરે વખતે એની વિદ્યા ખોટી ઠરી, અને એની સોનાની જાળ પાણીમાં ચાલી ગઈ.

ઉજજૈનીનું મહાન ગણતંત્ર, ઘડીભરમાં રોળાઈ ગયું. ભારતભરમાં જેની શક્તિની ખૂબ ખ્યાતિ હતી, એ રાજા દર્પણસેન પણ નમાલી વાતમાં કેદ થઈ ગયો. આર્યગુરુ કાલકની કૃપા પર હવે હવે તેની જીવનદોરી લટકી રહી હતી રે! ઘણા યત્ને કાબુમા આવેલ શત્રુને હવે ગુરુ કંઈ સસ્તો છોડશે?

આજ ગુરુ એને સાંભળીને રુંવાટાં ખડાં કરે એવી સજા કરશે: શૂળી, ફાંસી કે શિરચ્છેદ તો એને માટે સામાન્ય સજા લેખાય! કાં તો ધગધગતી સાણસીથી એના દેહના માંસના લોચા

ખેંચાવશે, કાં જીવતો તેલમાં તળશે. રે દર્પણ! ન જાણે તારી દુષ્ટતાની સજા કેવી હશે! એ સાંભળીને દાનવ પણ થરથરશે!

એમાં મઘા અને સરસ્વતી ન મળ્યાં તો? તો ન જાણે શું થશે? વિવશપણે ને વ્યગ્રતાથી આર્યગુરુ પોતાની સંકલ્પની સિદ્ધિના પૂર્ણવિરામ સમી સાધ્વી બહેન સરસ્વતીને શોધી રહ્યા. અને આવા ગૌરવના પ્રસંગે એ મઘાને પણ વીસરી શકતા ન હતા. પણ એમને શોધવાના સૈનિકોના પ્રયાસો સફળ થતા ન હતા.

આર્યગુરુનો કોપાગ્નિ ભડકી ઊઠવાની તૈયારીમાં હતો, એટલામાં દ્વાર વીંધીને એક સ્ત્રી ત્યાં દોડતી આવી!

એ સ્ત્રીના વાળ અસ્તવ્યસ્ત હતા. એ કોઈ વાર જુવાન હશે, એમ લાગતું હતું. એના ગાલમાં ખાડા હતા, આંખોની આજુબાજુ લોહી ઊડી ગયેલા દરદી જેવાં કાળાં કૂંડાળાં હતાં, જાણે કોઈ પ્રેત જ સામે ખડું ન હોય!

આર્યગુરુ આ અસ્થિપિંજર જેવી વ્યક્તિને પિછાની ન શક્યા, 'કોણ આ? દર્પણે પીડેલી કોઈ પગલી લાગે છે' એને લઈ જાઓ. એનું અત્યારે કામ નથી. પછી બધો ન્યાય ચુકવાશે. સરસ્વતીને શોધો! સરસ્વતી ક્યાં?' એમણે ચિત્કાર કર્યો.

'હું સરસ્વતી! ભાઈ!' અને સરસ્વતી ચોધાર આંસુએ રોઈ પડી. 'રે, મને ન ઓળખી?'

'કોણ? સરસ્વતી? સતી સાધ્વી સરસ્વતી? મારી ભગિની સરસ્વતી? મારી સંકલ્પની સિદ્ધિ સરસ્વતી તું પોતે? રે! મંત્રધર દર્પણની કોઈ મેલી વિદ્યાની તું પ્રતિનિધિ તો નથી ને! મારી બહેન તો પ્રભાતનાં પુષ્પ સમી છે' આર્યગુરુ સરસ્વતીના આ દેહને અને વેશને જોઈ ન શક્યા. એમણે નજર બીજે ફેરવી લીધી:

'ભાઈ! શું એટલી વારમાં મને ભૂલી ગયા? હું તમારી બહેન સરસ્વતી!' સરસ્વતી નજીક સરી.

'ઓહ ! સ્મશાનનું કોઈ શબ મડદું ઊભું થઈને તો આવ્યું નથી ને! સરસ્વતી ! આ તે તું પોતે આવી છે કે તારું પ્રેત છે હું આ શું જોઉં છું? તારા આ હાલ કોણે કર્યા ?'

સરસ્વતીએ કંઈ ઉત્તર ન આપ્યો, એ બોલી: 'ભાઈ ! બધી કર્મરાજાની રચના છે. કર્મ કરે એ કોઈ ન કરે. માણસ તો નિમિત્તમાત્ર છે.'

આર્યગુરુના ક્રોધનો પારો ચઢતો જતો હતો. એમણે કહ્યું: 'હું જાણું છું, હું પૂરેપૂરો પિછાણું છું તારા આવા હાલહવાલ કરનારને ! એ પાપીને હું અહીં ને અહીં પૂરો કરી નાખીશ, ત્યારે જ પ્રતિશોધનો મારો અગ્નિ શાંત થશે, બહેન '

'પછી સાધુની ક્ષમા ક્યાં રહેશે?' સરસ્વતી પ્રશાંત સ્વરે સ્વસ્થતાપૂર્વક બોલી. જાણે ધખધખતી ધરતી ઉપર આકાશનાં શીતળ જળનો છંટકાવ થયો.

'રે! આતતાયી માટે ક્ષમા કેવી? સરસ્વતી? મારા દોષના પોટલાનું વજન ભારે છે, ભલે એમાં આટલું વધુ વજન ભરાતું. આઘી જા !'

ને આર્યગુરુ રાજા દર્પણસેન તરફ ધસ્યા. અત્યારે ગુરુનો દેહ વિરાટ બન્યો હતો એની સામે રાજા જાણે વામણો બની ગયો હતો.

ગુરુએ રાજાને આખો ને આખો પોતાની ભુજાઓમાં તોળી લીધો.

'વાહ, સમય સમય બળવાન છે, નહિ પુરુષ બળવાન.' પ્રજા આ દૃશ્ય જોઈને ગણગણી.

'ગુરુદેવ! તમે વ્યર્થ શ્રમ શા માટે લો છો? આજ્ઞા આપો, એક ઘા ને બે કટકા કરી દઉં.' શકરાજ પોતાની તલવાર ખેંચી આગળ આવ્યા, ને બોલ્યા.

સરસ્વતી નજીક દોડી ગઈ, ને ભાઈને ઉદ્દેશીને બોલી: 'ભાઈ! એ પાપી મને કાંઈ કરી શક્યો નથી.'

'શું કહે છે તું?'

'હા, એ પાપી મને દેહથી ઇચ્છતો રહ્યો ને મનથી પૂજતો રહ્યો: બાકી મારો સ્પર્શ પણ કરી શક્યો નથી. એને માફ કરો! પાપીના હૃદયમાં પણ પુણ્યનાં પ્રભાતકિરણોની ઝાંખી થવા દો,! ક્ષમાનો ધર્મ તમારો હો ભાઈ! એને માનવીય સદ્દગુણોની ઝાંખી થવા દો! ભાઈ! તમે સાધુ પહેલાં છો, રાજા પછી.' સરસ્વતી વિનવી રહી.

આ સમયનું દૃશ્ય ખરેખર અપૂર્વ હતું.

ઊંચે ઉપાડેલા રાજા દર્પણસેનને ગુરુએ નીચે પછાડ્યો. નીચે પડેલો રાજા તરત ખડો થઈ ગયો ને સ્વસ્થતાથી ઊભો રહ્યો. એના મોં પર અવિજેયતા હતી, ક્ષોભ નહોતો, પશ્ચાત્તાપ નહોતો.

આર્ય ગુરુનું અંતર હજી શાંત થયું ન હતું. એમના મુખ પર ભયંકર કોપની લાલિમા ઝગમગી રહી હતી. એમણે દર્પણ-સેનના વીખરાયેલા વાળના ગુચ્છને ફરીથી પકડતાં કહ્યું :

'બોલ રે દુષ્ટ! ભલે તું મારી ભગિનીને અડી ન શક્યો, પણ પવિત્ર સાધ્વીનું તે અપમાન તો કર્યું જ છે. તેં ધર્મની છેડતી કરી છે, તો કહે, તને એની કેવી સજા આપું?'

'મરજી પડે તે આપ! કાલક, ગઈ કાલ મારી હતી, આજની ઘડી તારી છે. કાલે મારી મરજી પ્રમાણે હું વર્ત્યો, આજે તારી મરજી મુજબ તું વર્તી લે. આવતી કાલ વળી ન જાણે વળી કેવી ઊગશે! પૃથ્વી છે. પ્રતિસ્પર્ધા છે, મનુષ્ય છે, સમય છે, હારજીત છે, અહીં તો વારાફરતી વારો છે.'

'ભાઈ! ભાઈ! ખોટો રાજા દર્પણ સાચું કહે છે. આજની રળિયામણી ઘડીને ઉજાળી લો. બંધુ! પાપીને હવે પૂરતી સજા

થઈ ગઈ છે, અને શેષ શિક્ષા ભોગવવા એને જીવતો છોડી દો. સાપના મુખમાંથી કોથળી કાઢી લીધી, પછી એનો ડર શો ? ભાઈ ! તમારી સાધુતાની મને મારા શીલ જેટલી જ કિંમત છે. આપના સાધુત્વના એ મહામેઘને ફરીવાર જગત પર અમૃતસંજીવની છાંટતો હું જોવા ઇચ્છું છું. જ્યાં જીવન કરતાં મૃત્યુ વધુ સુંદર હતું, એવી દુર્દશામાં પણ હું જો પ્રાણ ટકાવી રહી હોઉં તો તે કેવળ એક ધન્ય પળ જોવાને ! મારા જોગંદર ભાઈના જોગની મારે પુનઃસ્થાપના જોવી છે ! આપણા તારણહારનો સંદેશ ! ક્ષમા વીરસ્ય ભૂષણમ્. વેરનો બદલો વેર નહિ, અવેર, એટલું જગતને જાણવા દો. એક માણસના અનિષ્ટમાંથી ભલે એક ઇષ્ટની સ્થાપના થઈ જાય. લડાઈનો જુસ્સો યોગ્ય છે. લડાઈનો ગુસ્સો અયોગ્ય છે.'

'હું માફ કરું એને ?' આર્યગુરુએ પ્રશ્ન કર્યો.

'હા. બંધુ ! આત્મવિશુદ્ધિમાં માને તે આર્ય !'

'સરસ્વતી ! હું તને નથી પૂછતો; મારા મનને પૂછું છું. સંસારને સમજાવવો સહેલ છે, મનને સમજાવવું મુશ્કેલ છે.'

'કાલક ! અવન્તીના સિંહાસને બેસી જા, પછી મન અને ચિત્તની વાત કરજે ! સંન્યાસી થવું કેટલું સહેલું છે, ને રાજા થવું કેટલું અઘરું છે, તે તને પછી ખબર પડશે તું અહીં સિંહાસન પર બેસીને યોગી રહેવા માગીશ, તો બધા તને ભોગી બનાવીને છોડશે. એક વાર થોડા દિવસ સિંહાસન સ્વીકાર અને પછી મને સજા કર.' રાજા દર્પણસેને વચ્ચે કહ્યું : જાણે પોતાના જીવનને માટે એને લેશ પણ ભય કે તમા ન હોય એમ એ સ્વસ્થતાથી બોલતો હતો.

'હું સિંહાસન સ્વીકારું ? દર્પણ ! પછી તું જીવતો નહિ રહી શકે. રાજાનો ધર્મ પાપીને સજા, યોગીનો ધર્મ પાપીને ક્ષમા સિંહાસને બેઠેલો સિંહ કદી પોતાના પ્રતિસ્પર્ધી સિંહને જીવતો

રહેવા દેતો નથી, એ જાણે છે ને ?' આર્ય કાલકે રાજા દર્પણ-સેનનું હૃદય ખોજવા માંડ્યું.

'હું મરવા તૈયાર છું—જો તું આ રાજવૈભવ સ્વીકારે તો ! હું તારી બદલાયેલી મનોદશા જોવા જીવતો નહિ હોઉં, પણ અંતરીક્ષમાંથી તારી વિટંબણાઓ પર જરૂર હાસ્ય વેરીશ. યાદ રાખ ! સાધુ થવું સહેલું છે, રાજા થવું મુશ્કેલ છે.' દર્પણસેન બોલ્યો.

'ના, ના. હું તને નહિ હણું. હું વિરાગી છું, સિંહાસન તો મારે માટે સર્પાસન છે ! મારા તારણહારનો સંદેશ છે; મનુષ્યના વિવેક અને વૈરાગ્યની સાચી પરીક્ષા પ્રાપ્ત-ભોગ અને લાધેલી તક તરફ આકર્ષણ ન થાય તેમાં છે; અને વળી શકરાજને મેં વચન આપ્યું છે.' આર્ય કાલક બોલ્યા.

'વચન ? આવા ડરપોક લોકોને વચન ? ક્રૂર લોકોને વચન ! અરે કાલક. તું ન હોત તો આ લોકોને તો ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા બનાવી દેત, એમને દેશ પહોંચવું પણ કઠિન થઈ પડત. રાવણને ત્યાં વિભીષણ ન હોત તો લંકા ન રોળાત.' દર્પણ-સેનને કહ્યું.

'જે થાત તે ખરું. વસુંધરા તો સદા વીરભોગ્યા છે : ને ધર્મ વગર કોઈ રાજ કદી ટક્યું નથી. સંસાર સત્-અસત્નો શંભુમેળો છે. અસત્નું જોર વધુ હોય છે, સત્ને એ દાબી દે છે; પણ વાદળમાં છુપાયેલ ચંદ્રની જેમ આખરે સત્ પ્રકાશે છે. મેં આ સત્ધર્મ અદા ન કર્યો હોત તો બીજા કોઈને કરવો પડત. બહુરત્ના વસુંધરા છે. આજ મેં એક અધર્મનો નાશ કર્યો.'

'અને નવા અધર્મની આજે સ્થાપના કરી.' રાજા દર્પણસેને ઉપહાસ કરતાં કહ્યું.

'એ ગમે તેમ, પણ આજે ખાતરી થઈ કે અધર્મ ક્યારેય લાંબું જીવતો નથી. ભવિષ્યમાં આ સંસારમાં જ્યારે પણ અધર્મ પોતાનું માથું ઊંચકશે ત્યારે કોઈ હતાશ આત્મા મારી કથાને

યાદ કરશે,' ને નિરાશ થયા વગર અધર્મનો સામનો કરશે ને અધર્મને ઉખેડી નાખશે એક સનાતન સત્ય છે કે ધર્મે જય, પાપે ક્ષય.' આર્યગુરુ બોલ્યા ને થોડીવાર વિચારમાં રહીને કહ્યું: 'મુક્ત કરો આ પાપના પુંજ સમા રાજાને, એનાં પાપની સજા ભોગવવા. વનજંગલમાં લઈ જઈને છૂટો મૂકી દો.'

'થોભો, એને જરા ખંડિત કરો, છેવટે નાકની અણી પણ ખંડિત કરો, જેથી એ નાકકટો ફરી રાજપદ માટે પ્રયત્ન ન કરે.' શકરાજે વચ્ચે કહ્યું ને એમણે પકડાયેલા દર્પણસેનના નાક પર ઝડપથી તલવારનો લિસોટો કરી નાખ્યો.

'હાં હાં, શકરાજ! માણસ પોતાના દુર્ગુણથી જેટલો કદરૂપો લાગે છે, એટલો તલવારના ઘાથી નથી લાગતો અને ક્ષત્રિયને માટે તો દેહ ઉપરનો ક્ષત (ઘા) એની શોભા બની જાય છે!' આર્યગુરુ શકરાજને વારતા બોલ્યા.

પણ હવે જાણે આર્યગુરુનું અંતર થાકવા લાગ્યું હતું. વર્ષોપુરાણા પુરુષાતન અને શૂરાતનના બંધ હવે શિથિલ પડતા હતા.

આર્યગુરુ ભગિની સરસ્વતીની સામે એકીટશે જોઈ રહ્યા, જાણે પોતાની સંકલ્પસિદ્ધિને હૈયામાં ઉતારતા ન હોય.

'બહેન! જ્ઞાનીને જ્ઞાનમદ લાધે. કર્યાનો પસ્તાવો નથી. મહામલિન વસ્ત્ર પછાડ્યા વગર ધોકાવ્યા વિના શુદ્ધ ન થાય. પણ હવે ચાલો, અહં વિસારી અહંને શોધીએ.'

સંકલ્પસિદ્ધિની આ પળ આર્ય કાલકના અંતરમાં કંઈ કંઈ ઊર્મિઓ જન્માવી ગઈ, પણ આવા સિંહપુરુષની એ ઊર્મિઓને ભલા કોણ ઉકેલી શકે! જનતા તો આર્ય કાલકના સંકલ્પની આ અદ્ભુત સિદ્ધિને અને સતી સાધ્વી સરસ્વતીના સમતાભાવને અભિવંદી રહી.

ખરેખર, ચંદનકાષ્ઠ તો એને કાપનારી કુહાડીને પણ સુગંધી બનાવે છે, કાપનારને પણ સુગંધ આપે છે ને એને ઘસનારા પથરાને કે બાળનાર માણસને પણ સૌરભ જ આપે છે.

સુગંધ જ એનો સ્વધર્મ છે. એવાને મન–દેહ એ બાહ્ય આવરણ અને આત્મા એ આંતરિક ધન છે!

---

* પુરાણા વખતમા મંત્ર, તંત્ર, ને યંત્ર ત્રણે વસ્તુ યુદ્ધમાં વપરાતી. ગર્દભીવિદ્યા એ કોઈ મંત્રપ્રયોગ ન હોય ને યંત્રપ્રયોગ હોય એમ પણ સંભવી શકે. આ પહેલાં વૈશાલીના યુદ્ધમાં રથમુશલ અને મહાશિલાકંટક નામનાં યુધ્ધાસ્ત્ર શોધાયા હતા. રથમુશલ આજની ટેંકો જેવું હતું, જેમાં હાંકનારની જરૂર ન રહેતી: યુધ્ધમેદાનમાં સ્વયં ચાલ્યું જતુ ને લોઢાનું સાબેલું ઘુમાવી લશ્કરનું કચ્ચરઘાણ કાઢતુ. મહાશિલાકંટક આજની તોપો જેવું હતું, જેમાં કાંકરી નાખીને છોડતાં પથ્થરની શિલાના વેગથી વાગતી.

## ૬૫

## ધર્મને શરણે

ઇષ્ટની પ્રાપ્તિ થઈ ચૂકી અને વીરત્વની ઉષ્મા ઓસરી ગઈ. આર્યગુરુ અંતર્મુખ બનીને કંઈ કંઈ વિચારતા ઊભા. એમને થયું : 'સંકલ્પની સિદ્ધિ તો થઈ; પણ એને માટે કેટકેટલું મૂલ ચૂકવવું પડ્યું ! જોગ તજ્યો અને શસ્ત્રો સજ્યાં ! દેશ તજ્યો અને યુદ્ધ આદર્યું ! ક્યાં અહિંસાસંયમ, તપનું વ્રત અને ક્યાં આ સંહાર !' હવે ગુરુનું મન આજ સુધીની દિશા તજી જુદી જ દિશામાં વિહરવા લાગ્યું.

એકાએક ગુરુને પોતાની સંકલ્પસિદ્ધિની જડીબુટ્ટી સમી મઘા સાંભરી આવી. એમણે પૂછ્યું :

'બધા તો મળ્યા, પણ રે મઘા ક્યાં ? અત્યારની આનંદની ઘડીએ એ કાં નહિ ? જાઓ, એને ઝટ શોધી લાવો !'

એ જ વખતે બે સૈનિકો એક લોહીનીગળતી સ્ત્રીના દેહને લઈને ત્યાં આવતા દેખાયા, એ સ્ત્રીના લાંબા વાળ જમીન પર છૂટા ઘસડાતા હતા.

આર્ય ગુરુએ એ જોયું અને દોડ્યા :

'ઓહ ! આ તો મઘા કોણે વીંધી મઘાને ? કોણે જખમ

કર્યો મઘાને ? ઓહ ! કોણે આ ફૂલને ઈજા પહોંચાડી ? યાદ રાખજો કે મારા ધર્મની એ પણ આજ્ઞા છે કે પરમચક્ષુવાળા પુરુષ ! તું પરાક્રમ કર. એનું જ નામ બ્રહ્મચર્ય છે–બ્રહ્મ છે.'

ફરી આર્યગુરુના મન પર ક્રોધ સવાર થઈ ગયો. એમણે પાસે પડેલું ખડ્ગ ઉપાડયું.

'ભાઈ ! આતતાયીને જોઈને ફરી આવેશમાં આવી જાઓ છો ! તમે હજી એવા ને એવા ભાવનાવેશી જ રહ્યા. સુગંધ વહાવવાનો ફૂલનો ધર્મ. એને દેવના મસ્તક પર આરૂઢ કરે. બસ, ફૂલના જીવનની આટલી જ સાર્થકતા ! મઘા તો સંસારની વાડીનું એનમૂન ફૂલ છે. આવાં ફૂલ ઈજા પામવા માટે જ, ઈજા પામીને સુગંધ વહાવવા માટે જ જન્મે છે !' સરસ્વતીએ મઘાને અંજલિ આપી અને દોડીને ખોળામાં લઈ લીધી.

'કેવો ભવ્ય આત્મા ! ઓહ ! બાવળ વાવનારને પણ આમ્રફળ આપવાનો તો મારો સાધુનો ધર્મ. એ ધર્મ શું સ્ત્રીઓ અદા કરશે ?' ગુરુ મઘાની સ્થિતિ જોઈને ગદ્દગદિત થઈ ગયા.

'આતતાયીઓ દેહ માગે છે, આત્માર્થીઓ આત્માની સંભાળ માગે છે. દેહને જવા દો ને આત્માની જ પરવા કરો !' સરસ્વતી બોલી.

સરસ્વતીના ખોળામાં રહેલી મઘાએ મંદ સ્વરે કહ્યું :

'સાચી વાત છે. ગુરુદેવ ! આત્માનાં અમી આરોગવાનું તો આપે જ શીખવ્યું છે, પછી દેહની આળપંપાળ કેવી ? આપની સેવામાં જીવતાં આનંદ, આપના ચરણમાં મરતાં પરમ આનંદ. પ્રણામ ગુરુદેવ ! પેલા મંત્રો–

'રાજાધિપાનાં શાંતિર્ભવતુ.
'રાજસન્નિવેશાનાં શાંતિર્ભવતુ.
'શ્રી ગોષ્ઠિકાનાં શાંતિર્ભવતુ,
'શ્રી જનપદાનાં શાંતિર્ભવતુ.

'શાંતિ : શાંતિ : શાંતિ.

'આ સેવિકાના અંતિમ પ્ર...ણા...મ...બસ જાઉં... છું...ગુ...રુ...દે...વ...પ્ર...ણા...મ! ભવોભવ...'

અને મઘાએ મસ્તક નાખી દીધું!*

ગુરુદેવના મન પર આજે જાણે ચારે તરફથી મારો શરૂ થયો હતો. દર્પણ સામેના યુદ્ધમાં મનની જે કસોટી નહોતી થઈ, એવી કસોટી આજે સામે આવીને ઊભી હતી.

'વાહ! ફૂલ માત્ર બીજાને સુગંધ આપવા અને પોતે ઈજા પામવા જ જન્મે છે. ઈજા પામીને પણ સુગંધ વહાવવી એ એનો ધર્મ! ઓહ, આવી સ્ત્રીઓ ને સુંદરીઓ ન હોત તો સંસાર સ્મશાન થઈ જાત. સ્ત્રી–તારું બીજું નામ શીલ, સમર્પણ ને ભક્તિ,' મઘાને શોકાંજલિ આપતા હોય તેમ ગુરુ બોલ્યા.

'મઘા! તું ધન્ય છે, તારું જીવન સફળ છે, તારું જીવિત કૃતાર્થ છે. તને પરદેશી કહી પાપમાં નહીં પડું. સત્ય એ જ મારો સ્વધર્મ, અર્પણ એ જ મારું અંતરંગ. તું મારી સ્વધર્મી!'

સરસ્વતી મઘાના મૃત્યુથી વ્યગ્ર બની ગઈ. વિધવિધ આશ્ચર્યકારક ઘટનાઓ એકસાથે ઘટી રહી હતી. આશ્ચર્યના આઘાત અસહ્ય

---

* આ પ્રસંગને વિપરીત રીતે વર્ણીને લખાયેલા 'રસમયૂર' નામક હિંદી નાટકના કર્તા પં. વૃંદાવનલાલજી વર્મા પોતાની પ્રસ્તાવનામા લખે છે:

'એ કાળમા યા એ કાળ લગભગ, એક વિલક્ષણ નર્તકી, ગાયિકા અને અગ્નિનેત્રીનું અસ્તિત્વ મળે છે. નર્મદા નદીના કાંઠા પરની ગુફાઓમા એનું નામ 'સતનુકા' કોતરેલું મળે છે. નર્મદાના ભેડાઘાટ (ભગુઘાટ) પર બે મોટી મૂર્તિઓ પડેલી છે : જે કોઇ શકકન્યાની છે. મેં સુતનુકા ને શકકન્યાનો સમન્વય 'તન્વી'મા કર્યો છે. શકકન્યાઓ સાથે આર્યોના વિવાહ આ વખતે નવી ઘટના નહોતી. આ કથાથી અઢીસો વર્ષ પહેલા ચંદ્રગુપ્ત મૌર્યે સેલ્યુકસ ગ્રીકની પુત્રી સાથે લગ્ન કર્યા હતા.'

હોય છે. એ બોલી : 'ભાઈ ! આ નગરીની હવા મને ગૂંગળાવે છે, મને ચક્કર આવે છે. બહાર ક્યાંક લઈ જાઓ !'

'ચાલો સત્વરે બહાર ! 'ને આર્યગુરુએ ઊંચી નજર કરી તો ત્યાં ભયંકર કોલાહલ સંભળાયો.

જોયું તો અંતઃપુરને પ્રચંડ આગ લાગી હતી. અરે ! દર્પણ-સેન તો અહીં છે, ને આ આગ કોણે લગાડી ? જાઓ તપાસ કરો!

'દોડો ! દોડો ! અંતઃપુરમાં અનેક સ્ત્રીઓ છે, મહાદેવી અંબુજા પણ એમાં છે.' સરસ્વતીએ કહ્યું.

સૈનિકો દોડ્યા, પણ તરત પાછા આવ્યા. તેઓ બોલ્યા:

'આર્યગુરુ ! આ આગ બુઝાવી શકાય તેવી નથી. એક સ્ત્રી અંત.પુરના ઝરૂખા પર ઊભી હતી. એણે કહ્યું કે, જેવા આવ્યા છો તેવા જ ચાલ્યા જાઓ. આ આગને નહીં બુઝાવવાની મારી આજ્ઞા છે કહેજો કાલકને, કે સૂક્ષ્મ અણદીઠ આગમાં જીવનભર શેકાઈ રહેલી અંબુજાએ આ સ્થૂલ આગ પેટાવી છે. ચેતન તો ક્યારનું જલી ગયું હતું. જડ જલે એમાં જ્ઞાનીને શોચ વ્યર્થ છે. અંતઃપુરની છેલ્લી જ્વાલામાં એ પોતે પણ હોમાઈ જશે. આગ બુઝાવવાની જરૂર નથી.'

'કોણ અંબુજા ? મહાદેવી અંબુજા ! રે દર્પણ ! ઓહ ! એક માણસ પૃથ્વીને કેવી નરક સમી બનાવી મૂકે છે ? રે દર્પણ ! આ ધર્મયુદ્ધમાં તારી ભગિનીનો પણ ભોગ !' આર્યગુરુ બોલ્યા.

'છેલ્લી પળે અસત્ય નહિ વદું. અંબુજા મારી ભાગિની નહીં ભોગિની છે! કાલક ! તેં રૂપને સદા અસ્પૃશ્ય રાખ્યું, દૂર રાખી દેવાંશી બનાવ્યું. મેં રૂપને સ્પર્શ્યા વગર ક્યાંય જીવવા દીધું નથી. અંબુજા ઘણીવાર મને કહેતી કે તારું અંતર અને તારું અંતઃપુર સળગાવી દેવાનું મને મન થાય છેઃ પણ બહેનનું દિલ છે, વળી સ્ત્રીનું દિલ છે, તારા માટે સ્નેહતંતુ મનમાં છે. વળી મારી પાસે

એક થાપણ છે. એ થાપણ પાછી આપી દઉં, પછી જોજે, તારા અંતઃપુરના હાલ !' દર્પણસેને કહ્યું, 'આજ એણે આ મળેલી તકનો લાભ લીધો, કાલક !'

'વાહ રે દેવી અંબુજા ! રે દર્પણ ! તારા દિલના દર્પણમાં જરા જો તો ખરો કે તેં રાજા થઈને સંસારમાં કેટલી કાલિમા પેદા કરી છે ?' આર્યગુરુએ કહ્યું.

'અંબુજા ખરેખર અદ્‌ભુત ફૂલ હતું, પણ દરેક ફૂલ આઘાત સહેવા અને સોયથી વીંધાવા અને ઈજા પામવા જ જન્મે છે: પણ ઈજા પામીનેય એ કેવી સુગંધ વહાવે છે !' રાજા દર્પણસેન આર્ય-ગુરુના શબ્દો જ એમને પાછા આપ્યા.

'સંસાર ખરેખર ફૂલોનો બગીચો છે. રે દર્પણ ! તું તુષાર થઈને બાગનાં બધાં ફૂલો પર તૂટી પડ્યો, આખો બગીચો વેરાન કર્યો !'આર્યગુરુએ ખૂબ શોક સાથે કહ્યું.

'હું પ્રયત્નમાં પાછો પડ્યો છું, પરાજય પામ્યો નથી. મારા કારણે તારા ઉદ્યાનને વેરાન ન બનાવ હું તો તું જે સજા કરે તે સહેવા તૈયાર છું મારા અપરાધ ભારે છે. મારા કટકા કરવા હોય તો કરી નાખ હું એક હરફ પણ ઉચ્ચારીશ નહિ. કર્મનાં ત્રાજવાં પર મને શ્રદ્ધા આવી છે.' દર્પણસેને કહ્યું.

'સરસ્વતીના સ્વધર્મપાલને અને મઘા–અંબુજાના ભવ્ય ત્યાગે મને ફરી સાધુપદમાં સ્થિર કર્યો છે. સાધુને ઉચિત ક્ષમા છે. તને ક્ષમા આપું છું. સરસ્વતી, હવે તો આપણે વન સેવવાનું છે. પણ એ પહેલાં આને જંગલમાં છૂટો મૂકી દેવો । એને જીવતર વહાલું છે તો ભલે એ પશુપંખીની જેમ જીવતર વિતાવતો !'

આર્યગુરુ કાલકનો કોપ શાંત બનતો ચાલ્યો. એમને હવે ધનુષ્ય–બાણ પોતાને ખભે હોય એની શરમ આવી, પોતાના લડાયક વેશની પણ શરમ આવી. ભાઈ–બેન એકબીજાની સામે નીરખી રહ્યાં. એ નજરોમાં યુગોના ઇતિહાસ આલેખાયેલા પડ્યા હતા.

આ વખતે પંચાણું શકશાહીઓ નગરનો, સેનાનો ને શસ્ત્રોનો બંદોબસ્ત કરી આ વિજયના નિમિત્તભૂત આર્યગુરુને તેડવા આવી પહોંચ્યા.

'પ્રભુ, અમે બધું સાફ કરી દીધું છે. પધારો ! સિંહાસન શોભાવો ! શત્રુ નામનો માણસ તો શું, પશુ–પંખી કે કીટ પણ શેષ રાખ્યું નથી.'

'શકરાજ ! હવે મારું કામ પૂરું થયું. મારે માથે જે ઉત્તર-દાયિત્વ હતું તે મેં અદા કર્યું. જે બોધપાઠ મારે આપવો હતો, એ મેં આપી દીધો. એક સીતા પાછળ આખી લંકા રોળાણી, એ સત્ય યુગની વાત હતી. આજે કલિયુગમાં પણ એક સરસ્વતી પાછળ લંકા જેવી ઉજ્જૈની રોળાણી, એ બોધપાઠ કોઈ ન ભૂલે. તમે પણ ન ભૂલશો : ધર્મે જય, પાપે ક્ષય.'

આર્યગુરુ બોલ્યા, હવે તેમને જાણે થાક લાગ્યો હતો. તેઓ થાંભલાને અઢેલીને ઊભા ને આગળ બોલ્યા:

'એક ઘોડેસવાર સ્મશાનમાં દોડે. ત્યાં જઈને પીંપળા પર મારી પુણ્યની પોટલી છે તે લઈ આવે.'

તરત એક કુશળ શકશાહી દોડચો. આર્યગુરુ ત્યાં એકત્ર થયેલી મેદાનીને સંબોધી રહ્યા :

'રાજદ્વારમાં મારા જેવા ત્યાગમાર્ગનાં અને ધર્મમાર્ગના સાધક ભિક્ષુકનો પ્રવેશ ન હોય. મારે તો અધર્મનો ઉચ્છેદ ને ધર્મની સ્થાપના કરવી હતી. એ મારું કામ પૂર્ણ થયું. મારે સંસારને બતાવવું હતું કે ધર્મે જય ને પાપે ક્ષય એ વાત ખોટી નથી! અહીંના લોકોએ સત્ય કરતાં સ્વદેશને મહત્વ આપ્યું, ખોટું મહત્વ ખોટી રચના કરે છે. દીકરાના અવગુણો સામે આંખમીંચામણાં કરી દીકરાની દેહ સામે જોયું. વસ્તુ ભાવમાં વર્તે છેઃ દેવ જેમ મનમાં રહે છે. સત્ય વગરનો આત્મા બિનજરૂરી, તો સત્ય વિનાનો

સ્વદેશ નકામો. એ સ્વદેશમાં મેં સત્યની સ્થાપના કરી મેં શું મેળવ્યું, મેં શું ખોયું એનાં જમા– ઉધાર આજે નહીં કરું. હું ક્ષત્રિય છું. સત્યે મને આજ્ઞા આપી. મારા ધર્મે મને કહ્યું કે તારું બળ સંઘરી રાખીશ નહિ. હુ સમરાંગણે ઊતર્યો. સમરાગણ પૂરું થયું. હવે અહીંની દાભની સળીને પણ અડચા વગર મારા માર્ગે ચાલ્યો જાઉં છું. મારે મન સત્ય–શીલના પાયા પર ઊભેલો ધર્મ પ્રથમ છે., બીજું બધું પછી. ચક્રવર્તીનું રાજ પણ ધર્મ પાસે કંઈ વિસાતમાં નથી. માણસ ચલ છે. ધર્મ અચલ છે, એટલું યાદ રાખશો તો તમારું, દેશનું, વિશ્વનું કલ્યાણ થશે.'

આર્યગુરુ આટલું બોલી શાંત રહ્યા. એટલી વારમાં ઘોડેસવાર પોટલી લઈને આવી પહોંચ્યો.

આગળ વધીને પોટલી હાથમાં લેતા, હૃદયે ચાંપતા ગુરુ બોલ્યા,

'રંક ભિખારીને આજ એની જાગીર પાછી મળી ગઈ.ઝવેરીને પોતાના ખોવાયેલા રત્નો પાછાં મળે, એમ મારા રત્નો મને પાછાં મળે છે. આનંદ! આનંદ!'

'આ પછી શકરાજ તરફ જોઈને એ બોલ્યા,

'શકરાજ! હું વચનથી બંધાયેલો છું. ભારતનું રાજ તમને ભળાવું છું. સગી માથી પુત્રના કાન ન વીંધાય. હમેશાં પારકી મા કાન વીંધે, એ માટે તમને અહીં તેડી લાવ્યો. આ ધરતીને તમારી માન્યા વિના રાજ કરશો તો ધરતી તમને સંઘરશે નહિ ધરતીનાં છોરૂં થજો, ધર્મના સંગી થજો. મળેલી તકને શોભાવજો. જાઓ, સુખપૂર્વક રાજપાટ ભોગવો. ધર્મથી ચાલશો તો ગાદી અમર તપશે. અધર્મથી ચાલશો તો ઉખડી જતા વાર નહીં લાગે. તમારી સગી નજરે તમે એ બધું જોયું છે. કુદરતનો કાનૂન કોઈની શરમ નહીં

રાખે. ધર્મે જય, પાપે ક્ષય. હવે આ સાપ પોતાની કાંચળી ઉતારે છે.'

આર્યગુરુએ સૈનિકની વેશભૂષા ઉતારી નાખી. એ ઉત્તરીય ઓઢીને ઊભા રહ્યા. પછી બંદીવાન રાજાને જોઈને બોલ્યા: 'ગર્વિષ્ટ રાજા ! તારા કર્મવૃક્ષને હજી તો ફૂલ જ આવ્યાં છે. એનું ફળ રૌરવ નરકની વેદના તો બાકી છે. હજી પણ સમજજે અને આત્મકલ્યાણ કરનારું પ્રાયશ્ચિત્ત કરજે. હું તો તને છોડું છું; પણ તારા કર્મ તને નહિ છોડે. કર્મરાજાનો ન્યાય કોઈની દયા જાણતો નથી.'

થોડીવારે સરસ્વતીને ઉદ્દેશીને આચાર્યે કહ્યું ; 'બહેન ચાલ! અપરાધી રાજાને પ્રાયશ્ચિત્ત કરવાનું કહેનાર આપણને પોતાને પણ પ્રાયશ્ચિત્ત કરવાનું છે. વેર ને ધિક્કારની જ્વાળા પેટાવી અને ઇચ્છા અનિચ્છાએ મારે વિષથી વિષને હણવું પડ્યું. મેલ ચઢેલા દેશના પ્રજા સુવર્ણને જરા આંચ આપી શુદ્ધ કર્યું. એક યુદ્ધ પોતાની પાછળ ઘણા શાપ મૂકી જાય છે, પણ એટલું કહું છું કે પોતાના કાજે કંઈ કર્યું નથી, ધર્મને કાજે સર્વ કંઈ વેઠ્યું છે. મરેલા મડદા જેવી પ્રજાને યમરાજ જેવો રાજા મળ્યો હતો. આજ એમાં પરદેશી તત્ત્વ ઉમેરીને મેં મારા જીવન-લોખંડની ખાખ સરજી છે-પણ એમાંથી જ હવે નવ-સર્જનના ફૂલ ખીલશે. આજ મેં સતી, સાધુને ધર્મની સંસારમાં નવપ્રતિષ્ઠા કરી છે. તમ સહુનું કલ્યાણ વાંછું છું. હે પ્રભો ! મારાં પાપ માફ હો ! હવેથી અવેરનો મારો ધર્મ અવિચળ હો !'

ભરી ઉજ્જનીમાંથી વિજયના ગગનભેદી પોકારો વચ્ચે, મણિ-મુક્તાના વરસાદ વચ્ચે, આર્ય કાલક અને આર્યા સરસ્વતી અકિંચન અને એકલાં બનીને ધર્મને શરણે ચાલી નીકળ્યાં.

સૈનિકો લોહીટપકતા દર્પણને બાંધીને ઊભી બજારે લઈ ચાલ્યા. આજ એનું કોઈ નહોતું. કાલે જે પ્રજા એના એક શબ્દ પર પ્રાણ ઓવારી જતી, એ જ પ્રજા આજે એના મુખ પર થૂંકતી હતી.

એકના પગ પર ફૂલ મૂકતી ને એકના મુખ પર ધૂળ ફેંકતી પ્રજાએ આર્યગુરુના પ્રસ્થાનને જોઈ મૂર્તિમંત ધર્મ સદેહ ચાલ્યો જતો હોય એમ અનુભવ્યું.

દિશાઓમાંથી જાણે પડઘાં ગાજતા હતા :

'વાહ સાધુ, ધન્ય તારુ ઉત્તરદાયિત્વ અને ધન્ય તારો ધર્મ-પ્રેમ!'

ઉજ્જૈનીના સિંહાસન પર શક રાજાનો અભિષેક થતો હતો; પણ આવતા રાજા કરતાં જતા યોગીમાં સહુને વિશેષ રસ હતો.

## ૬૬

### કથા એવું કહે છે કે—

જંગલમાં લઈ જઈને છોડી મૂકેલા રાજા દર્પણસેનને પોતાના ક્રૂર કર્મનો બદલો તરત મળ્યો, જંગલના વાઘે એક દહાડો એ માનવ-વ્યાઘ્રને જીવતો ફાડી ખાધો, એના દેહને દેન પણ ન મળ્યું !

આર્યગુરુ કાલક સ્વધર્મનું પાલન કરતા ઘણે સ્થળે ફરતા રહ્યા. શ્રી. કાલકસૂરિનું જીવન સંપૂર્ણ તપ, જ્ઞાનથી પરિપૂર્ણ છતાં નાનીમોટી ક્રાન્તિઓથી ભર્યું વીત્યું. એમણે શકકૂલના પ્રવાસ પછી બીજો પ્રવાસ સુવર્ણભૂમિ(જાવા) સુધીનો ખેડયો.

જૈનોનું સર્વશ્રેષ્ઠ પર્વ પર્યુષણ પર્વ જે ભાદરવા સુદ પાંચમે ઉજવવામાં આવતું, તે રાજમાન્યતા પામે તે કારણસર ચોથે કર્યું. ને આ ફેરફાર સમસ્ત જૈન સંઘે સહર્ષ સ્વીકારી લીધો. તેઓએ કહ્યું કે :

'કારણ પડતા ગીતાર્થ સાધુઓ એવું કાર્ય કરે છે કે જેમાં દોષ થોડો ને લાભ વધુ હોય, અને પ્રમાણ ઠરે છે.' આ દૃષ્ટિએ તેઓ ઠેઠ સુધી જૈનસંઘના માનનીય નેતાના પદ પર અવિચલ રહ્યા

કથાનકો કહે છે કે ઇંદ્રરાજે વર્તમાન તીર્થંકર શ્રી. સીમંધર

સ્વામીને પ્રશ્ન કર્યો, 'ભારતવર્ષમાં નિગોદનું સ્વરૂપ જાણનાર કોણ મહાજ્ઞાની છે?'

શ્રી. સીમંધર સ્વામીએ આચાર્ય કાલકનું નામ લીધું. ઇંદ્રે એમના જ્ઞાનની પરીક્ષા કરી.

ઇંદ્રના પ્રશ્નોનું સુંદર રીતે સમાધાન કર્યું.

ઇંદ્રે આખરે પ્રશંસા કરતાં કહ્યું : 'આ સંસારમાં સ્થાવર અને જંગમ બે તીર્થો છે. વિમલાચલ સ્થાવર તીર્થ છે, આપ જંગમ તીર્થ છો.'

આ પ્રભાવક આચાર્યે પછી રાજકારણમાં રસ ન લીધો. પણ એમનું સૂત્ર 'ધર્મે જય અને પાપે ક્ષય' ઘણું પ્રચલિત બન્યું, ને એનાં પરિણામો સહુએ નજરે જોયાં.

શક રાજાઓ પ્રબળ બન્યા હતા. તેઓએ પંજાબનાં યવન રાજ્યોનો નાશ કર્યો. વિજયથી તેઓ પણ આખરે ખૂબ છકી ગયા.

આ વખતે ભારતવર્ષની રંગભૂમિ પર વિક્રમાદિત્ય આવ્યો. વિક્રમાદિત્યે છકેલા શકોનો સંહાર કર્યો. કેટલાક શકો ક્ષત્રિય બની ચૂક્યા હતા, ને અહીંના ક્ષત્રિયોમાં ભળી ગયા હતા.

સૂરિજી એ ક્રાન્તિના પણ સાક્ષી બની રહ્યા. એમના બે ભાણેજો એ પણ આમાં ઠીક ઠીક ભાગ લીધો. આ યુગમાં ધર્મ, નીતિ, શીલ અને સાહિત્ય ખૂબ વિકાસ પામ્યાં.

કેટલાકનું જીવન જ ક્રાંતિકારનું હોય છે, જીવનભર એને ઝઝૂમવાનું જ રહે છે.

એક વાર આર્યગુરુને પોતાના પ્રમાદી ને અવિનયી શિષ્યોનો ત્યાગ કરવો પડયો. ત્યાગ કરીને તેઓ છેક સુવર્ણ ભૂમિ(આસામ) ચાલ્યા ગયા.

જૈનોનાં પર્યુષણ પર્વની તિથિએ આ મહાન સૂરિરાજના પરમ પ્રભાવની યાદગીરી છે. પર્યુષણ પર્વનો સાંવત્સરિક દિવસ ભાદ-

રવા સુદ પાંચમે આવતો. રાજમાં પણ એ દિવસે એક ઉત્સવ થતો. રાજાએ કહ્યું કે તિથિ બદલાય તો બંને પર્વનો પ્રજા લાભ લઈ શકે !

પ્રભાવક આચાર્યે પાંચમની ચોથ કરી, અને તમામ સંઘે એને શિરસાવંદ્ય કરી !

આ મહાન આત્મા જીવનભર સત્યના આગ્રહી રહી, ભારે કીર્તિ સાથે દેવલોક પામ્યા !

ધર્મના એ ધૂમકેતુને વંદન.

